# ન્યાયના ખૂનમાં નીતિ!

[ સચિત્ર સાંસારિક નવલકથા ]

લેખક તથા પ્રકાશક
ચુનીલાલ વર્ધમાન શાહ
વઢવાણનિવાસી
સારંગપુર, તળીયાની પોળ, અમદાવાદ.

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते एकादशे वर्षे समूलं च विनश्यति ॥

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
વિ. સં. ૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯.

અમદાવાદ
પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે
છાપ્યું. ખાડીયા—જેઠાભાઈની પોળ.

મૂલ્ય રૂ. ૨

# પ્રસ્તાવના.

આ [illegible] હલાલ ' એ નામથી ' પ્રજાબંધુ ' માં ચાલુ વાર્તા તરીકે સને ૧૯૧૨ માં પ્રસિદ્ધ થઇ હતી. મનોરંજકતા સાથે બોધકતાનો ગુણ તેમાં રહેલો જણાતાં કેટલાક વાચકોએ તેની માંગણી કરવાથી તેને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે. થોડાએક પ્રસંગોનાં ચિત્રો પણ તેમાં આપ્યાં છે, અને આશા છે કે તે વાચકોને રોચક થઈ પડશે.

તા ૧-૯-૧૯૧૯.
સારંગપુર, અમદાવાદ.

ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.

# ન્યાયના ખૂનમાં નીતિ!

## પ્રકરણ ૧ લું.

### તાજો રોજગાર!

સાંજનો સમય હતો. સૂર્યદેવ દરિયામાં ડૂબી જવાથી રાત્રિના પાદપ્રહાર નિકટ આવતા સંભળાતા હતા. બંદરપર ફરવા આવનારાઓ અને ફરીને પાછા જનારાઓની આવજા એકસરખા પ્રમાણમાં ચાલુ હતી. કોઇ એકલા તો કોઈ પોતાના મિત્રો સાથે ધીમે ધીમે આમ તેમ ફરતા અને કોઇ પોતાની પ્રિયતમાના કોમળ કરને બગલમાં મારી પાશ્ચાત્ય ફાંકડાપણાનો દેખાવ કરતા આમ તેમ ટહેલતા જોવામાં આવતા હતા. તે ચૂપકીવાળા શાંત સ્થળે ઉતાવળો અવાજ કિનારાસાથે અફળાતાં દરિયાનાં મોજાં અને કોઈ ખડખડ હસતા 'એટીકેટ' વિનાના લફંગાઓ જ માત્ર કરતા હતા. તે એક જ સ્થળ જુદી જુદી મનોવૃત્તિને જુદા જુદા પ્રકારે ઉપયોગી થતું હતું. કોઇ ત્યાં આનંદને માટે આવતું તો કોઇ તંદુરસ્તીને માટે આવતું, કોઇ ફાંકડી સ્ત્રીઓનો મનોરમ દેખાવ જોવાને તો કોઇ તેઓની મશ્કરી કરી ઉતરતા ટેસ્ટનો આનંદ લેવાને દરિયા કિનારાની મુલાકાત લેતું, કોઇ ગમગીન હૃદય ગમગીનીને કૃત્રિમ રીતે દૂર કરવાને આવતું, પણ એકાંત મળતાં તે ગમગીનીને બેવડા જોરથી ઉછળતી જોઇ નિરાશા મેળવતું તો કોઇ રસિક પુરૂષ દરિયાના કુદરતી દશ્યમાંથી અને સૂર્યાસ્તની મનોહર લીલામાંથી પોતાના હૃદયનો આનંદ મેળવી લેવાને પ્રયત્ન કરતો જણાતો હતો.

આ સમયે ૩૩–૩૪ વર્ષની વયનો એક પુરૂપ પોતાના સફેદ કૂતરા "ટોમ–ટોમ" ની સાથે દરિયાના કિનારાપર ફરતો હતો. તેણે સફેદ અને સંપૂર્ણ રીતે સુંદર દેખાતાં કોટ પેન્ટલૂન પહેર્યાં હતાં અને માથે ટાગોર કેપ બાંધેલી હતી. ટોપીનું આછા ગુલાબી રંગનું ફૂમતું દરિયાના ઠંડા પવનની લહરીમાં ફરફર ઉડતું હતું. હાથમાંની ચાંદીની ખોલીવાળી મલાક્કા કેન હાથની સાથે ડોલતી જતી હતી. ટોમટોમ કોઇ વાર આગળ દોડી જતો તો કોઈ વાર કાંઈ સુંઘતો અને રમત કરતો પાછળ રહી જતો હતો, પણ તેની તીવ્ર દષ્ટિ પોતાના માલિક ભણી વારંવાર ખેંચાતી જોવામાં આવતી હતી.

સાંજના ઝાંખા પ્રકાશમાં તે ગૃહસ્થે પોતાના ગજવામાંથી સોનાનું ઘડીયાળ કાઢીને જોયું તો તેમાં ૬ વાગી ગએલા જણાયા કે તુરત જ આગળ દોડી જતા ટોમટોમને સીટી વગાડીને પોતા પાસે બોલાવ્યો. થોડે દૂરસુધી પાછા ફરીને એક ભાડેની વિકટોરિયામાં બેસી ગાડીને ગીરગામ તરફ પોતાને મકાને લેઈ જવા ગાડીવાનને કહ્યું.

તે ગૃહસ્થનું નામ ઇન્દુવદનરાય હતું. તે મુંબઇ યુનિવર્સીટીનો બી. એ. એલ. એલ. બી. અને ઈંગ્લાંડનો બારિસ્ટર–એટ–લો થયેલો હતો. કાયદા સંબંધી તેનું જ્ઞાન કેટલું હતું તે બહુ જાહેરમાં આવ્યું નહોતું, કારણકે મુંબઈમાં ધંધો કરવા આવ્યાને તેને માત્ર બે ત્રણ માસ જ થયા હતા અને તેની ધારણા મુજબ હજી તેનો ધંધો કાંઇ ખીલેલો જણાયો નહોતો.

ઇન્દુવદનરાય મૂળ સુરતનો વતની હતો અને જ્ઞાતિનો નાગર ગૃહસ્થ હતો. છવીસ સત્તાવીશ વર્ષની વયે તેણે મુંબઇ યુનિવર્સીટીની એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી હતી અને ત્યારપછી વકીલાતના ધંધામાં જોડાયા પહેલાં તેણે એમ. એ. ની પરીક્ષા આપી મુંબઇ યુનિવર્સીટીની છેવટની ડિગ્રી મેળવી લેવાનો પ્રયત્ન આદર્યો, પરંતુ તેમાં બે વર્ષના ભ-

હેનત પછી નિષ્ફળતા મળી. તે માટે વધુ મહેનત કરવાનું હવે તેણે માંડી વાળ્યું. પિતાની દોલત ઠીક હતી તેથી ખાસ ધંધો કરવાની તો કાંઇ જ પરવાહ નહોતી એટલે કાંઇક વધુ અભ્યાસ કરવાની ઉત્કંઠા થઇ. આ પ્રસંગે જુદા જુદા મિત્રોએ ઇન્દુવદનરાયને જુદી જુદી સલાહ આપવા માંડી અને તેમાં ઇંગ્લાંડ જઇને બેરીસ્ટર થઇ આવવાની સલાહ તેને વધુ પસંદ પડી. તે સલાહને તુરત જ અમલમાં મેલી અને ઇંગ્લાંડમાં ત્રણ વર્ષ ગાળીને બેરીસ્ટર થઇને આવ્યો. તુરત જ સુરતમાં ઓફીસ ઉઘાડી અને વકીલાતનો ધંધો શરૂ કર્યો. નવા બેરિસ્ટર સાહેબને મિત્રોએ મુબારકબાદી આપી અને સૌએ ભવિષ્યકથન કર્યું કે સુરતમાં તેનો વકીલાતનો ધંધો બહુ સારો ચાલશે. બેરીસ્ટર સાહેબે ઓફીસનો ઠાઠમાઠ પણ ઘણો સારો રાખ્યો. ઇન્ગ્લાંડનો ત્રણ વર્ષનો પરિચય તાજો હોવાથી જ સઘળો ઇન્ગ્લાંડનો રીતરીવાજ જ રાખ્યો અને એટીકેટ પણ અંગ્રેજી જ રાખી. એકાદ વર્ષ ગયું પણ કાંઈ ઠેકાણે પડાયું નહિં. નાના નાના દિવાની દાવાઓ આવવા લાગ્યા પણ બેરીસ્ટર સાહેબે તે તરફ કાંઈ લક્ષ આપ્યું નહિ. મોટા મુકર્દમાઓ સુરતમાં બહુ થોડા આવતા પણ તેમાંનો એક્કે ઇન્દુવદનરાયના હાથ સુધી પહોંચતો નહિ, કારણકે વકીલોના પેલા હરવાયા ગુમાસ્તાઓ એવા તો ફરંદા હતા કે અસીલોને ઘેર ફરી ફરીને વકીલાતનામાં લખાવી લેતા હતા.

ઇન્દુવદનરાયને આ પ્રમાણે સુરતમાં નિષ્ફળતા મળવા લાગી અને ખર્ચ બહુ ઉપડવા લાગ્યું એટલે નાના નાના મુકર્દમાઓ પણ લેવાની ઇચ્છા ઉત્પન્ન થઇ; પરન્તુ પહેલેથી જ સુરતી લાલાઓ જાણતા હતા કે એ બેરીસ્ટર સાહેબ નાના મુકર્દમા લેતા જ નથી એટલે તેઓ તેમની ઓફીસે ઢૂકતા જ નહિ! તેણે બે ગુમાસ્તા રાખ્યા હતા છતાં મુકર્દમા નહિ મળવાથી બેરીસ્ટર સાહેબ ગુમાસ્તાઓ ઉપર ઘણી વાર ગુસ્સો

કરતા, પણ તેની કાંઇ પણ સારી અસર તેમના ધંધા ઉપર થઇ નહિ. છેવટે બીજું વર્ષ પણ મોટી નિષ્ફળતા વચ્ચે ગાળીને ઇન્દુવદનરાયે પોતાની ઑફીસને સુરતથી ઉપાડી અમદાવાદમાં નાંખી.

અમદાવાદ એક મોટું, વેપારી શહેર અને ન્યાય–નીતિમાં છેલ્લે પાટલે બેસનારૂં, એટલે ત્યાં વકીલોને સારૂં કામ મળે તે સ્વાભાવિક જ છે. એ વાત ખરી છે કે વૈદ્યડાક્ટરોને સુભાગ્યે ગામ માંદું પડે અને વકીલોને સુભાગ્યે લોકો ઝઘડા કરે! એટલે પછી મોટા શહેરમાં વકીલોની અને ડૉક્ટરોની રોજીમાં કાંઇ જ ન્યૂનતા આવતી નથી; પરન્તુ તેમના ધંધા તેમની બોલતી જાહેર ખબરોના પ્રમાણમાં વધુ ઓછા તો ચાલે. ઇન્દુવદનરાયે સુરતના માઠા અનુભવ પછી અમદાવાદમાં આવીને નાના–મોટા સર્વ પ્રકારના મુકર્દમા લેવા માંડયા. બીજા વકીલોએ એલ. એલ. બી. અને વળી બારીસ્ટરની ઉપાધિવાળા માનવંતા બેરીસ્ટરને એવા નાના મુકર્દમાઓ લેતો જોઇને ઇન્દુવદનરાયની મશ્કરી કરવા માંડી, પરન્તુ ઈંગ્લાંડ જઇ આવીને લોકાપવાદની ઉપેક્ષા કરવાનું શીખી આવેલા ઇન્દુએ તે મશ્કરીની દરકાર કરી નહિ. વર્ષ દહાડો અમદાવાદમાં ધંધો ચલાવ્યો પણ ઇન્દુ સંતુષ્ટ થાય એવું પરિણામ આવ્યું જણાયું નહિ. નાના મુકર્દમાઓમાં બહુ માથું ઘાલી રહેવાથી તેનું બારીસ્ટર તરીકેનું નામ અમદાવાદમાં ભુંસાતું ચાલ્યું અને તેથી સારા મુકર્દમાઓ આવવા જ બંધ થયા. વળી એકલા પૈસા પ્રાપ્ત કરવાની જ તેની અભિલાષા નહોતી. સારો પૈસો મેળવવા ઉપરાંત કોર્ટને ગજાવી મેલનાર એક અચ્છા વકીલ તરીકે આબરૂ કાઢવાની તેની જે અભિલાષા હતી તે તો જરા પણ બર આવી નહિ. નાના નાના મુકર્દમાઓમાંથી જે કાંઈ ફી મળી તે તો આખા વર્ષના ખર્ચમાં ચાલી ગઇ અને તેથી મનમાં નિરાશા પ્રવર્તી.

"બસ, મુંબઇ જેવા મોટા શહેર વિના આપણી ઇચ્છા પાર પડ-

વાની નથી!" ઈન્દુએ વિચાર્યું: "લાખોપતિઓના ઝગડા જ્યાં ચાલતા હોય, હાઇકોર્ટોમાં હજારો રેફરન્સ દોડી આવતાં હોય અને સોલીસીટરોની સંખ્યાબંધ ઓફીસો બિરાજતી હોય, ત્યાં જ મારા જેવા એલ. એલ. બી. અને વળી બેરીસ્ટરની કીંમત અંકાશે! આવા ભૂખડા ગામમાં રહેવું તે તો કાંઈ જ કામનું નહિ! પૈસા મળે નહિ, નામ પણ નીકળે નહિ અને વળી કાંઇ મોજીલું શહેર પણ નહિ!" છેવટે મુંબઇ ખાતે થાણું ફેરવ્યું અને ઇન્દુએ પોતાની સ્ત્રી રૂક્મિણી અને પુત્રી સીતાકુમારી સાથે ત્યાં રહેવા માંડયું.

ગીરગામપરના એક અલાહેદા મકાનમાં ઈન્દુવદનરાયે રહેવાનું રાખ્યું હતું. સૂવાનો ઓરડો, રસોડું અને દિવાનખાનું એવા ત્રણ હોલવાળું તે મકાન સારી સગવડવાળું હતું. જાહેર રસ્તાપર ઓફીસની ગરજ સરી શકે અને રહેવાના મકાન તરીકે પણ ઠીક ઉપયોગમાં આવી શકે તેવું તે હતું. ઘરનું કામકાજ કરવા માટે એક ઘાટીને નોકર રાખી લીધો હતો અને પહેલેથી જ રસોઇઓ રાખવાની ઇન્દુની ઇચ્છા તો હતી, પણ રૂક્મિણીનો મત એવો પડયો કે ધંધામાં સારી રીતે 'સેટલ' થવાય, પછી રસોઇઓ રાખવાની વાત; એટલે હાલ તુરત રૂક્મિણી જ રસોઈ કરતી હતી.

ઇન્દુ દરિયાકિનારા પર ફરીને રાત્રિના સાત વાગતાં ઘેર પહોંચ્યો. સૂવાના ઓરડામાં કપડાં ઉતારવા જતાં રામો દિવાનખાનામાં વેરાએલા કાગળના ટુકડા વીણતો નજરે પડયો. ઇન્દુએ બૂમ મારીને કહ્યું: "કેમરે રામા! જો તો, હજી 'ટામટામ' નું સૂવાનું ટેબલ તેં સાફ કર્યું નથી; આ સહવારે પ્હેરવાની સ્લીપરો પણ કાંઇ પૉલિશ કરી નથી! તું આવો ગંદો અને સુસ્ત ક્યાંથી રહ્યો?"

"મલા વખત જ ક્યાં મળે છે સાહેબ? હજી ઓસીકાંના ગલેફ, ચાદરો, ધોતર, એ ધોવામાંથી આતાં ચ નવરો પડયો છું!" રામો

મરાઠી ભાષાના શબ્દોના આછા છંટકાવ સાથે ગુજરાતી ભાષા બોલ્યો.

ઇન્દુએ કપડાં ઉતાર્યાં અને પાછો તે દિવાનખાનામાં આવ્યો. ટેબલપર અર્ધ સળગેલી સીગારો પડી હતી તે તરફ નજર જતાં તે બોલ્યોઃ "જો તો, હજી આ ટેબલો પણ તેવાં જ મેલા છે! સીગારો ફેંકી દીધી નથી; રામા! મને લાગે છે કે તું સુસ્ત બની ગયો છે."

"નહિ સાહેબ! એ કામ કરાયલા મલા વખત તો પાહિજેની?"

ઇન્દુવદનરાયને ઘરમાં ગંદવાડ જરા પણ ગમતો નહિ. સૂવાનાં અને પહેરવાનાં કપડાં હમેશાં ધોવરાવવાં એવો નિયમ તેણે ઇગ્લાંડથી આવ્યા પછી પોતાના ઘરમાં દાખલ કર્યો હતો અને તેથી રામો ઘરને સાફસુફ રાખવાના તથા કપડાં ધોવાના કામકાજમાંથી ભાગ્યે જ નવરો પડી શકતો હતો. રામાને ઠપકો આપીને ઇન્દુ રસોડામાં ગયો. તપેલીમાંથી દાળ જરા વેરાઈ હતી, તે ઉપર તેને સૂગ ચડી અને રૂક્મિણીને કાંઇક ઠપકાના શબ્દો તે કહેવા જતો હતો, પરન્તુ એટલામાં સીતાકુમારીના આગમન તરફ તેનું ધ્યાન ખેંચાયું અને ઠપકો દેવાનું તે ભૂલી ગયો.

સીતાકુમારી આવતાં જ બોલીઃ "ફાધર! પછી 'ભગવાન બુદ્ધના ચરિત્ર' માટે તપાસ કરી હતી કે નહિ?"

"ઓ નો! એ તો હું ભૂલી જ ગયો છું, સીતા! પણ હમણાં હું એકાદ બે ચોપડીઓ વેચનારાઓને પૂછાવું છું."

સીતા પણ એક બીજા પાટલાપર જમવા બેસી ગઇ, અને થોડી વારે ઇન્દુ જમીને દીવાનખાનામાં આવ્યો. પાન ખાધું. સીગાર સળગાવી. ખીંટીપર એક ધોયા વિનાનો રૂમાલ પડ્યો હતો તે સત્વર ત્યાંથી ઉપાડી જવાનું રામાને ફરમાન કર્યું. એટલામાં કોઈ દિવાનખાનામાં આવ્યું. ઇન્દુવદનરાય સીગારને ટેબલપર જ પડતી મેલીને તે આવનારની સામે દોડી ગયો અને તેનો સત્કાર કરતો બોલ્યોઃ "આવો, આવો, ગિરિજાશંકર!

હું વો ક્યારનો તમારી રાહ જોતો બેઠો છું. તમે નીમેલા વખત કરતાં પા કલાક મોડા આવ્યા છો."

"જી હા, તેમ થયું ખરૂં; સાંજનો વખત અને પગ જરા એવો એટલે આવતાં વાર થઇ." ગિરિજાશંકરે મ્હોંમાંથી તંબાકુની પીચકારી એક બાજુએ ઉરાડતાં કહ્યું.

ગિરિજાશંકર ચાળીસેક વર્ષની ઉમરનો એક બ્રાહ્મણ હતો. એક પગે લંગડો હતો અને ન્હાનપણમાં ગીલ્લી દંડે રમતાં જમણી આંખપર ગિલ્લી વાગવાથી તે ફૂટી ગઇ હતી. તેના પહેરવેશમાં લાંબી બાંયનું અંગરખું અમદાવાદી મીલનું ધોતીઉં અને માથે ખોટા કસબી તોરાવાળી દક્ષિણી પાઘડી એટલાં વાનાં હતાં. તંબાકુ અને તે સાથે પાન ખાવાની તેને બહુ ટેવ હતી તેથી તે જ્યાં બેસતો ત્યાં પીચકારીઓ ઉરાડીને આસપાસની જગ્યાને ગંદી બનાવી મેલતો હતો. તે ઇન્દુના દિવાનખાનામાં આવીને બેઠો અને બે ત્રણ મિનિટ પણ પૂરી થઇ નહિ હોય તેટલા વખતમાં તો ત્રણ ચાર પીચકારીઓ તેણે ઉરાડી જેમાંની એક બાજુની દિવાલપર, એક ઇન્દુના પોલીશ કરેલા બૂટપર અને બાકીની બે નીચે પાથરેલી સાદડીપર પડી! ગિરિજાશંકરની એ ગંદી ટેવથી ઇન્દુ એટલા વખતમાં જ કાયર કાયર થઇ ગયો, પણ તેને એ કાણા અને લંગડા પુરૂષની ગરજ હોવાથી મન મારીને કાંઇ પણ બોલ્યો નહિ.

ગિરિજાશંકરે કહ્યું: "જુઓ સાહેબ! આપને અને મારે અહિં તો પહેલી મુલાકાત છે, પણ કોરટમાં આપ મને એક બે વાર મળેલા, શું! આપ જોઈ શક્યા હશો કે અસીલો વકીલ પાસે ગયા પહેલાં મારી પાસે આવે છે અને જો હું ધારૂં તો હરકોઇ વકીલને પૈસા અપાવી ન્યાલ કરાવી નાંખું એવી મારી શક્તિ છે; એ તો પેલા પારસી બેરીસ્ટર મીસ્ટર સોરાબજી સાઠદીનીયાએ મારી સાથે તકરાર કરી અને તે મને સાચવી રાખી

શક્યો નહિ, નહિતો તેને મુંબઈ છોડીને બીજે ગામ વકીલાત કરવાની જરૂર પડત નહિ! મારાં વખાણુ હું જાતે કરૂં તે શા કામનું, પણ મારો અને તમારો સંબંધ બંધાયા પછી તમે જોઇ શકશો કે આપને ત્યાં પૈસાનો કેટલો વરસાદ વરસે છે! થુ!"

"ગિરિજાશંકર! હું તમારા ઉત્તમ ગુણોને જાણું છું, તેથી તો તમારો સંબંધ સાંધવા તૈયાર થયો છું, પણ તમારી શરત મને બહુ મોંઘી પડે છે તે જ વાંધો છે."

"અરે સાહેબ! થુ!" ગિરિજાશંકરે પીચકારી ઉરાડતાં કહ્યું: "આપની સાથે તો હું પચાસ ટકા એટલે અર્ધો અર્ધ કમિશન લેવાની વાત કરૂં છું, પણ બીજાઓ મને સાઠ ટકા આપવા તૈયાર છે! હું આપની પાસે ઓછેથી રહેવા ઇચ્છું છું તે એ જ કારણથી કે આપ એલ. એલ. બી. અને વળી બેરીસ્ટર એવી બેવડી ડીગ્રી ધરાવો છો, જ્યારે બીજાઓ એવડી મોટી ડિગ્રી ધરાવતા નથી! માત્ર દેખાવ સારો હોવાની જ જરૂર છે, નહિતો ઘણાએ બેરીસ્ટરો ડીસ્ટ્રીકટ પ્લીડરોની સામે ઊભા રહેતાં ફેં ફેં ફાળકા બની જાય છે!"

"પણ પચાસ ટકા તો બહુ થાય ગિરિજાશંકર! એક ગુમાસ્તાને અર્ધો અર્ધ કમિશન આપવાનું તો કેમ પોષાઇ શકે? તેત્રીસ ટકા રાખો ત્યાંસુધી ઠીક છે."

"તો સાહેબ, જેવી આપની મરજી! હવે હું રજા લેઇશ; એ તો હું માત્ર આપના માનની ખાતર આપે ઘર આગળ મળવા કહેલું તેથી મળવા આવ્યો હતો! હાક–થુ!" ગિરિજાશંકર ખુરશીમાંથી ઊભો થયો.

"અરે, પણ બેસો તો ખરા! એમ ચાલવા ક્યાં માંડો છો?" બેરિસ્ટરે ઉમેદવાર ગુમાસ્તાજીને આગ્રહ કરતાં કહ્યું.

"ત્યારે નકામી વાતચીત કરીને શું કામ? આપને પણ તેથી કદાચ કંટાળો આવતો હશે."

"અરે નહિ, નહિ, તમને જોઈને તો હું બહુ ખુશ થયો છું; એમાં કંટાળો શાનો?" બેરિસ્ટરે ખુશામત કરતાં કહ્યું: "ત્યારે તમે ચાલીસ ટકા રાખો. જુઓ મને સાઠ ટકા મળે અને તેટલું તો એક પેઢીના સીનીયર પાર્ટનર (મુખ્ય ભાગીદાર) તરીકે પણ મળી શકે, ત્યારે તમે તો માત્ર ગુમાસ્તા છો."

"સાહેબ! નામનો ગુમાસ્તો, પણ કામમાં સરકારી વકીલ કરતાં ચડું તેવો! પચાસ ટકાથી તો ઓછું નહિ જ લઉં. જેવી આપની મરજી; અને વળી હા, કોઇ અસીલ આવે, તો તેને પહેલાં મારી પાસે મોકલવો અને હું તેને તમારી પાસે લાવું ત્યારે જ તમારે તેની સાથે વાતચીત કરવી એ એક બીજી શરત."

"અરે ગિરિજાશંકર! એમ તે બને? કોઇ માનવંત અસીલ હોય તો તેની સાથે વાતચીત પણ કરવી પડે; અને એમ ન કરીએ તો પછી એક બેરીસ્ટર તરીકે મારૂં માન શું રહે?"

"ના, તો તેમ નહિ બને! એ શરત કબૂલ હોય તો જ રહીશ. મારી પાસે એક અસીલ આવે નહિ, ત્યાંધી તે તમારી પાસે પૂરેપૂરા પૈસા નહિ છોડે તો!"

"વારૂ, તેમ કરીશું અને પચાસ ટકા પણ આપીશું; કહો, હવે તો ખુશ થયાને?"

"બસ હવે ખુશ; કાલથી હું તમારો ગુમાસ્તો અને તમે મારા શેઠ; પૈસા મૂકવા માટે એક તીજોરી લાવી રાખજો; કાલ સ્હવારથી તમારે ત્યાં ગાડીઓ અને ખટારા ભરીને અસીલો દોડયા આવશે! લ્યો સાહેબ! રામરામ!"

"ગુડબાઇ, કાલે સ્હવારે પાછા મળજો."

"જરૂર મળીશ; થુ!" ગિરિજાશંકરે પીચકારી ઉરાડતાં ચાલવા

માંડયું. ઇન્દુ તેને દાદર સુધી વળાવી આવ્યો. તે ગિરિજાશંકરની થુંકવાની અને એવી ગંદી ટેવથી કાયર થઇ ગયો હતો, પણ મુંબઇમાં આવ્યા પછી તેનો ધંધો બરાબર નહિ ચાલવાથી પોતાના રોજગારને તાંજો કરવા માટે તેની ખુશામત કરી, અર્ધો ભાગ આપવાનું કબૂલ કરી તેને ગુમાસ્તો રાખવાની જરૂર પડી હતી. સચ બાત હૈ કી ખુશામત ખુદાકોં ભી પ્યારી હૈ!

## પ્રકરણ ૨ જું.

### વકીલની બોલતી જાહેર ખબર: ગુમાસ્તો.

ગિરિજાશંકર ઇન્દુવદનરાયને ત્યાંથી નીકળીને રાત્રિના દશ વાગતાં ઘેર પહોંચ્યો, તો ઘેર બે અસીલ તેની રાહ જોતા ક્યારનાએ બેસી રહ્યા હતા. ગિરિજાશંકર જે કોઇ નવો અસીલ મળે તેને કહેતો હતો કે "રાત્રે મને ઘેર મળજો" એટલે ઇન્દુવદનરાયને ત્યાંથી નીકળતાં જ તે જાણતો હતો કે ઘેર પોતાની રાહ જોનાર બે ચાર જણાઓ બેઠા હશે ખરા, પરન્તુ તેઓને માટે ગાડીના ચાર આના ખર્ચીને ઉતાવળે ઘેર પહોંચવાની ચિંતા તે રાખતો નહિ. લંગડાતે પગે દોઢ બે કલાકે તે ઘેર પહોંચ્યો અને તેની નવી વહુ પાર્વતીએ મોડા આવવા માટે તેને જરા ઠપકો પણ આપ્યો કારણકે બે અસીલો ક્યારના તેની રાહ જોઇ રહ્યા હતા. ગિરિજાશંકરનું કાળજું તેની નવી અને જુની બન્ને બૈરીઓના બોલ સાંભળી સાંભળીને કઠણ થઇ ગયું હતું, તેથી પાર્વતીનો ઠપકો આ વખતે તેણે કાંઈ નવો સાંભળ્યો નહોતો, એટલે તે ખમી ખાધો. છોકરાંની ખોટે તેણે બે વર્ષથી પાર્વતી સાથે સાત હજાર રૂપિયા ખર્ચીને લગ્ન કર્યું હતું, પણ

હજીસુધી કાંઇ આશા નહોતી એટલે નવી જુનીના ઝગડાની ખરીદી જ તેણે રૂ. સાત હજાર ખર્ચીને કરી હતી એમ કહીએ તો ચાલે.

ગિરિજાશંકરે ઉતાવળે ઉતાવળે ખીચડી ને શાક ખાઇ લીધું અને પછી તે બન્ને અસીલોની સાથે વાત કરવા બેઠો. તે બેમાંની એક તો જુવાન માછણુ હતી અને તેનું નામ ગોદૂ હતું. ગિરિજાશંકરે ગોદૂને તેના કેસની હકીકત પૂછતાં તેણે કહ્યું: "ભાઇ સાહેબ! હું તો મોટી મુંઝવણમાં આવી પડી છું. પેલા મૂઆ ધોંડયાએ મારી સાથે લગ્ન કર્યું, પણ એ તો મૂઓ પરણેલો છે એમ મને કાલે જ ખબર પડી. વરસ દહાડા સુધી તો હું શું જાણું કે તે પરણ્યો છે, કારણકે તેની બાઇકો કરાંચીમાં એની મા પાસે ગએલી અને તેના કાગળો આવે તે એ લુચ્ચો મારાથી છાના રાખે, પણ કાલે એ આવી એટલે મને ખબર પડી."

ગિરિજાશંકર ગભરાયલા જેવો થઇને બોલ્યો: "અરરર! સાલા ધોંડયાએ મહા જુલમ કરી નાંખ્યો છે! જો, એ હરામખોર હવે તને છેડો ફાડી આપવાનું કહેતો હશે, પણ તું તેમ કરીશ નહિ."

"કેમ ન કરૂં? ત્યારે શું હું એક શોક્ય ઉપર રહું? એ રડયો એને ખવરાવે એટલું રળે છે જ ક્યાં? આખો દિવસ દારૂ ઢીચ્યાં કરે છે." ગોદૂ બોલી.

"અરે ગોદૂ! તું તો ગાંડી છે. જો તું એનાથી છૂટી થઇશ તો તારી આખી ન્યાતમાં વગોવાઇશ. પણ ધોંડયાએ શી લાલચથી તારી સાથે લગ્ન કર્યું હતું, તે તો કહે."

"મારી પાસે મારી માની થોડી પુંજી છે તેથી લોભાઇનેસ્તો! પણ એ રડયાને મેં એક પાઇ પણ આપી નથી એટલે તે મને છેડો ફાડી દેવા હવે તૈયાર થયો છે."

"બરાબર, બરાબર!" ગોદૂ પાસે પુંજી હોવાનું ગિરિજાશંકરના ધ્યાનમાં બરાબર ઉતર્યું.

" ત્યારે હવે હું તમારી સલાહ લેવા આવી છું કે મારે શું કરવું? મારા મનમાં તો એમ છે કે છેડો ફાડી લેઇને જુદા થવું અને વળી બીજે ક્યાંય નાતરૂં કરી લેવું."

" અરે ના, ના! એમ તે કેમ કરાય? એમ કરીશ તો તારી સાથે કોઇ નાતરૂં જ કરશે નહિ અને ઉલટી બદચાલની ગણાઇને વગોવાઇશ."

" ત્યારે શું કરૂં?"

" ઘોંડયા ઉપર કર ફરિયાદી અને નંખાવ તેને જેલમાં. તેમ કર્યા વિના એ લુચ્ચાને સાન નહિ વળે. જો કોઈ સારો વકીલ કેસ લડનારો હોય, તો ઘોંડયા ઉપર ત્રણ ગુન્હા પુરવાર થઇ શકે એમ છે અને એકંદર દસ વર્ષની સજા થઇ શકે."

" ઓહો! એ રડયાનું જો એવી રીતે વેર વળતું હોય તો હું ફરીયાદ જ કરૂં; એ પણ જાણે કે ગોઠ્ઠ માછણ મળી'તી ખરી! પણ કેટલુંક ખર્ચ થશે?"

" એમાં તે શું ખર્ચ થવાનું હતું? તું કહે છે કે તારી પાસે તારી માની પુંજી છે, પછી શું ફીકર છે? થશે પાંચ–પચાસ રૂપિયા ખર્ચ."

" એટલાની તો કાંઇ ફીકર નથી."

" ત્યારે કાલે અરજીની લખાઇની ફીના દસ રૂપિયા અને સ્ટાંપ ફીના થોડા રૂપિયા લઇને કોર્ટમાં આવજે."

" પણ ક્યા વકીલને રાખશો? મારો વિચાર તો કોઇ બાલેસ્ટરને રાખવાનો છે; જેવો તેવો વકીલ એને દશ વરસની સજા કરાવી શકશે નહિ; ભલે બાલેસ્ટરને પાંચ રૂપિયા વધારે આપવા પડે."

" અરે, બારીસ્ટર અને વળી એલ. એલ. બી. થએલાને રાખીશું. મારે હાથ કેસ આવે તેમાં તારે કાંઈ ખામી રહેલી સમજવી નહિ. પેલા સુરતી બારીસ્ટર છે તેમને રાખીશું. તે જ મારા શેઠ છે."

"એ તો તમને ઠીક પડે તેને રાખજો. હું જઉં છું." ગોદૂ બોલી.

ગોદૂ ગઇ એટલે ગિરજાશંકર બીજા અસીલ સાથે વાતચીતમાં પડયો. તે એક વાણીયો હતો અને તેનું નામ રામચંદ હતું. રામચંદ બોલ્યો: "ગિરજાશંકરભાઈ! હું બહુ મુંઝવણમાં આવી ગયો છું. કોની સલાહ લેવી તે પણ મને સુજતું નથી એટલે છેવટ હું તમારી પાસે આવ્યો છું."

ગિરિજાશંકર તેને ધીરજ આપતો બોલ્યો: "કાંઇ ફીકર નહિ બાપુ! તમે તમારે તમારૂં દુઃખ કહો, મારાથી બનતી મદદ કરીશ. એમાં ગભરાશો નહિ."

"ત્યારે સાંભળો." રામચંદ આંખમાં આવેલાં આંસુ લૂછતો બોલ્યો: "મારે એક બાર-તેર વરસની દિકરી છે-હજી કુંવારી છે. દુઃખનો માર્યો હું છ મહિનાથી કાઠિયાવાડમાંથી આવીને અહીં રહો છું. એ દિકરી રસોઇ કરતી અને હું ખાતો. ત્રણ-ચાર મહિના પહેલાં એક જણ આવ્યો. આંખની ઓળખાણ-અમે બે વડોદરામાં થોડો વખત સાથે રહેલા તે પરથી. તેને પણ ક્યાંય નોકરી હશે. તેણે કહ્યું કે હું તમને દશ રૂપિયાનો મહીનો આપીશ અને તમે મને તમારે ત્યાં જમાડો કારણકે મને વીશીનો ખોરાક બરાબર પસંદ આવતો નથી. મારા મનમાં એમ કે એ પણ ઠીક છે, ઓળખીતો છે અને વળી દશ રૂપિયામાંથી પણ મહિને થોડું બચશે. મેં લાભે લોભે રાખ્યો અને થોડા દિવસમાં તો તે અમારી સાથે ઘરની પેઠે હળી ગયો. પણ આજે સાંજે નોકરીપરથી હું ઘેર આવું છું તો ખબર મળી કે એ હરામખોર મારી દીકરીને ફોસલાવી, ઉપાડીને ક્યાંક નાસી ગયો છે! હે પરભુ! હવે મારો શો આશરો? ગિરિજાશંકરભાઇ! હું ગરીબને કાંઇ સારી સલાહ આપો."

"સલાહ એ કે પોલિસને ખબર આપો અને નાસી જનારના નામનું વોરંટ કઢાવો. પોલીસની સાથે ફરીને એને ઓળખાવી પકડાવો;

મુંબઈમાં હશે તો હાથ લાગશે."

"પણ એમાં કાંઇ ખર્ચ થશે કે"

"હા, પોલીસ કાંઇ સગી છે? પહેલાં તો અરજી લખામણીની ફીના જ પચીસ રૂપિયા તમારે મને આપવા પડશે."

"ગિરિજાશંકરભાઇ! હું ગરીબ છું તે તમે જાણો છો. મારા જેવા ગરીબનું કામ મફત કરી આપો તો તે પણ પુણ્ય લેખે છે, પણ તમને તસ્દી પડે તેટલા માટે હું તમને પાંચ રૂપિયા આપીશ; મને અરજી લખી આપો."

"ના, ના, ના, માથું પકવશો નહિ; પચીસથી ઓછે નહિ બને." ગિરિજાશંકરે ભ્રકુટી ચડાવતાં કહ્યું.

"અરે, પણ હું ગરીબને ન્યાય અપાવવામાં મદદ કરવા જેટલી દયા નહિ કરો?" રામચંદે વિશેષ આજીજીથી કહ્યું.

"અરે ભલા માણસ! ગરીબને વળી ન્યાય શો? પૈસા હોય તો ન્યાય મળે! ભૂખડી બારસને ત્યાં તે પવિત્ર ન્યાય હોય જ ક્યાંથી?"

"ગિરિજાશંકરભાઇ! મારી દયા પણ તમને શું નથી આવતી?"

"હવે જાને સાલા ભામટા!" ગિરિજાશંકરે ખુલ્લો ક્રોધ દર્શાવીને કહ્યું: "તારી છોકરી જ રાંડ બદમાશ હશે ને પેલાને ધણી બનાવીને નાસી ગઈ હશે; પછી વળી ડાહ્યો ડમરો શેનો બને છે?"

આ શબ્દો સાંભળીને ગરીબ રામચંદને બહુ સંતાપ થયો. તેનું હૃદય ગિરિજાશંકરના નીચ શબ્દોથી કમકમી ઉઠ્યું. પોતાની કુમારિકા પુત્રી-પરનો આરોપ તેના હૃદયને દંશ દેવા લાગ્યો. તે બોલ્યો: "ભાઇ! હું જતો રહીશ, પણ મને ગરીબને વધારે સંતાપ શાને આપો છો?" એમ બોલતો રામચંદ જતો રહ્યો.

હવે નિરાંતે ગિરિજાશંકર બિછાનામાં પડ્યો. થોડી વારે અર્ધી પર્ધી

ઉંઘ આવી અને આંખ મળી એટલામાં કોઇએ બારણું ઠોક્યું. બારણું ખોલતાં એક જણ માંહે આવ્યો અને ગિરિજાશંકરને સંબોધીને બોલ્યો: "કાલે સ્હવારે ધર્મચંદ શેઠને ઘેર સ્હવારે મળજો; શેઠે બોલાવ્યા છે."

ગિરિજાશંકર બોલ્યો: "પણ અલ્યા! અત્યારે મધરાતે ક્યાંથી કહેવા આવ્યો?" -

"શેઠે તો મને સાંજે કહેલું. પણ તે વખતે ભૂલી ગયો એટલે અત્યારે આવ્યો; શું કરૂં? સ્હવારે તમે ન જાઓ એટલે શેઠ મારાપર જ ગુસ્સે થાય ને? કહેતા'તા કે કાંઇક જરૂરનું કામ છે."

"વારૂ જઇશ." ગિરિજાશંકર દ્વાર બંધ કરીને પાછો આવીને બિછાનામાં પડયો.

* * * * *

બે બૈરીઓ પરણવાનાં બીજાં ગમે તેટલાં નુકસાનો હોય, પણ ગિરિજાશંકરને તેથી એક ફાયદો થયો હતો અને તે એ હતો કે સ્હવારના આઠ વાગતાંમાં ગિરિજાશંકર ન્હાઇ ધોઈ, આહ્નિકમાંથી પરવારી, જમી કરીને બ્હાર જવા માટે તૈયાર થઇ જતો. સ્હવારમાં ઉઠતાં જ એક ઘરનું પરચુરણ કામ કરવા લાગતી, તો બીજી ન્હાઇને રસોડામાં પેસતી અને તેથી ઘરનું કામ જલ્દીથી પતી જતું. ગિરિજાશંકર સ્હવારના આઠ વાગતાં જ બ્હાર નીકળીને સીધો ધર્મચંદ શેઠને ત્યાં ગયો. ધર્મચંદ શેઠ ગિરિજાશંકરને સારી પેઠે પીછાણતા હતા અને શેઠના દાવા–દુવીના સઘળા મુકર્દમા મોટે ભાગે ગિરિજાશંકરને જ સોંપાતા હતા. ધર્મચંદ શેઠ શેરદલાલનો ધંધો કરતા અને ઘરમાં કાંઇ બહુ મીલકત નહોતી, પણ આબરૂ સારી હોવાને લીધે કમાણી સારી હતી. ગિરિજાશંકર આવી પહોંચ્યો, ત્યારે શેઠ પોતાના દિવાનખાનામાં ચાહ પીતા બેઠા હતા. ગિરિજાશંકરે શેઠને નમસ્કાર કરીને પાસેની ખુરશીપર બેઠક લીધી.

શેઠે કહ્યું: "ગિરિજાશંકર! એક અગત્યના કામસારૂ તમને બોલાવ્યા છે."

"ભલે ખુશીથી ફરમાવો, શેઠ સાહેબ!" ગિરિજાશંકરે ડાબી આંખ શેઠના ચહેરા સામે ટેકાવીને કહ્યું.

"જુઓ ગિરિજાશંકર! મારી ભાણેજ કુન્દનને તો તમે ઓળખો છો. તેની સઘળી હકીકત કહીશ તો જ તમે તે મુકર્દમો બરાબર સમજી શકશો. મારા બનેવી જીવણચંદ શેઠ ગુજરી ગયા ત્યારે કુન્દન માત્ર ત્રણ વરસની હતી. શેઠ ગુજરી ગયા પણ પોતાની સઘળી મિલકતનું વીલ કરીને મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ઘરભરે સોલીસીટરોની પેઢીને હસ્તક સોંપતા ગયા. વીલમાં મારી સહી છે, તે સોલીસીટરોની સહી છે અને કુન્દનના કાકા પુનમચંદની સહી પણ છે. હવે કુન્દનની ઉમર દશ વર્ષની થઈ. પુનમચંદ સોલીસીટરોની સાથે મળી ગયો અને મારા સાંભળવા મુજબ તે વીલને ઉડાવી દઈને સઘળી મીલકત પુનમચંદ પચાવી પાડવા માંગે છે. વળી મેં એવું પણ સાંભળ્યું છે કે કુન્દનને તે કોઈ ગરીબડા છોકરા વેરે પરણાવી દેવા માંગે છે."

"વીલ રજીસ્ટર થએલું છે કે નહિ?" ગિરિજાશંકરે પ્રશ્ન કર્યો.

"નહિ, શેઠને મરકી લાગુ પડેલી એટલે ગભરામણમાં વીલ તો થયું પણ રજીસ્ટર કરવાનો વખત ન મળ્યો; અને વળી સૌની રૂબરૂમાં વીલ થઈને સોલીસીટરોને સોંપાયલું, એટલે ગેરવિશ્વાસ પણ કોને આવે? મારી બ્હેન શેઠની પ્હેલાં સુખમાં જ ગઈ છે, પણ અત્યારે આ કુન્દનના માઠા હાલ છે. થોડા મહિના પહેલાં હું પુનમચંદને સમજાવીને કુન્દનને બે દિવસ રાખવાને બ્હાને મારે ત્યાં તેડી લાવ્યો છું. હવે પુનમચંદ પાછો કુન્દનનો કબજો લેવા માંગે છે. આજસુધી તો મેં તેને ગણકાર્યો નહિ પણ ગઈ કાલે સોલીસીટરો મારફત તેની નોટીસ આવી છે એટલે હવે હું ગભરાટમાં પડ્યો છું. કુન્દન પોતે પોતાના કાકાને ત્યાં રહેવા માંગતી

નથી પણ ગમે તેમ તોએ તે હજી બાળક છે; એટલે કાયદેસર શું થાય તે કાંઇ મારી સમજણમાં આવતું નથી."

"કાયદેસર કાંઇ થવાનું નથી, શેઠજી! મુકદ્દમો તમારા લાભમાં છે, કાંઇ ફીકર કરશો નહિ. નોટીસ ભલે આવી. તેનો જવાબ ફણુફણુતો વાળી શકાશે." ગિરિજાશંકરે શેઠના કેસમાં રસ લેતાં કહ્યું.

"ત્યારે હવે તમારો અભિપ્રાય આ કેસમાં કોને રોકવાનો છે? જ્યારે સામો પક્ષ સોલીસીટરો પાસે ગયો છે, ત્યારે આપણે પણ સોલીસીટર પાસે જવું જોઇએ, એમ હું ધારૂં છું."

"નહિ, નહિ, મારો મત એવો નથી. આજકાલ સોલીસીટરોની પેઢીઓ તો પૈસાની પૂજારી થઇને બેઠી છે; અને સોલીસીટરો પણ ક્યાં જાતે કેસ લડવા આવવાના હતા? પેલા સુરતી બેરીસ્ટરને ઓળખો છો ને? હમણાં મારા શેઠ તરીકે તેમને પસંદ કર્યા છે. બહુ જ હુશીયાર માણસ છે; એલ. એલ. બી. અને વળી બેરીસ્ટર; અંગ્રેજી તો એના જ બાપનું; આજસુધી હું કોઇનો ગુમાસ્તો થતો નહોતો પણ તેનો ગુમાસ્તો થયો છું. થોડે પૈસે અને વળી કાળજીથી કામ થશે." ગિરિજાશંકરે આખી જાહેર ખબર બોલી સંભળાવી.

"તો ભલે, હું તમને ત્યાંથી આવેલી નોટીસ આપું છું અને તેનો ઘટતો જવાબ તમે મારી તરફથી મોકલાવી આપજો. પણ બાજી કાંઇ અવળી તો નહિ પડે ને?"

"અરે નહિ સાહેબ! મારા અનુભવપર પણ તમને વિશ્વાસ પડતો નથી શું?"

શેઠે નોટીસનું પરબીડીયું ગિરિજાશંકરને સોંપ્યું. ગિરિજાશંકરે જતાં જતાં કહ્યું: "ત્યારે આપ બપોરના જરા એ બાજુએ પધારજો. વકીલાતનામું પણ લખવું પડશે ને? અને વળી નોટીસના જવાબનો મુસદ્દો

પણ આપને વાંચવો હશે તો તે વાંચવાનું પણ બની શકશે."

"તે વાંચવાની કાંઈ જરૂર નથી; પણ વકીલાતનામા માટે તો જરૂર આવીશ; તમારો ક્યાં ગેરવિશ્વાસ છે?"

ગિરિજાશંકર ગયો. નવ વાગતાં તો તે ઈન્દુવદનરાયની ઓફીસે જઈ પહોંચ્યો. રામો તેની સામે ડોળા ધુરકાવતો નજર કરી રહ્યો, કારણકે ગઈ કાલે તેણે ઓફીસમાં કરી મૂકેલા ગંદવાડથી રામાને દિવાલ ધોવાની, ઝટ ફરીથી પૉલીશ કરવાની અને એવી ઘણી તસ્દી લેવી પડી હતી! ગિરિજાશંકરે પોતાના નવા શેઠને ગોદૂ માછણના અને ધર્મચંદ શેઠના એ બન્ને મુકર્દમાનો સાર કહી સંભળાવીને સમજણ પાડી. ઇન્દુ તો એકીસામટા બે કેસો હાથમાં આવતાં નવા ગુમાસ્તા ઉપર ખુશ ખુશ થઈ ગયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### નવો મુદ્રાલેખ.

"ગિરિજાશંકર!" ઇન્દુવદનરાયે ગોદૂ માછણ અને ધર્મચંદ શેઠનો મુકર્દમો સમજી લઈને કહ્યું: "પરન્તુ આ બાબતમાં તમે એક ભુલ કરો છો."

"શું સાહેબ?" ગિરિજાશંકરે કહ્યું.

બેરીસ્ટરે કહ્યું: "ગોદૂ માછણનો મુકર્દમો સમજવામાં તમે ભુલ કરી હોય તેમ જણાય છે. ગોદૂની ન્યાતમાં નાતરાં કરવાનો રીવાજ છે અને ધોંડુએ પોતાની એક સ્ત્રીની હયાતીમાં ગોદૂ સાથે લગ્ન કર્યું તેથી તેણે ગોદૂને કાંઈ પણ અન્યાય આપ્યો નથી પણ તેની પહેલાંની સ્ત્રીને અન્યાય આપ્યો છે અને તેથી તમે ગોદૂને કહ્યું તે મુજબ ધોંડુને દશ

વર્ષની કે તેથી વધુ ઓછી કાંઇ પણ શિક્ષા થઇ શકે નહિ."

ગુમાસ્તો ક્ષણભર વિચાર કરીને બોલ્યોઃ "સાહેબ! થુ! પીનલકોડના બાબ ૨૦ મામાં લગ્ન સંબંધી ગુન્હાઓની કલમો છે. ૪૯૫ મી કલમ મુજબનો આરોપ ઘોંડુ ઉપર પુરવાર કરી શકાય, કારણકે ગોદૂ સાથે લગ્ન કરતાં ઘોંડુએ તેને પહેલાંના લગ્નની ખબર કરી નહોતી."

"પણ માછીઓમાં એક ઉપરાંત બીજી સ્ત્રી પરણવાનો રીવાજ છે અને તેથી ઘોંડુએ તે કાંઈ મોટો ગુન્હો કર્યો નથી. બહુ તો કોર્ટ ગોદૂને ભરણપોષણનું ખર્ચ અપાવી શકે."

"પણ ગોદૂ તો પોતાના ધણી સાથે રહેવા માંગતી નથી. તે તો પોતાના ધણી ઉપર ઠગાઇ અને વિશ્વાસઘાતનો આરોપ મેલવા માંગે છે."

"એ આરોપ પુરવાર કરવાને માટે બહુ પુરાવાઓ જોઇશે, ગિરિજાશંકર! આવા નાના મુકર્દમામાં સંખ્યાબંધ સાક્ષીઓની પંચાતમાં પડવાનું કેમ પાલવશે?"

"અરે સાહેબ! નહિ પાલવે તો મરશે અસીલ! એમાં મારે કે તમારે ક્યાં સ્નાન સૂતક આવવાનું હતું? આપણે તો રહ્યા વકીલ એટલે અસીલને ન્યાય અપાવવામાં દલાલી કરીએ, છતાં અસીલનું ભાગ્ય ફૂરી વળ્યું હોય, તેમાં આપણો શું ઉપાય? મનગમતો ન્યાય અપાવવાનું કાંઇ આપણા ગજવામાં ભર્યું છે? થુ!" એક જ ઇંદ્રિયના જ્ઞાનવાળો ગુમાસ્તો બોલ્યો.

"ગિરિજાશંકર!" થોડી ઘણી પ્રમાણિકતાને સમજનાર બેરીસ્ટરે કહ્યું: "એટલી બધી સ્વાર્થપરાયણ બુદ્ધિ રાખવી તે કાંઈ ઠીક નહિ; એમ કરવાથી આપણી આબરૂને બટ્ટો લાગે."

"અરે સાહેબ! એમાં બટ્ટો શેનો લાગવાનો હતો વળી? ત્યારે શું વકીલો પરોપકાર કરતા ફરતા હશે? આપણે તો પૈસાનું કામ. પૈસા

મળે તો ખુલ્લી રીતે ખૂન કરનારની પણ વકીલાત કરીએ!"

"હવે એ વાત જવા દો; પણ આ ધર્મચંદ શેઠની વાત મને કાંઇક વધારે કપરી લાગે છે. રીતસર કુંદનનો કાકો જ તેનો વાલી ગણાય, કારણકે કોર્ટ કાંઇ કુંદનના માતૃપક્ષનો દાવો સ્વીકારી શકે નહિ અને તેથી રીતસર તો ધર્મચંદ શેઠે કુંદનને તેના કાકાને હાથ સોંપવી જોઇએ."

"પણ તેના કાકાનો ખોટો ઇરાદો કોર્ટને જાહેર કરવામાં આવે અને તે પુરવાર થાય તો શું કોર્ટ એક ઘાતકી કાકાના હાથમાં કુંદનને સોંપશે?"

"પુનમચંદ જેવા આબરૂદાર અને પૈસાદાર માણસને ઘાતકી ઠરાવવો તેના જેવું વિકટ કામ બીજું કયું હોઈ શકે? અને વળી જુઓ, પુનમચંદ તરફથી સોલીસીટરો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ધરભરેએ ધર્મચંદ શેઠ ઉપર નોટીસ મોકલાવી છે તે ઉપરથી જણાય છે કે તેઓનો ઇરાદો ધર્મચંદ શેઠ ઉપર કુંદનનો કબજો મેળવવા ઉપરાંત વિશ્વાસઘાત કરવાનો આરોપ મેલવાનો પણ જણાય છે, કારણકે કુંદનનો કાયદેસરનો વાલી તેનો કાકો છે–તેનો મામો નહિ."

ગિરિજાશંકર બોલ્યોઃ "સાહેબ! તે ગમે તેમ હો, આપણા અસીલને લાભ થાય એવી રીતે આપણે લડીશું અને પછી તો જે પરિણામ આવે તે ખરૂં. પણ આ મુકર્દમો હાથમાં લેવા જેવો છે, કારણકે બન્ને પક્ષ પૈસાદાર છે અને તેમાંથી આપણને પૈસાની પ્રાપ્તિ ઠીક થઇ શકે તેમ છે. શું!"

"પણ મને તો આ મુકર્દમો હાથમાં લેવાનું વાજબી લાગતું નથી કારણકે આ બાબતમાં ધર્મચંદ શેઠનું કાંઈ વળે તેમ નથી."

ગિરિજાશંકર જરા મ્હોં ચડાવીને બોલ્યોઃ "સાહેબ! ધર્મચંદ શેઠનું

વળે કે ન વળે તેમાં આપણને શું? આપણને આપણી ફી મળશે કે નહિ? બસ થયું; ગોરનું તરભાણું ભરાયું કે પછી ભલે વર ને કન્યા મરી જાય! આપ હજી પૂરેપૂરા વકીલ નથી. આપ આપના દિવાનખાનામાં જ્યાં ને ત્યાં સોનેરી અક્ષરે લખાવો કે **सर्वे गुणाः कांचनम् आश्रयन्ते ॥** સોનામાં સો ગુણો સમજવાઃ એ જ આપે આપનો મુદ્રાલેખ રાખવો. જુઓ સાહેબ, આ જગતમાં પૈસો એ બડી ચીજ છે! વાજબી-ગેરવાજબી કોણ જુએ છે? જગત તો પોલું છે; બાહિરકી અચ્છી ચાહિયે; માટે જો બે પૈસાનો જીવ કરવા માટે આવ્યા હો, તો ગમે તેવો મુકદ્દમો લડવો, અસીલને એવાં સ્વપ્નોમાં રમાડવો કે જાણે તે કેસ જીતીને સો મણની તળાઈમાં સુતો છે! તેમ કર્યા વિના ઘરાક નહિ આવે. જેની ને તેની આગળ કેસ સંબંધે તમારો ખુલ્લો મત આપી દેશો તો કોઈ આંગણે ઢુકશે નહિ, સાહેબ! આપણે તો પૈસો કમાવા માટે વિદ્યા મેળવી છે, કાંઈ પરોપકાર કરવા માટે નહિ, શું!"

ઇન્દુ જરા હસીને મુંગો રહ્યો. ગુમાસ્તો આગળ બોલ્યોઃ "અને હવે પુનમચંદની નોટીસનો જવાબ ઘડીને ગીરીદેવ, રોકજોખ તથા ઘરભરે સોલીસીટરો ઉપર મોકલાવી દો. જુઓ, સોલીસીટરો તરફ જવાબ મોકલવાથી એક બેરિસ્ટરની પોઝીશનને ધક્કો લાગે એમ માનશો નહિ! એ વખત હવે રહ્યો નથી. હવે તો

"પોઝીશનમાં પૂળો મૂકો પૈસા મૂકો પાસ!

"એ જ હિસાબ જ્યાં ત્યાં ચાલે છે; માટે નોટીસનો જવાબ લખી મોકલતાં જરાએ અચકાશો નહિ! હાક શું!"

ચેલો મુંડાયો! ગિરિજાશંકરના શબ્દોની સજ્જડ અસર ઇન્દુના મન પર થઈ કાંચન અને કીર્તિ બન્ને મેળવવાને માટે ગિરિજાશંકરની સલાહ પ્રમાણે ચાલવાથી લાભ થશે, એમ તેણે માન્યું અને તેથી તેને "**सर्वे**

गुणाः कांचनम् आश्रयन्ते " એ ગુરૂમંત્રને બરાબર હૃદયમાં ધારણ કર્યો અને પુનમચંદ તરફની નોટીસનો જવાબ લખી કાઢ્યો. એટલામાં ધર્મચંદ શેઠ આવ્યા. બારીસ્ટરે શેઠને ખુરશી આપતાં કહ્યું: " શેઠજી, આપ વખતસર જ પધાર્યા છો. "

" આપ મારો કેસ તો બરાબર સમજી ગયા છો ને ? " શેઠે પૂછ્યું.

" ઓહ યસ ! ગિરિજાશંકરે મને બધું સમજાવ્યું છે અને તેનો ઉત્તર પણ મેં ઘડી કાઢ્યો છે; જુઓને, જરા વાંચી જાઓ. "

" ના, ના, મારે કાંઇ વાંચવાની જરૂર નથી. એક વાર મેં મારો મુકર્દમો વકીલના હાથમાં મૂક્યો, પછી મારે મારૂં સઘળું કામ પૂરતા વિશ્વાસ સાથે તેને જ સોંપી દેવું જોઇએ. " એમ કહેતાં ધર્મચંદ શેઠે નોટીસના જવાબનો મુસદ્દો હાથમાં લીધો અને ઉપર ઉપરથી નજર ફેરવી તે ઈન્દુવદનરાયના હાથમાં પાછો આપ્યો. ગિરિજાશંકરે વકીલાતનામું લખીને તૈયાર રાખ્યું હતું તે પર ધર્મચંદ શેઠની સહી લીધી અને પછી શેઠ બેરીસ્ટર સાહેબને સલામ કરીને વિદાય થયા.

## પ્રકરણ ૪ થું.

### મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ઘરભરેની પેઢી.

સ્હવારના નવ વાગ્યા છે. ઉનાળાની ઋતુ હોવાથી અત્યારે પણ બફારો થતો જણાય છે. સોલીસીટરો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ઘરેભરેની પેઢીમાં અસીલો અને કલાર્કોની હરફર થઈ રહી છે. કલાર્કો કાગળોના થોકડા તપાસવાના કામમાં અને કાંઇ અગત્યના દસ્તાવેજોને ટાઇપ કરવાના કામમાં રોકાયા છે, ત્યારે અસીલો ચડપો ચડપ આવતા અને સોલીસીટરો કે કારકુનોને કાંઇ અગત્યનો ખુલાસો પૂછી ચાલ્યા જતા

જોવામાં આવે છે. પેઢીના એક ભાગીદાર મી. ગીરીદેવની ખાનગી ઓફીસમાં કોઇ બે ગિરાસીયા પોતાનો મુકર્દમો સમજાવતા બેઠા હતા અને મી. ગીરીદેવ તે ધ્યાનપૂર્વક સાંભળતા હતા. માથાપર વિજળીક પંખો ફરફર ફરી રહ્યો હતો અને સોલીસીટર સાહેબના બદનથી ધામની અસરને દૂર નસાડી મેલતો હતો.

અત્ર સોલીસીટરો મેસર્સ ગીરીદેવ, શેકજોખ અને ધરભરેની પેઢીનો ટુંક ઇતિહાસ રજૂ કરવો અગત્યનો થઇ પડશે. એ પેઢીના પહેલા ભાગીદાર મી. ગીરીદેવ હતા. તે અસલ બંગાળાના વતની હતા અને જ્ઞાતિના કાયસ્થ હતા. ઉમર પંચાવન વર્ષને આશરે થઈ હતી પણ હજી જડબાંમાં વજ્ર જેવાં મજબૂત હોઇને કાચા ચણા પણ ચાવી શકતા હતા. દાઢી મૂછો કાબરી હતી અને જ્યારે તે પહેલવહેલા મુંબઇ આવ્યા હતા, ત્યારે તો માથે ટોપી પહેરતા પણ અત્યારે તો પારસી પાઘડી ધારણ કરતા હતા. ઘણા વર્ષનો પરિચય હોઇને તે ગુજરાતી સારૂં બોલી શકતા હતા, તોપણ કોઇ કોઇ વાર હિંદી ભાષાની છટા આવી જતી. છાતીપરના કચરાને બ્રશની પેઠે સાફ કરતી લાંબી કાબરી દાઢી, પગમાં પેન્ટલૂન, મ્હોંમાં કોઇ વાર હિંદી ભાષા અને માથે પારસી પાઘડીઃ એ યોગ જોતાં તેમની સાથે પરિચયમાં આવનાર દરેકને આશ્ચર્ય સાથે હાસ્ય છૂટયા વિના રહેતું નહિ. મી. ગીરીદેવે મુંબઇમાં આવ્યા પછી એક મજબૂત લડત ચલાવનાર સોલીસીટર તરીકે નામ મેળવ્યું હતું અને તેથી તેમની ગાંઠે પૈસો પણ ઠીક એકઠો થયો હતો. પૈસા એકઠા કરવા અને ઉડાવવા એ જ એમની જીંદગીનો મુખ્ય સિદ્ધાંત હતો. અસીલોની હારજીત કે તેના પૈસાના ખર્ચ તરફ મી. ગીરીદેવ બહુ ધ્યાન રાખતા નહિ, પણ અસીલોની સાથે વાતચીત કરવામાં એવી ખબરદારી રાખતા કે કોઇને તેનાથી અસંતુષ્ટ થવાનું કારણ મળે નહિ. જો કદાપિ ભોગજોગે કોઇ

કડાકુટીઓ અસીલ મળતો, તો પછી તેની પાસેથી પોતાના પૈસા ગમે તે રીતે વસુલ કરી લેવા જેટલો જ સંબંધ તે રાખતા અને કહેતા કે " એકદમ પૈસા ગીરી દેઓ! હવે મારી પાસે તમે ફરી આવશો નહિ." આવે વખતે અસીલને તેમનું " ગીરીદેવ " જેવું અર્થસૂચક નામ સફળ થએલું જણાયા વિના રહેતું નાહ.

મી. રોકજોખ અને મી. ધરભરે બન્ને પુનાના રહેવાસી હતા અને મી. ગીરીદેવની સાથે ભાગમાં પડ્યા હતા. મી. રોકજોખ એક ખરેખરા કાયદાબાજ વકીલ હતા અને મી. ધરભરેમાં જોકે કાયદાનું જ્ઞાન બહુ ઓછું હતું, તોપણ તેમનામાં એક બીજો મહાન્ ગુણ હતો અને તે એ હતો કે ગમે તેવા સાક્ષીઓ " મેળવી લેવામાં " તે બહુ બહાદૂર હતા, તેમ જ એક સાક્ષી પોતાના ધાર્યા મુજબ કોર્ટમાં સાહેદી આપે તેવી " તજવીજ " કરવામાં એક્કા હતા. " જૂઠા સાક્ષીઓ " " ઉભા કરવામાં " તે કુશળ હતા, એમ કહીએ તો એક આબરૂદાર સોલીસીટરને માટે તે જરા એટીકેટનો ભંગ લેખાય! મી. ગીરીદેવ અને આ બે દક્ષિણી ભાગીદારોને એક જ પેઢીના સંબંધમાં કામ કરવાનું સારી રીતે ફાવતું હતું, તેનું કારણ એ હતું કે તે ત્રણમાં જૂદા જૂદા ખાસ ગુણો હોઇને પેઢીનું સઘળું કામ સારી રીતે નીભતું હતું અને વળી મી. ગીરીદેવની પેઠે મી. રોકજોખનો સિદ્ધાંત અસીલ પાસેથી નાણાં ' રોકડા ' ' જોખાવવાનો ' હતો અને મી. ધરભરે તો પૈસાથી ' ધર ભરવા ' ના કાર્યમાં જ આખી જીંદગીની સફળતા સમાએલી માનતા હતા. સોલીસીટરોની પેઢીનો એક ભાગીદાર ઉદાર હોય અને બીજો કંજુસ હોય અથવા એક વાજબી મુકર્દમો હાથ ધરવાના અભિપ્રાયવાળો હોય તથા બીજો ગેરવાજબી મુકર્દમા હાથ ધરીને અમણા પૈસા મેળવવાની ધારણાવાળો હાય તો તેઓને એક જ ઓફીસમાં સાથે કામ કરતાં ફાવે નહિ, પરન્તુ મેસર્સ ગીરી-

દેવ, શેઠજોખ અને ધરભરેની પેઢીના તો ત્રણે ભાગીદારો એક જ સિદ્ધાંતના અને એક જ પદ્ધતિ–હરકોઇ રીતે પૈસા મેળવવાની રીતિ–સર કામ લેવાની ટેવવાળા હતા; એટલે તેઓને સાથે કામ કરતાં ફાવે તેમાં નવાઇ શું ?

થોડી વારે મી. ધરભરે ઓફીસમાં આવ્યા અને મી. ગીરીદેવની સાથે અંગ્રેજીમાં કાંઇ વાતચીત કરીને તેમની પાસેથી એક પરબીડીયું લેઇ પોતાની બેઠકપર જઇને બેઠા. પેલા પરબીડીયામાંનો પત્ર કાઢીને જોયો તો તે ધર્મચંદ શેઠ તરફથી બેરીસ્ટર ઇન્દુવદનરાયે નોટીસનો વાળેલો જવાબ હતો. મી. ધરભરેએ તે જવાબ બરાબર વાંચ્યો અને કાંઇક વિચારમાં પડી ગયા. જવાબમાં એવી મતલબ જણાવી હતી કે " કુન્દન પોતે પોતાના કાકાને ત્યાં રહેવા માંગતી નથી, તેમ જ તેના પિતાએ જે વીલ કરીને તમારી પેઢીને હસ્તક સોંપેલું છે તેમાં જણાવવામાં આવેલી મીલકતની છેલ્લાં ૭ વર્ષમાં શું વ્યવસ્થા કરવામાં આવી છે તે કુન્દનને જણાવવામાં આવ્યું નથી. વળી તે મીલકતનો વહીવટ જ્યાંસુધી તે જાણતી નથી, ત્યાંસુધી તે પોતાની જીંદગીને ભયમાં જુએ છે અને તેથી તે પોતાના કાકાને ત્યાં રહેવા માંગતી નથી. ધર્મચંદ શેઠ કુન્દનને તેના કાકાની રજા લેઇને જ પોતાને ત્યાં તેડી ગયા છે, કાંઇ ફોસલાવીને કે ખોટું સમજાવીને તેડી ગયા નથી અને તેથી કુન્દન પોતાના કાકાને ત્યાં પાછી આવવા ન માંગે, તો તે માટે ધર્મચંદ શેઠ કોઇ પણ રીતે જવાબદાર ઠરતા નથી. "

આ જવાબ વાંચીને મી. ધરભરેએ શેઠ પુનમચંદ ઉપર એકદમ ટેલીફોન કર્યો અને જણાવ્યું કે બપોરે તેમણે પોતાને મળી જવું, કારણકે નોટીસનો જવાબ ફરી વળ્યો છે અને તે માટે તમને મળવાની અને વિચાર ચલાવવાની જરૂર પડી છે.

---

## પ્રકરણ ૫ મું.

### સુધરેલી લાંચ !

ગિરિજાશંકરને ગુમાસ્તા તરીકે રાખ્યા પછી ઇન્દુવદનરાયને પોતાની ઓફીસની રચનામાં થોડો ફેરફાર કરવો પડ્યો હતો. શેઠ ગુમાસ્તા બન્નેની બેઠક તો એક જ મોટા હોલમાં રાખવામાં આવી હતી, પરન્તુ ગુમાસ્તાની બેઠક જુદી પાડવા માટે વચ્ચે એક પડદાવાળી ઘોડી મૂકવામાં આવી હતી. વચ્ચે પડદો આવવાથી બન્ને જણ એક બીજાનાં મ્હોં જોઇ શકતા નહિ, એટલે તે પડદો એક હોલના બે જુદા જુદા ભાગો પાડવામાં આવ્યા હોય તેવી ગોઠવણ કરવામાં મદદગાર થઇ પડ્યો હતો. ઓફીસમાં પેસતાં જ પહેલાં ગિરિજાશંકરની બેઠક નજરે પડતી હતી. બે ખુરશી અને એક સાધારણ દેખાવવાળું ટેબલ, એ તેની બેઠકનું ફરનીચર હતું. કેસો માટેના પરન્તુ હરહમેશ ગિરિજાશંકરના જ કામમાં આવે એવા કાગળીયા માટે એક નાનું કબાટ આજકાલમાં ખરીદી લાવવાનું હજી બાકી રહ્યું હતું. ગિરિજાશંકરને વારંવાર થુંકવાની ટેવ બહુ હોવાથી બેરીસ્ટર સાહેબે પોતાને ખર્ચે એક પિતળની પીકદાની આણી હતી અને ગિરિજાશંકરના ટેબલની નીચે તે રાખી મેલવામાં આવતી હતી. તે પીકદાનીને સવાર સાંજ સાફ કરવાનું કામ રામાએ મોટી હોંશ સાથે માથે લીધું હતું, કારણકે વારંવાર દીવાલ ધોવાના કે છાદડી લૂછવાના કામનો બોજો તેને માથેથી તેથી દૂર થવા પામ્યો હતો.

ગિરિજાશંકર ઇન્દુવદનરાયને ત્યાં ગુમાસ્તો રહ્યો, તેને એક અઠવાડીયું જ આજે પૂરૂં થતું હતું, પરન્તુ તેટલા ટુંકા વખતમાંએ ગિરિજાશંકરે પોતાની ચતુરાઇ અચ્છી તરેહથી બતાવી આપી હતી. જૂદા જૂદા પાંચ કેસ માત્ર એક જ અઠવાડિયાની મુદતમાં ગિરિજાશંકરે લાવી

આપ્યા હતા અને તેમાં સૌથી મોટો કેસ ધર્મચંદ શેઠવાળો હતો. આજે રવિવારનો દિવસ હોવાથી કોર્ટમાં જવાની પંચાત નહોતી, પરંતુ કેટલાક અસીલો આવનાર હતા. હજી કોઇ આવ્યું નહોતું એટલે શેઠ ગુમાસ્તો સાધારણ વાતચીત કરતા બેઠા હતા. ગિરિજાશંકરે વાત ઉપાડતાં કહ્યું: "સાહેબ! કાલે તો પેલા પુનમચંદ શેઠ મને મળ્યા હતા."

"કયા પુનમચંદ?" બેરીસ્ટરે પ્રશ્ન કર્યો.

"કેમ વળી? નથી ઓળખતા? ધર્મચંદ શેઠની ભાણેજ કુંદનના કાકા."

"હં, તે પણ તમને ઓળખે છે ખરા કે?"

"હા, શામાટે ન ઓળખે? દશ વરસથી તે મને ઓળખે છે. થુ!"

"કેમ, પછી આપણે તેમની નોટીસનો જવાબ વાળ્યો છે, તે વિષે કાંઇ બોલતા હતા કે?"

"પહેલાં તો કાંઇ બોલ્યા નહિ, કારણકે હું આપની ઓફીસમાં રહ્યો છું તે તેમના જાણવામાં જ નહોતું; પછી મેં કેસ સંબંધે વાત કાઢી અને લલકારીને કહ્યું કે ધર્મચંદ શેઠ ઉપર હવે ક્યારે કેસ કરો છો, ત્યારે તેમને ખબર પડી. ધર્મચંદ શેઠનો પક્ષ મેં અને આપે પકડ્યો છે, એમ સાંભળીને તો શેઠનાં હાજાં જ ગગડી ગયા! ન કાંઇ બોલે કે ન કાંઇ ચાલે!" ગુમાસ્તાએ વિગતવાર વાત કહેવા માંડી.

બેરીસ્ટર મનમાં મલકાતા અને મ્હોંમાંથી સ્મિત સ્ફુરાવતા બોલ્યા: "પછી?"

"પછી તો મેં ખૂબ દમ ભરાવ્યો અને એટલો તો રેચ દીધો કે શેઠ બિચારા ગભરાઇ જ ગયા અને હવે શું કરવું તે માટે મારી સલાહ પૂછવા મંડી પડયા! મેં કહ્યું કે હું કાંઈ તમારો વકીલ નથી કે તમને સલાહ આપું, પણ શેઠજી! એમ આખું કોળું ગળી જશો અને વીલ ઉડાવી દેશો તે

પચશે નહિ; માથે ઇશ્વર બેઠા બેઠા સઘળું જુએ છે! હાક થુ!"

"ખરૂં કહ્યું; પછી?"

"પછી તો શેઠ એટલા બ્હી ગયા કે કહેવાની જ વાત નહિ! મને કહે કે ધર્મચંદ શેઠનો પક્ષ છોડી દેવાનું તારા શેઠને સમજાવ! મેં ખુલ્લી ના કહી અને કહ્યું કે એવી અનીતિ મારાથી કે મારા શેઠથી નહિ થાય."

"બરાબર કહ્યું, ગિરિજાશંકર! અને આવા મામલામાં જ આપણી પ્રમાણિકતાની ખરી કસોટી લોકો કરશે એટલું જ નહિ પણ આવે જ વખતે આપણી આબરૂ લોકોમાં ફેલાશે અને આપણને સંખ્યાબંધ મુકર્દમા મળશે. કદાચ ધર્મચંદ શેઠ કરતા દસ ગણી ફી હવે આપણને પુનમચંદ આપવા આવે અને કહે કે ધર્મચંદના વકીલ તમો થશો નહિ, તો તે પણ આપણાથી ન બને! પૈસાની ખાતર એટલો મોટો વિશ્વાસઘાત કરવો એનાથી વધારે મોટું પાપ બીજું કયું?"

ઇન્દુવદનરાયના આ શબ્દો ગિરિજાશંકરને બરાબર રૂચ્યા નહિ એમ તેના કસાણા થએલા મ્હોં ઉપરથી જણાઈ આવ્યું. તે વાતને ટુંકામાં જ પતાવતો બોલ્યો: "ખરી વાત છે; પછી તો હું શેઠથી છૂટો પડ્યો, પણ મને લાગે છે કે આજકાલ પુનમચંદ શેઠ આપની મુલાકાત લેવા આવ્યા વિના રહેશે નહિ. થુ!"

"ભલે આવે; હું તો તેમને ખુલ્લો જવાબ આપી દઇશ કે કોઇ પણ રીતે હું તમારૂં કહેલું માન્ય રાખી શકું તેમ નથી."

ગિરિજાશંકર મુંગો મુંગો પોતાની બેઠકપર આવીને બેઠો અને કાંઇક વિચારમાં પડ્યો. પાએક કલાક નહિ થયો હોય, એટલામાં તો પુનમચંદ શેઠ પોતાની ગાડીમાં આવી પહોંચ્યા અને દાદર ચડયા. ઓફીસમાં પેસતાં જ ગિરિજાશંકરનાં દર્શન થયાં. ગિરિજાશંકર શેઠનો સત્કાર કરતો બોલ્યો: "પધારો શેઠજી!"

"હા, ગિરિજાશંકર! કેમ, આનંદમાં છોને? એમ કહી શેઠ ખુરશીપર બેઠા અને ગિરિજાશંકર પણ શેઠના સન્માન માટે ઊભો થયો હતો તે પોતાની બેઠકપર બેઠો. શેઠે ધીમેથી ગિરિજાશંકરને પૂછ્યું: "પેલી વાતનું કેમ?"

ગિરિજાશંકરે ધીમેથી જ ઉત્તર આપ્યો: "બને તેમ લાગતું નથી, ચાલો તમે જાતે જ સમજાવો; અને નહિતો હું પેલી યુક્તિ લડાવું છું." એમ કહી તે હસ્યો. શેઠને ઇન્દુવદનરાય પાસે લેઇ ગયો અને બન્નેની પરસ્પર ઓળખાણ કરાવી. બેરીસ્ટરે શેઠનો સત્કાર કર્યો. ગિરિજાશંકર ત્યાંથી જતો રહ્યો.

પુનમચંદે મુદ્દાની વાત કાઢતાં કહ્યું: "કેમ સાહેબ! ધર્મચંદ તરફથી આપે વાળેલો જવાબ તો મેં વાંચ્યો, અને જો કદિ ધર્મચંદ નહિ માને તો તેમાં કાંઇ સાર નહિ કાઢે. આપ પણ કબૂલ રાખશો કે એક છોકરી ઉપર તેના મામા કરતાં તેના કાકાનો હક્ક પહેલો પહોંચે છે."

"એ કબૂલ છે, પરન્તુ શેઠજી! તમે સમજુ થઇને કેમ ભૂલો છો? કુંદન પોતે તમારે ત્યાં રહેવા માંગતી નથી અને જો અવિનયની મને માફી આપો તો કહીશ કે તમારી લોભી વૃત્તિમાં હું તમને કોઇ પણ રીતે ફાવવા દઇશ નહિ."

"મારી લોભી વૃત્તિ શું?"

"એટલામાં જ જો તમે નહિ સમજતા હો, તો તે લોભી વૃત્તિનો ખુલ્લો અર્થ તમે જ્યારે કેસ કરીને કુંદનનો કબજો લેવા માંગશો, ત્યારે હું બતાવી આપીશ; અને કદાચ તમે કેસ નહિ કરો, તોપણ ધર્મચંદ તરફથી ફરિયાદ રજુ કરાવીને હું તમને તે બધું દીવા જેવા અક્ષરોમાં સમજાવી આપીશ, શેઠજી!" બારિસ્ટરે પોતાના ધંધાના એક સાધારણ નિયમ મુજબ સામા પક્ષને દમ ભરાવ્યો!

પુનમચંદને દેવામાં આવેલો દમ કેવળ નિષ્ફળ ગયો નહિ, જોકે તે એ દમથી એકદમ ગભરાઇ જાય તેવો તો નહોતો. ગિરિજાશંકરને આગલે દિવસે જ્યારે પુનમચંદ મળ્યો હતો, તે વખતે ગિરિજાશંકરે તેને કાંઈ જ દમ દીધો નહોતો કે પુનમચંદ ગભરાઇ ગયો પણ નહોતો. ગિરિજાશંકરે ઇન્દુવદનરાયની પાસે જે બડાઇ મારી હતી તે કેવળ ગપાટો જ હતો. ખરી વાત એ હતી કે પુનમચંદ ધર્મચંદને ભૂલથાપ આપીને કેસમાં હાર ખવરાવવા ઇચ્છતો હતો અને તેટલા માટે ધર્મચંદના વકીલને લાંચ આપી ફોડવા માંગતો હતો! ઇન્દુએ દમ ભરાવ્યાથી પુનમચંદ કાંઇક વિચારમાં પડી ગયો, તોપણ બહુ ચિન્તાતુરતાનો દેખાવ ન થવા દેતાં એકદમ બોલ્યો: "સાહેબ! એ તો આપ આપની ફરજની રૂએ ગમે તે કરજો, તે માટે મને કાંઇ વાંધો નથી; પરંતુ હું આપને એક વિનતિ કરવા આવ્યો છું કે આપ પોતે જ આ વાતમાં વચ્ચે પડીને પતાવો તો સારૂં. જુઓ, અમે બન્ને લડીએ તેમાં સરકારનું ઘર ભરાય તે કાંઇ ઠીક નહિ, તેથી એકે પક્ષને કાંઇ ફાયદો નથી. કુંદન મારે ઘેર રહેવા માંગતી નથી એ વાત તો હડહડતી જુઠી છે. ખરૂં કહું તો ધર્મચંદ પોતે જ એને કેદ કરીને બેઠો છે. સાહેબ, આ વાતમાં વચ્ચે પડીને પતાવી દો તો આપને કાંઈ શીનો ગેરલાભ નહિ થવા દઇએ, કારણકે પંચાતમાં પડવાની તસ્દી બદલની આપની મહેનત અમે વ્યર્થ જવા દઈશું નહિ."

બેરીસ્ટર બોલ્યા: "જુઓ શેઠજી! હું તો મારાથી બનતી મહેનત કરીશ, પણ જ્યાંસુધી તમે કુંદનનો કબજો લેવાની વાત કરશો ત્યાંસુધી એ પંચાત નહિ પૂરી થાય!"

"ત્યારે કુંદનનો કબજો લીધા વિના તો હું નહિ જ રહું. એ મારી ભત્રીજી છે. મારી આંખો કરતાં પણ મને વ્હાલી છે. હું તેને કેમ અળગી

કરૂં ? સાહેબ ! આપ તો શું જાણો ? પણ એ છોકરી એના મામાને ત્યાં ગઇ છે, ત્યારથી મારી સ્ત્રી તો ખાવા પીવાનું હરામ કરીને બેઠી છે !" શેઠે પૂરેપૂરો ગપાટો ચલાવ્યો.

" તે આપ જાણો. કોર્ટમાં ગયા વિના આ ઝગડો પતે તેમ લાગતું નથી."

" ભલે કોર્ટમાં જઇશું, પણ સાહેબ ! હું આપને અરજ કરૂં છું કે આપ આ અધર્મી તરફથી વકીલાત કરવાનું છોડી દો; આપને ફીનું નુકસાન ખમવું પડશે તે હું આપીશ." શેઠે પેચમાં જ વાત ચલાવવા માંડી.

" અરે, એ શું બોલો છો પુનમચંદ શેઠ ? શું હું મારા અસીલનો વિશ્વાસઘાત કરૂં અને એને અધવચ ડુબાવી દઉં ? ન બને, ન બને, ભલા વાણીયા ! તમારી તરફથી ફી લેવી અને ધર્મચંદને હું પડતો મેલું, તે તો મહા અનર્થની વાત કહેવાય."

શેઠે ઇન્દુવદનરાયના મ્હોંની પાસે મ્હોં લેઇ જઇને આંખો મટમટાવતાં ધીમેથી કહ્યું: " હવે માની જાઓને સાહેબ ! રૂપિયા દસ હજાર આપીશ; આખો કેસ લડશો તોપણ ધર્મચંદ એનો ચોથો ભાગ આપી શકનાર નથી ! "

" નહિ, નહિ, નહિ ! એવી વિશ્વાસઘાત કરવાની વાત મને કૃપા કરીને ન કહો શેઠજી ! તમારા દસ હજારની ખાતર તો શું પણ એક લાખ રૂપિયા આપો, તોપણ હું એમ ન કરૂં ! "

જે વખતે પુનમચંદ અને ઈન્દુવદનરાય વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, તે વખતે ગિરિજાશંકર એક જુદી જ યોજના રચવામાં ગુંથાયો હતો. તે પુનમચંદને ઇન્દુવદનરાયની પાસે બેસાડીને સીધો રૂક્મિણી પાસે ગયો અને પૂછ્યું: " સીતાબ્હેન કયાં છે ? "

" જુઓને, પડોશમાં એની કોઇ બ્હેનપણી પાસે બેઠી હશે ! શું કામ છે ? " રૂક્મિણીએ છેવટે પ્રશ્ન કર્યો.

"સાહેબ બોલાવે છે." એમ કહીને ગિરિજાશંકરે સીતાને પાસેના એક ઘરમાંથી શોધી કાઢી અને તેને એક બાજુએ લેઇ જઇને પૂછ્યું: "બ્હેન! કાલે તમે બાપાજી પાસેથી શું મંગાવતાં'તાં?"

"એ તો ભગવાન્ બુદ્ધની ચોપડી!" સીતાકુમારીએ કહ્યું.

"ત્યારે તમે કાંઈ સોનાના નેકલેસની વાત ક્હેતાં'તાં ને?"

"એ તો મારી બાને ક્હેતી'તી કે એવો નેકલેસ કેટલાની કીંમતનો થાય?"

"ઠીક, ઠીક, ત્યારે અત્યારે બાપાજી પાસે જઇને કહો કે મને સારો નેકલેસ અપાવો; એક ઝવેરી આવ્યો છે તેની સાથે એ બાબત જ સાહેબ વાતચીત કરે છે." ગિરિજાશંકરે ભોળી કન્યકાને સમજાવ્યું.

"ના ના, બાપાજી પાસે કોઇ બેઠું હોય, ત્યારે એવું કેમ મંગાય? કદાચ ચ્હીડાય તો?"

"નહિ ચ્હીડાય અને જુઓ, તમારા કાનમાં એરીંગ પણ ક્યાં છે? તે પણ માંગજો; સાથે સાથે બધું લઇ આપશે."

"બધુંએ લેઇ આપવાનું અત્યારે કહું? ગુસ્સો તો નહિ કરે?" બાળા ભય પામતી બોલી.

"નહિ ગુસ્સો કરે. જાઓ, હું તમારી પાછળ જ ઊભો રહીશ." એમ કહીને સીતાકુમારીને ગિરિજાશંકરે ઓફીસમાં મોકલી!

બિચારી ભોળી કન્યાએ તો આવતાં જ કહ્યું: "બાપાજી! મને પેલો નેકલેસ અને એરીંગ આજ અપાવશો? આજે રવિવાર છે."

અસીલની રૂબરૂમાં સીતાને આવી વાત ક્હેતી સાંભળતાં જ ઇન્દુનો મિજાજ તો ગયો! તે ધાંટો કાઢીને બોલ્યો: "રવિવાર છે તો શું થયું? અહીં આગળ એ વાત કરવાની છે? કોઇ બેઠું હોય તેટલો પણ વિવેક નથી?"

પિતાના ગુસ્સાની સાથે જ સીતાની આંખમાંથી તો દડદડ આંસુ ખરી પડ્યાં. પુનમચંદ વચમાં એકદમ બોલી ઉઠયો: "હાં હાં સાહેબ! આ શું? બિચારાં બાળક ઉપર તે ગુસ્સો શો? બાળકો તો દેવના અવતાર તુલ્ય, તેમને બિચારાંને દુભવવાં નહિ! બાળકો તો દેવને પણ દુર્લભ અને આપ આટલો ગુસ્સો કરો છો? કેમ, બ્હેન! તમને શું જોઇએ છે? નેકલેસ અને એરીંગ? ચાલો મારી સાથે; હું તમને અપાવું; સાહેબ તો બહુ કપરા મિજાજના જણાય છે!"

"નહિ, નહિ, પુનમચંદ શેઠ! એ છોકરીને તમે બ્હેકાવો નહિ! તેને હજી વિવેકસર વર્તવાની કેળવણી મળી નથી. દસ વરસની થઇ, હવે શું નાની છે?"

"અરે સાહેબ! દસ વરસનું બાળક બિચારૂં વિવેકમાં શું સમજે? બાળકો તો મને બહુ જ વ્હાલાં! આજસુધી મારી કુંદનને પણ મ્હેં હાથમાં ને હાથમાં રાખી છે: ચાલો, બ્હેન, મારી સાથે આવશો કે?"

સીતાકુમારીએ ડોકું હલાવી ના કહી.

"સાહેબ નહિ લડે તે બાબત હું ખાત્રી આપું છું, પછી શું? ચાલો મારી સાથે, ગાડીમાં જ હું તમને હમણાં પાછાં મોકલીશ." પુનમચંદ શેઠે આગ્રહ કર્યો.

ગિરિજાશંકરે પડદાની ઓથે રહીને કહ્યું: "જાઓ બ્હેન! કાંઇ હરકત નથી."

"નહિ, નહિ." ઇન્દુએ કહ્યું: "એને તમે લઇ જશો નહિ; હું તેને હમણાં ઝવેરી બજારમાં સાથે તેડી જઇને અપાવું છું."

"માફ કરજો; આપનું કહ્યું માન્ય નહિ કરતાં હું બ્હેનને તેડી જઉં છું; આપ હવે વચ્ચે પડશો નહિ! તે તમારાથી બ્હીશે! જુઓ તો! તેમની આંખોમાંથી હજી પણ કેવાં આંસુ ઝરી રહ્યાં છે? સાહેબ! છોકરાં

ઉપર આટલો બધો હાથ રાખવો ન જોઇએ હું કે ?" એમ બોલતો પુનમચંદ સીતાકુમારીને સાથે લઇને ગયો જ !

## પ્રકરણ ૬ ઠું.

### દાઢ ડળકી !

ઇન્દુવદનરાયની અનિચ્છા છતાં પુનમચંદ સીતાકુમારીને પોતાની સાથે લેઇ ગયો. પુનમચંદે અને ગિરિજાશંકરે સાથે મળીને આ પ્રમાણે બેરીસ્ટર સાહેબના મ્હોંમાં જોરથી લાંચ નાખી દેવાનો સંકેત કરી રાખ્યો હતો. ગિરિજાશંકર કે જેની જીંદગીનો એકનો એક હેતુ પૈસા એકઠા કરવાનો હતો તેનો પુનમચંદ શેઠ તરફની લાંચ મૂકી દેતાં જીવ ચાલતો નહતો, અને ઇન્દુવદનરાય હજી પૂરેપૂરો 'મુંબઇગરો' બેરિસ્ટર નહિ બની ગયો હોવાથી ગિરિજાશંકર માનતો હતો કે ઘણું કરીને બેરીસ્ટર પુનમચંદની લાંચનો સ્વીકાર કરશે નહિ; પણ હરકોઇ રીતે તેને લાંચ ખવરાવ્યા વિના પુનમચંદનું કામ પાર ઉતરે તેમ નહોતું, તેથી ગિરિજાશંકરે આ યુક્તિ શોધી કાઢી હતી અને તે છેવટે પાર પડી. પુનમચંદનો હદબહારનો આગ્રહ ઇન્દુને ગમ્યો નહિ પણ સામન્ય જનસ્વભાવ એવો હોય છે કે તે સામા માણસના આગ્રહને વશ થયા વિના રહેતો નથી. આ બાબતમાં તો વળી ઇન્દુને લાભ હતો અને આગ્રહ કરનારને ખર્ચ કરવું પડતું એટલે ઇન્દુ ખુલ્લી રીતે અવિવેક બતાવીને પુનમચંદનો તિરસ્કાર કરી શક્યો નહિ. પુનમચંદ ગયો એટલે ઇન્દુએ પોતાના નવા ગુમાસ્તાને કહ્યું: "ગિરિજાશંકર ! પુનમચંદે આ કાંઇ ઠીક કર્યું નહિ."

ગિરિજાશંકર બોલ્યો: "સાહેબ ! એ શેઠ વિવેક કરવામાં જરા આ-

ગળ વધેલા છે. શેઠીયા માણસ છે એટલે તેમને ત્યાં પૈસાનો શું હિસાબ છે ? સીતાબ્હેનને પાંચ–પચીસ રૂપિયાનું કાંઈક અપાવીને ખુશ કરશે, એમાં શું છે ? એવી ભેટ–સોગાદોનો અસ્વીકાર પણ કાંઇ કરી શકાય છે ?"

"પણ આપણને તો તેમનો આ પહેલો જ પરિચય રહ્યો એટલે ભેટને નામે પણ તે આપણાથી કેવી રીતે લેઇ શકાય ?"

ગિરિજાશંકર ઇષત્ હાસ્ય કરતો બોલ્યોઃ "સાહેબ ! આપ મુંબઇના શેઠીયાઓના ઘરમાં ચાલતા રીતરીવાજો હજી સમજતા નથી. શુ !"

"કેમ, તેઓમાં કેવા રીવાજ હોય છે ? હું પણ મુંબઇનાં રહેલો છું, કાંઇ મુંબઇથી કેવળ અજાણ્યો નથી."

"પણ પૈસાદાર લોકો સાથે આપનો પરિચય બહુ થોડો હશે. કહેવત છે કે "પૈસાદારનાં છોકરાં ઘુઘરે રમે." એ કહેવત કાંઇ ખોટી નથી. સીતાબ્હેન જરા મોટાં છે, પણ નાનાં બચ્ચાં હોય અને પુનમચંદ જેવા પૈસાદારને ત્યાં રમવા જાય, તો રૂપિયાનાં ગજવાં ભરીને આવે !"

ગિરિજાશંકરના શબ્દોને ખોટા માનીને હસતો ઇન્દુ બોલ્યોઃ "એમ તે કાંઇ હોય ? ગિરિજાશંકર ! રૂપિયા તે કાંઇ બાળકોને રમવાના કુકા છે ?"

"હા સાહેબ ! કુકા જ ! પૈસાદારને ત્યાં તો રૂપિયા તે કુકા જ છે. હું નાનો હતો ત્યારે પદમજી પારસીને ત્યાં રમવા જતો. પદમજીની માંને બાળકો ઉપર બહુ જ હેત, તે ઓળખીતાંઓનાં બચ્ચાં દર રવિવારે પોતાને ત્યાં રમવા બોલાવે. પછી ટંકશાળમાંથી નવી નવી પાવલીઓ અને બેઆનીઓ મંગાવી રાખી હોય તેની મુઠીઓ ભરીભરીને રમવા આપે. એવી પાવલી–બે આનીઓનાં ગજવાં ભરીને હું ઘણી વાર ઘેર લાવેલો. શુ !"

એટલામાં તો સીતાકુમારી કેવળ નવા જ સ્વરૂપમાં પિતાની સમક્ષ આવીને મ્હોંમાંથી આછું આછું હાસ્ય સ્ફુરાવતી ઊભી. તેના કાનમા માણેકનાં એરીંગ હતાં, કંઠમાં સોનાનો નેકલેસ હતો અને તેમા ત્રણ ભારે

કીંમતનાં નીલમ જડેલાં હતાં, હાથમાં મોતીની બંગડીઓ હતી અને આં ગોડે પોખરાજથી જડેલો ગજરો હતો. આ સઘળુ ઘરેણું જોઇને ઇન્દુ તો દંગ જ થઇ ગયો. થોડી વાર રહીને તે બોલ્યો; "સીતા! આટલું બધું તું કેમ લાવી ?"

"બાપાજી ! મેં તો કહ્યું કે મને એક સાદો નેકલેસ જ અપાવો, મારે એરીંગ પણ જોઇતાં નથી, પણ તે તો મારૂં સાંભળ્યા વિના શરીરપર લાદતા જ ગયા ! હું તો ગભરાઇ ગઇ; ના પણ કેવી રીતે કહું ?"

"ના ન કહેવાય ત્યારે પછી ? આની કીંમત કાંઇ નાહ તો બે ત્રણ હજાર રૂપિયાની હશે."

"મેં જ્યારે એમને બહુ કહ્યું કે મને બાપાજી લડશે, અને હું આ ઘરેણું નહિ લેઇ જઉં, ત્યારે તે કહે કે લડશે નહિ અને વળી કહ્યું કે આ ઘરેણાની કીંમત સાત હજાર રૂપિયાની છે, જેના રૂપિઆ બેરિસ્ટર સાહેબ પાસેથી લેવાના નથી. તમને હું બક્ષીસ આપું છું."

"બક્ષીસ ?" ઇન્દુવદનરાય આભો બનતો બોલ્યોઃ "સાત હજાર રૂપિયાની બક્ષીસ ! ગિરિજાશંકર ! શું આ ખરૂં હશે ?"

"સાહેબ !" ગિરિજાશંર હસતો હસતો બોલ્યોઃ "મેં આપને હમણાં જ નહોતું કહ્યું કે અહીંના શેઠિયાઓને ત્યાં પૈસાનો હિસાબ જ હોતો નથી ? સાત હજાર રૂપિયાની બક્ષીસ તો એક સાધારણ બક્ષીસ કહેવાય."

"નહિ, નહિ, ગિરજાશંકર ! તમે ભૂલો છો ! આપણને લાંચ આપવાની જ આ યુક્તિ પુનમચંદે કરી હોય, એમ મને લાગે છે; માટે મારો વિચાર એવો છે કે આ સઘળું ઘરેણું આપણે પુનમચંદને ત્યાં પાછું મોકલી આપવું."

"હાં, હાં, સાહેબ ! જોજો એમ કરતા; એમ કરીશું તો બીજે

અનર્થ થશે. શેઠની બક્ષીસ પાછી મોકલીએ તો તેમનું મોટું અપમાન થયું લેખાય, સમજ્યા? અને એ અપમાન અત્યારે તો નહિં પણ ભવિષ્યમાં આપણને નુકસાન કરનારૂં થઇ પડે. આપને મુંબઇમાં જ વકીલાત કરવાની છે, તો એવી રીતે જેની તેની સાથે નકામાં વેર બાંધવાનું પોષાય નહિ. માટે ગુપચુપ બેસી રહો. કેમ બ્હેન! તમને આ ઘરેણાં ગમે છે કે?" ગિરિજાશંકરે છેલ્લો પ્રશ્ન સીતાકુમારીને સંબોધીને કર્યો

સીતાએ તો હા સૂચવનારૂં મન્દ હાસ્ય કરીને નીચું જોયું. ગિરિજાશંકર બોલ્યો: "જુઓ સાહેબ! બ્હેનને પણ એ ગમે છે; માટે ગુપચુપ સ્વીકાર કરી લેવો તે જ વાજબી છે, સાહેબ!" બેરીસ્ટરની નજીકમાં જઇને ગિરિજાશંકર ધીમેથી બોલ્યો: "આપને ખરૂં કહું? મુંબઇમાં કેટલાક વકીલો પૈસાદાર જ આ રીતે થાય છે."

"શું તેઓ આમ જ કરતા હશે?" ઇન્દુએ પ્રશ્ન કર્યો.

"સેંકડે પચાસ ટકા તો એમ જ! આપ મુંબઇને શું સમજો છો? ત્યારે વકીલો મોટરો દોડાવતા થયા તે શું અસીલોની ફી ખાઇને જ? ના, સાહેબ ના, એમ કદી સમજશો નહિ! એ તો જે આવે તે હોઇયાં કરીએ, તો જ કાંચન અને કીર્તિ બન્નેની પ્રાપ્તિ થાય! હા-ક થુ!"

ગિરિજાશંકરના આ શબ્દોપર વિચાર કરતો ઇન્દુવદનરાય બેસી જ રહ્યો અને હીરામાણેકનાં ઘરેણાંના વિચારો કરતો, કલ્પનાના મહેલો ચણતો તથા ઋદ્ધિ સિદ્ધિનાં સ્વપ્નોમાં મ્હાલતો ચીરૂટ સળગાવી ધૂમાડાના ગોટ કાઢવા લાગ્યો. મીઠું મ્હોં કરાવનારી લાંચ ગળે ઉતરી જતાં અટકી નહિ; પરન્તુ ઉલટી દાઢ વધારે સળવળવા લાગી, કારણકે ગિરિજાશંકરના કહેવા ઉપરથી તે સમજી ગયો હતો કે મુંબઇમાં સઘળે એવું જ ચાલે છે, તો પછી ઇન્દુ શાને ગાંઠનું ગુમાવવા જેવો ઘેલો બને?!

---

# પ્રકરણ ૭ મું.

## સમવયસ્ક વિદ્યાર્થી મિત્રો.

"પ્રભાકર! હું ખરૂં કહું છું કે તારે હવે મને મદદ કરવી જ જોઇશે. ગણિતના વિષય તરફ બેદરકાર રહીને માત્ર અંગ્રેજી સારૂં કરવા તરફ જ મેં અત્યારસુધી ધ્યાન આપ્યાં કર્યું, તે ભૂલ અત્યારે મને સાલે છે. માસ્તર તો કહે છે કે હું ગણિત ભણ્યો જ નથી! તે પણ પારસી રહ્યા, એટલે ગણિત સાથે બારમો ચંદ્રમા હોય તેમાં નવાઇ નહિ; પણ હવે પ-રીક્ષાને માત્ર મહિનો–દોઢ મહિનો રહ્યો છે અને તેટલા સમયમાં જો હું ગણિત ઉપર લક્ષ નહિ આપું તો જરૂર ફેલ થઇશ. તેટલા માટે હવે તારે મને મદદ કરવી પડશે."

"પણ હું તમને ક્યાં ના કહું છું ભાઇસાહેબ?! તમે કહો ત્યારથી હું તમારી સેવામાં જ ઊભેલો છું."

"પણ દિવસે તો તારે પણ તારા પાઠ કરવાના હોય. રાત્રે તું વખત મેળવી શકે નહિ, ત્યાંસુધી તે કાંઇ બનનાર નથી."

"રાત્રે તો સુપરિન્ટેન્ડન્ટ નવ વાગ્યા પછી બહાર ફરવા જવા દેતા નથી, એટલે હું શું કરૂં?"

લગભગ સોળ વરસની વયના દેખાતા બે વિદ્યાર્થીઓ એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાંથી નીકળીને રસ્તાપરની ફુટપાથપર ઊભા રહી એ મુજબ વા-તચીત કરવા લાગ્યા. તેમાંનો એક શ્રીમંતનો પુત્ર જણાતો હતો અને બીજો કેવળ ગરીબ જણાતો હતો. બન્નેના વદન ઉપર તેજ એકસરખું હતું, પણ પહેરવેશપરથી જ તેમની બન્નેની સ્થિતિ વચ્ચે રહેલો ફેરફાર જણાઇ આવતો હતો. શ્રીમંત વિદ્યાર્થીનું નામ મતિલાલ હતું અને ગરી-

બનું નામ પ્રભાકર હતું. પ્રભાકર 'લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ'માં આશ્રય લેતો એક અનાથ વિદ્યાર્થી હતો. બન્ને મિત્રો મેટ્રિક્યુલેશન કલાસના સહાધ્યાયી હતા.

મતિલાલે કહ્યું: "પ્રભાકર! તો પછી તું આપણી પરીક્ષા આવી જાય ત્યાંસુધી મારે ત્યાં રહે, તો કેમ? પિતાજીને કહીને સુપરિન્ટેન્ડન્ટ તરફથી પરવાનગી અપાવીશ."

"નહિ ભાઇ સાહેબ! તે બાબત મને આગ્રહ કરશો નહિ! હું એક ગરીબ અનાથ છોકરો તમારા સરખા લાખોપતિના ઘરમાં રહેતાં જ બ્હી મરૂં."

"તું તો ઘેલો છે પ્રભાકર! એમાં બ્હીવા જેવું શું છે? પિતાજીનો સ્વભાવ કાંઈ એવો નથી કે તારે ડરવું જોઇએ. તું નાગર છે, તો અમારે ત્યાં બ્રાહ્મણ રસોઇઓ છે, પછી વટાળ જેવું પણ શું છે?" પ્રભાકરે આગ્રહ કર્યો.

"ના, ના; મને માફ કરો! હું ગરીબ માણસ; તમારી સાથે રહેતાં ગભરાયા વિના ન જ રહું. એક ઝુંપડામાં જન્મેલો ભિખારી મોટા રાજમહાલયમાં રહેતાં ન ગભરાય શું?"

"પણ તું ક્યાં ઝુંપડામાં જન્મેલો છે? તું તો કહેતો હતો કે નાનપણમાં તું ઘણો સુખી હતો અને તારા બાપ મોટા જમીનદાર હતા. એ તો કર્મસંયોગે તું અત્યારે ગરીબ થઈ પડયો છે, પણ તેથી શું?"

"મને મારી પૂર્વ અવસ્થા સંભારી આપીને શાને દુઃખી કરો છો? મને લાગે છે કે જે સુખની વાત મેં તમને કહી છે તે ખરૂં સુખ નહિ હોય, પણ મને કોઈ વાર સ્વપ્નમાં એમ જણાયું હશે! એવું સુખ હોય, તો નાશ કેવી રીતે પામે? દુઃખની દીવાલો વચ્ચે જ મારો જન્મ થયો હશે એમ હું અનુમાન કરૂં છું."

"ત્યારે તું તારા પૂર્વાવસ્થાની વાત શામાટે સુપરિન્ટેન્ડન્ટને પૂછતો નથી ?"

"પૂછીને શું લાભ ?" એમ કહેતાં પ્રભાકરે આડું જોયું અને તેની આંખોમાં આંસુ આવ્યાં જે મતિલાલની નજર બહાર રહ્યાં નહિ.

"પ્રભાકર ! છેલ્લા છ માસથી તું બહુ ઉદાસ જણાય છે; તને હૃદયમાં શું થાય છે ?"

"ભાઈ સાહેબ ! મારૂં મનોદુઃખ તમે શું જાણો ? મને મારાં માતાપિતાનું વ્હાલ સાંભરે છે ! હું અત્યારે કેવળ અનાથ છું, પણ મને સાંભરે છે કે મારે ઘણાં સગાં વહાલાં હતાં; હું કેવળ નિરાધાર નહોતો ! હું અનાથાશ્રમમાં કેવી રીતે આવી ચડયો તેની પણ મને ખબર—" પુનઃ પ્રભાકરની આંખમાં આંસુ આવ્યાં.

મતિલાલને પ્રભાકરની બહુ દયા આવી. પ્રભાકરના હૃદયમાં તેની અનાથતાને લીધે દુઃખ થતું હતું તેની કિંચિત્ કલ્પના મતિલાલને આવી. તે બોલ્યોઃ "પ્રભાકર ! ચાલ, ચાલ, આજ તો તું મારે ત્યાં જ ચાલ. ઓર્ફનેજમાં હું માણસ મોકલું છું અને તને તેડી ગયાના ખબર સુપરિન્ટેન્ડન્ટને પહોંચાડું છું."

"ના સાહેબ ! મને માફ કરો; હું નહિ આવું; મને વધારે ન ગભરાવો !"

"અરે, પણ તેમાં ગભરાવા જેવું શું છે ? આજે હું તને છોડીને જનાર નથી. ચાલ મારે ઘેર, તારી દિલગીરી હું ઉરાડી દઈશ. તું બહુ પોચા દિલનો છે. દુઃખને વખતે માણસે ધૈર્ય રાખવું જોઇએ."

"મને દુઃખ શું છે ? દુઃખ માત્ર અંતરનું છે અને તે તમારા જેવા મિત્રને કહેવા સિવાય બીજું શું કરી શકાય ?"

"પણ ચાલ, આજે તો. ઇચ્છા હોય તો રહેજે, નહિતો સ્હવારે

જતો રહેજે." મતિલાલે પ્રભાકરનું કાંડું પકડીને આગ્રહ સાથે તેને પોતાની ગાડીમાં બેસાડ્યો.

બન્ને મિત્રોની આ વાત એક વૃદ્ધ સંન્યાસીએ પાસેના ટેલીફોનના થાંભલા પાસે ઊભા રહીને અક્ષરશઃ સાંભળી હતી. દોડી જતી ગાડી તરફ તે સંન્યાસી આશ્ચર્ય સાથે જોઇ રહ્યો હતો!

## પ્રકરણ ૮ સું.

### પ્રભાકરની પૂર્વાવસ્થા.

પ્રભાકરને પોતાની ગાડીમાં બેસાડીને મતિલાલ પોતાને ઘેર લેઈ લાવ્યો. મતિલાલના પિતા વિજયચંદ શેઠ ધરસંપત્તિમાં ઉંચો દરજ્જો ધરાવતા હોવાથી મુંબઈમાં તેમના બે માળા હતા. તે ઉપરાંત વાલકેશ્વરમાં એક બંગલો હતો અને ભૂલેશ્વર ઉપર પોતાને રહેવા માટે એક ઘર હતું. તેનો દેખાવ એક નાની પણ ઘણી રોનકદાર હવેલીના જેવો હતો. પ્રભાકર ડરતો ડરતો મતિલાલની પાછળ ઘરમાં ગયો. મતિલાલે પ્રભાકરને પોતાના અભ્યાસ કરવાના ઓરડામાં લેઈ જઇને બેસાડ્યો અને કહ્યું: "તું પાંચેક મીનીટ અહીં બેસીશ? હું જરા માણસને ઓર્ફનેજમાં સુપરિન્ટેન્ડન્ટ પાસે જવાનું કહી આવું."

અણુમાનતે મને પ્રભાકરે હા કહી અને મતિલાલ ગયો. પ્રભાકર મતિલાલનાં પુસ્તકો અને વેના ઓરડાની રચના જોતો આનંદ અને આશ્ચર્ય પામતો હતો. પોતાની સોળ વર્ષની વયમાં કદાપિ નહિ જોએલું એવું ઘણું તેણે મતિલાલના એક જ દિવાનખાનામાં જોયું. સુખ અને સગવડભરેલી બેઠકો, ખુરસીઓ, નવાઇ પમાડે તેવી રંગબેરંગી ચીજો, કુદ-

રતીનું ભાન કરાવે તેવી હસ્તકૃત વસ્તુઓ, એવું ઘણું ઘણું ત્યાં હતું. પ્રભાકર તે જોતો હતો એટલામાં બિછાનું તપાસનાર ઘાટી ત્યાં આવ્યો અને પ્રભાકરને જોતાં જ તે બોલ્યો: ' તું કોણ છે ? ઇથે કેમ આવ્યો છે ? "

" મતિલાલભાઈની સાથે આવ્યો છું; તેમની સાથે નિશાળમાં અભ્યાસ કરૂં છું. " પ્રભાકરે વિનયપૂર્વક જવાબ આપ્યો.

ઘાટી પ્રભાકરની સામે કરડી આંખે જોઇ રહ્યો અને થોડી વાર રહીને બોલ્યો: " નહિ, તું કોઇ ચોર દીસતોસ. તારો ડોળ જ કહી આપે છે કે તું મતિલાલભાઇની સાથે આવ્યો નથી. "

પ્રભાકર ગભરાયો ! ઘાટીને હવે શું જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ અને સ્વભાવનો ગરીબ હોવાથી ગભરાયા સરખો થઇ ગયો ! " હવે મતિલાલ ક્યારે આવે અને આ ઘાટી મને પજવતો રહે " તેમ તેના મનમાં થવા લાગ્યું.

ઘાટી બોલ્યો: " ઓરડાની બહાર ઊભો રહે; મતિલાલભાઇની સાથે આવ્યો હોય તો તે અહીં આવે ત્યારે આવજે. "

તે જ ક્ષણે મતિલાલ અંદર આવ્યો અને તેણે ઘાટીના શબ્દો સાંભળ્યા. તે બોલ્યો: " રામા ! તું કોને બહાર જવાનું કહે છે ? તે મારી સાથે આવેલો છે, મારો મિત્ર છે. "

" આવો દુકાળિયા જેવો આપનો મિત્ર છે ? "

" ચૂપ રહે બેવકૂફ ! જતો રહે અહીંથી ! " મતિલાલે ત્યાંથી ઘાટીને રજા આપી અને પ્રભાકરની પાસે બેસીને પૂછ્યું: " કહે પ્રભાકર ! હવે તારૂં મનોદુઃખ મને જણાવ. તારે આજ રાત્રે અહીં જ રહેવાનું છે અને તેવા ખબર મેં ઓર્ફનેજમાં મોકલાવી દીધા છે. "

" મારૂં મનોદુઃખ એવું છે કે હું આપને તેમાંનું કાંઇ જ જણાવી શકતો નથી ! હું મારી લાગણીઓને બરાબર ગોઠવી શકતો જ નથી અને

મને જે કાંઇ થાય છે તે કહી સંભળાવવા જેવી મારામાં શક્તિ પણ નથી.”

“એમ તે કાંઇ હોય ? પણ તું કહી શકતો ન હોય, તો હું તને પૂછું તેનો તું મને બરાબર ઉત્તર આપ. કહે, તું ઓર્ફનેજમાં ક્યારે આવ્યો ?” મતિલાલે પહેલો પ્રશ્ન કર્યો.

“તે કાંઇ મને સાંભરતું નથી. એક વખત વિચારૂં છું ત્યારે મને એમ યાદ આવે છે, કે હું કોઇ પણ સ્થળેથી ઓર્ફનેજની અંદર આવીને રહ્યો છું અને બીજી વાર વિચારૂં છું ત્યારે મને એવું લાગે છે કે હું ઓર્ફનેજમાં અત્યારના સરખી જ અનાથ સ્થિતિમાં જન્મ પામ્યો હોઉંની !”

“એ તો બહુ નવાઇની વાત છે કે પરસ્પર વિરૂદ્ધ વાતો તને સાંભરે છે. વારૂ, તને જો તારાં માતાપિતાનું વ્હાલ સાંભરે છે, તો પછી તું આ અનાથાશ્રમમાં જ કેવી રીતે જન્મ પામ્યો હોય ?”

“હા, મને મારાં પિતામાતાનું વ્હાલ સાંભરે છે, એટલું જ નહિ પણ તેમનું મરણ થયું તે સમયે મને કોઇ કહેતું કે તારાં મા–બાપ તો હવે ગામ ગયાં છે, તે તું મોટો થઇશ ત્યારે આવશે, એ પણ મને યાદ છે. પરન્તુ એ પૂર્વ અવસ્થા મને સંપૂર્ણ રીતે સાંભરતી નહિ હોવાથી મને એવો ભાસ થાય છે આવી જ ગરીબ અવસ્થામાં જન્મ પામ્યો હોઉંની !”

“તે તારી ભ્રમણા છે. તું અનાથાશ્રમમાં જન્મ પામ્યો નથી એ નિશ્ચિત છે. પણ તું કયે ગામ રહેતો તે કાંઇ તને યાદ છે ?”

“તે હું ભૂલી ગયો છું, પણ હજી મને અમારા ઘરની રચનાનો ઝાંખો ખ્યાલ છે. હું અગાશીમાં રમતો તેનું મને સ્મરણ છે. મારે ત્યાં નોકરો હતા, તે મને ગાડીમાં બેસાડીને ફરવા લેઇ જતા એવું મને સાંભરે છે !”

“મને આશ્ચર્ય થાય છે કે જ્યારે આવું બધું તને સાંભરે છે, ત્યારે તારા ગામનું નામ જ તને સાંભરતું નથી !”

“અમારે ત્યાં સુરતથી એક મેમાન આવતા અને તેનને હું કાકા

કહેતો એમ મને યાદ છે; અને તે ઉપરથી હું અનુમાન કરી શકું છું કે હું સુરતની નજીકના કોઇ ગામમાં રહેતો હોઇશ, પરન્તુ ઓર્ફેનેજના સુપરિન્ટેન્ડન્ટ તો કહે છે કે હું મૂળ જૂનાગઢનો વતની હતો! આ સાંભળીને મને બહુ નવાઇ લાગે છે.”

“અને સુપરિન્ટેન્ડન્ટ બીજું શું કહે છે?” મતિલાલે પૂછયું.

“બીજો કાંઇ પણ ખુલાસો તે મારી પાસે કરતા નથી અને ખુલાસો ન કરવાનું કારણ પૂછું છું ત્યારે તે પણ મને કહેતા નથી! આથી હું મુંઝાઉં છું. તમે મને છેલ્લા ૭ માસથી ઉદાસ ને ઉદાસ જુઓ છો તે ખરૂં છે, પણ તે ઉદાસીનું કારણ એ છે કે અત્યારસુધી જે નિર્દોષ ભાવથી અભ્યાસ કરવામાં જ હું ધ્યાન લગાવી રહ્યો હતો, તેને બદલે છેલ્લા ૭ માસથી મને મારી સ્થિતિનો વિચાર થયાં કરે છે! મારામાં પ્રતિક્ષણે કાંઇ ને કાંઇ નવીન ભાવો જાગૃત થતા હોય! મારી સ્થિતિ જાણવાની જિજ્ઞાસા વધારે ને વધારે ખીલતી જતી હોય તેવું હું અનુભવું છું અને તેથી વિચારગ્રસ્ત દશામાંથી મુક્તિ મેળવી શકતો નથી!”

“હું પણ ઉલટો હવે ગુંચવણમાં પડયો છું! ખરેખર, તારી ઉદાસી દૂર થઇ શકે તેવી નથી! સુપરિન્ટેન્ડન્ટ જે કાંઇ જાણે છે તે કહેતા જ નથી, ત્યાં શો ઉપાય?”

એટલામાં વિજયચંદ શેઠ બહારથી આવ્યા અને મતિલાલની પાસે પ્રભાકરને જોઇને બોલ્યા: “એ કોણ છે મતિ?”

“તે મારો એક મિત્ર છે. ગણિતમાં મને મદદ કરવા માટે તેને લાવ્યો છું. અમે બન્ને એક જ વર્ગમાં અભ્યાસ કરીએ છીએ.”

“ઠીક, ઠીક; તું કહેતો હતો કે લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફેનેજમાં રહે છે તે જ આ છોકરો કે?!

"હા તે જ; તેનું નામ પ્રભાકર છે; પણ તેના સંબંધમાં એક બહુ સાંભળવા જેવી વાત છે, પિતાજી!"

"વારૂ; રાત્રે તે મને કહેજે." એમ કહીને શેઠ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા, અને બન્ને મિત્રો પુનઃ વાતચીતમાં પડ્યા.

"મતિલાલ! મારા સરખા ગરીબ અને અનાથને 'મિત્ર' કહેતાં તમે શરમાતા નથી?"

"એમાં શરમાવા જેવું શું છે? પ્રભાકર! ગરીબોની સાથે બેસતાં કદાપિ શરમાવું નહિ, એવું શિક્ષણ મને બચપણથી મારા પિતાએ આપ્યું છે. શું પૈસાવાળાઓ અને સુશોભિત કપડાં પહેરનારાઓમાં જ ગુણો સમાએલા હશે અને તારા સરખા ગરીબો નિર્ગુણ હશે?"

"આપના જેવા વિચારો બીજાના ભાગ્યે જ હોય છે. આપનો નોકર પણ કેવા વિચારો ધરાવે છે તે મેં આજે જ જોયું! મતિલાલ! જો ખરૂં કહું તો આખી દુનિયાના સઘળા પૈસાદારો મારા જેવા ગરીબોને અન્યાય આપીને અને તેમને ગુલામગીરીના બોજામાં દાબી દઇને પૈસાદાર થયા હોય એમ મને જણાય છે. ગોલ્ડસ્મીથે કહ્યું છે કે—

Princes and lords may flourish, or may fade;
A breath can make them, as a breath has made;
But a bold peasantry, their country's pride,
When once destroyed can never be supplied.

"આવા ઉદાર વિચાર ધરાવનારા લોકો હિંદુસ્તાનમાં સર્વત્ર વ્યાપી રહે, તેને માટે કેટલાં વર્ષો જોઇશે?"

"તે ફીલોસોફીને હવે મૂકી દે! ચાલ જમવા ઉઠ!" મતિલાલ બોલ્યો.

"મને માફ કરો ભાઇસાહેબ! હું તમને એક વાર કહી ચૂકયો છું

કે તમારી આ હવેલીમાં મને ગભરામણુ આવે છે, અને તમારા કુટુંબ સાથે જમવા બેસતાં તો મારી ગભરામણુનો પાર જ ન રહે."

"શેઠ તમને અને તમારા મિત્રને જમવા બોલાવે છે! વખત થઇ ગયો છે" એક નોકરે આવીને ખબર કહ્યા.

"લે ચાલ, પ્રભાકર! તું ગભરાતો નથી, પણ શરમાય છે; પરન્તુ હું સાથે છું અને પિતાજીએ તને ઓળખી લીધો છે, તોપછી તારે શરમાવું જ શામાટે?"

"ભાઇસાહેબ! તમે તમારે જમી આવો અને મને અહીં બેસી રહેવા દો! ખરેખર, હું તમારા સરખા મોટા કુટુંબમાં ભેળાતાં બહુ ક્ષોભ પામું છું, માટે આ વખતે મને માફ કરો."

"ઠીક, ચાલ, પિતાજી જમી રહ્યા પછી આપણે જમવા બેસીશું, પછી તો તું શરમાશે નહિ ને? અલ્યા, જા, પિતાજીને કહે કે તમે જમી રહ્યા પછી અમે બન્ને મિત્રો સાથે જમવા બેસીશું." મતિલાલે નોકરની સાથે સંદેશો કહાવ્યો.

શેઠ જમી રહ્યા એટલે નોકર પુનઃ તેડવા આવ્યો અને શરમાતો શરમાતો પ્રભાકર પણ જમવાને ઉઠયો. બન્ને મિત્રો જમી રહ્યા પ્રભાકરે શરમને લીધે બહુ ઓછું ખાધું અને તે મતિલાલના ધ્યાન બહાર નહોતું, પરન્તુ હજી આ પહેલો જ પ્રસંગ હોવાથી તેણે પ્રભાકરને બહુ ગભરાવ્યો નહિ. જમી રહ્યાને મતિલાલ પ્રભાકરને શેઠની પાસે તેડી ગયો.

"શું મતિ! આ પ્રભાકર સંબંધે તું શુ વાત કહેવાનો હતો?"

"પિતાજી! તેનો વૃત્તાંત બહુ વિચિત્ર છે. તે અનાથાશ્રમમાં ક્યારે આવ્યો અને તેને કોણ ત્યાં મૂકી ગયું તે વાત તેને કાંઇ સંભરતી નથી, પરન્તુ પોતાના સ્મરણપરથી તે એટલું કહી શકે છે કે તેના પિતા મોટા જમીનદાર હતા, તેમને ત્યાં ઘણા નોકર હતા અને બહુ ઋદ્ધિ સિદ્ધિ હતી."

"કદાચ એમ હશે, પણ તેનો સઘળો અહેવાલ ઓર્ફનેજનો સુપરિન્ટેન્ડન્ટ જાણતો જ હશે; તેને કોણ ઓર્ફનેજમાં મૂકી ગયું, તે વખતે તે કેટલી ઉમરનો હતો, મૂકી જનારે તેની સ્થિતિ વિષે શું વાત કહી હતી, એ સઘળી વાત સુપરિન્ટેન્ડન્ટ કહી શકશે."

"હા, સુપરિન્ટેન્ડન્ટના જાણવામાં તે હશે, પરન્તુ તે તો કાંઇ ખુલાસો જ કરતા નથી, અને આ પ્રભાકર પોતાની પૂર્વાવસ્થા જાણવાને બહુ આતુર છે; તમે સુપરિન્ટેન્ડન્ટને મળીને તેને ભલામણ કરો તો તે વાત કહે."

"ઠીક છે, બે ચાર દિવસમાં હું ખાસ ફુરસદ મેળવીને ઓર્ફનેજમાં જઈ સુપરિન્ટેન્ડન્ટને મળીશ અને તેની સઘળી હકીકત પૂછી લેઇશ. બસ એ જ ના?"

"એ જ." એમ કહી મતિલાલ પ્રભાકરને લેઇને પાછો પોતાના અભ્યાસના ઓરડામાં આવ્યો.

પ્રભાકરની ગભરામણ આટલા પરિચય પછી હવે કાંઇક ઉડતી જતી હતી તે શરમાતો હતો, પરન્તુ પહેલાં જેવો હદ બહારનો ક્ષોભ હવે રહેવા પામ્યો નહોતો. આટલી સંપત્તિ છતાં મતિલાલ અને તેના પિતામાં જે સાદાઇનો ગુણ હતો, તેનો જ એ પ્રભાવ હતો કે એક અનાથ છોકરો તેમની સાથે થોડા સમયમાં ભેળાઈ જવા પામતો હતો! પરન્તુ બીજા શ્રીમંતો તેવા છે કે? હાલના ભણેલા ગણેલાઓ અને ઉંચી પંક્તિવાળા કહેવાતાઓ તેવા છે કે? ગુણી છતાં ગરીબ મિત્રોની સાથે ઉઠતાં બેસતાં તેઓ શરમાય છે! તેથી તેમની શ્રીમંતાઇને હલકાઇનો પટ લાગી જતો હોય, તેમની કેળવણીપર કલંક બેસી જતું હોય તેમ તેઓ માને છે! અરે એટલું જ નહિ, પણ એક ભણેલો ગણેલો જુવાન પોતાના ઓછા ભણેલા અને સાદાં કપડાં પહેરનાર ભાઇને 'ભાઇ' કહેતા પણ શરમાય છે! પોતાની પં-

કિલના સેર્ટીફિકેટવાળા મિત્રોની મંડળીમાં તેવા સાદા ભાઈને 'ભાઈ' તરીકે ગણવાનો ઇનકાર કરે છે અને રખેને મિત્રમંડળીમાં પોતાના ભાઇની સાદાઇથી પોતે હલકો ગણાઇ જાય તેવા વિચિત્ર ભયથી સગા ભાઇનો અનાદર કરે છે! આવી અમાનુષીય લાગણીનો ફેલાવો પાશ્ચાત્ય કેળવણીના એક માઠા પરિણામ તરીકે થતો જતો આપણે જોઇએ છીએ. પાશ્ચાત્ય પ્રજાના વિચિત્ર અનુકરણથી અને તેના ગુણો સમજીને તદનુસાર વર્તવાની અશક્તિને પરિણામે આપણી યુવક પ્રજાની આ દશા થએલી અને થતી જતી આપણે આપણી આંખોવડે નિહાળીએ છીએ. એ પ્રકારના વ્યર્થ અભિમાનમાં જે પ્રજા તણાતી જતી હોય, તેનામાં મનુષ્યત્વને લગતા ગુણો બહુ મોડા આવી શકે છે અને પશુવૃત્તિ વધતી જાય છે એવું તત્વવેત્તાઓ કહી ગયા છે.

---

## પ્રકરણ ૯ મું.

### શેઠ, સંન્યાસી અને સુપરિન્ટેન્ડન્ટ.

પ્રભાકર અને મતિલાલ સ્કૂલમાંથી નીકળીને ફુટપાથ પર ઊભા ઊભા જે વાતચીત કરી રહ્યા હતા તે એક અજાણ્યો સંન્યાસી પાસેના ટેલીફોનના થાંભલા પાસે ઊભો રહીને સાંભળી આશ્ચર્ય પામ્યો હતો તે બીના વાચકને વિદિત છે. તે સંન્યાસીનું વય ૬૫-૭૦ ની લગભગ જણાતું હતું અને તેના શ્વેત કેશપરથી જ તેનું તેટલું વય અનુમાની શકાતું હતું; જો તેના શરીરના સુદૃઢ બાંધાપરથી કોઇ અનુમાન કરે તો તેનું વય ૫૦-૫૫ થી વધારે કહી શકે નહિ. સેતુબંધ રામેશ્વર સુધીની યાત્રા કરી તે હવે વૃંદાવન તરફ પ્રવાસ કરતો યાત્રાળુ સંન્યાસી હતો અને પૂર્વાશ્રમમાં કેટલાંક વર્ષ અગાઉ મુંબઇ જોએલું તે અત્યારે કેવા કેવા ફેર-

ફારવાળું થયું છે તેનું અવલોકન કરવાને મુંબઇમાં ઉતરી પડયો હતો. ત્રણેક દિવસથી તે મુંબઇની અવનવી શોભાનું અવલોકન કરી રહ્યો હતો, પરન્તુ તેટલેથી હજી તેની તૃપ્તિ થઇ જણાતી નહોતી.

પ્રભાકર અને મતિલાલ વચ્ચે થએલી વાતચીતપરથી તેને કેટલુંક આશ્ચર્ય થયું હતું. પ્રભાકર કોઇ પણ અનાથાશ્રમનો આશ્રિત વિદ્યાર્થી હતો એમ તો તે વાતચીતપરથી જ સૂચિત થતું હતું. મુંબઇમાં કેટલાં હિંદુ અનાથાશ્રમો છે તેની તપાસ કર્યા પછી અને સઘળે પૂછપરછ કર્યા પછી તેને જણાયું કે પ્રભાકર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજમાં રહેતો હતો. ત્રીજે દિવસે બપોરે ઓર્ફનેજના સુપરિન્ટેન્ડન્ટની મુલાકાત લેવાને તે તેની ઓફીસમાં ગયો અને પૂછ્યુંઃ "આ અનાથાશ્રમના અધ્યક્ષ આપ પોતે જ છો કે?"

"હા, મહારાજ! પધારો; સેવકને શું ફરમાશ છે?" એક વૃદ્ધ સંન્યાસી તરફ યોગ્ય માન વાપરીને સુપરિન્ટેન્ડન્ટ મથુરાદાસે ઉત્તર આપ્યો.

"મારે આ આશ્રમના આશ્રિત એક છોકરાના સંબંધમાં કેટલીક પૂછપરછ કરવાની છે." સંન્યાસીએ કહ્યું.

તે જ વખતે વિજયચંદ શેઠ પણ આવી પહોંચ્યા. સુપરિન્ટેન્ડન્ટે શેઠને યોગ્ય સન્માન સાથે બેઠક આપી અને આગમનનું કારણ પૂછ્યું.

શેઠે કહ્યુંઃ "મેં આપની અને આ સંન્યાસી બાવાની વાતચીતમાં ખલેલ કરી છે; આપ એક વાર તેમની સાથે વાતચીત કરી રહો, પછી હું મારા આગમનનું કારણ આપને જણાવીશ."

"વારુ, ત્યારે કહો સંન્યાસી બાવા! આપને કયા છોકરાને માટે પૂછપરછ કરવાની છે?" સુપરિન્ટેન્ડન્ટે પૂછ્યું.

"પ્રભાકર નામનો કોઇ છોકરો આપના આશ્રમમાં છે? હાલમાં તે એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં અભ્યાસ કરે છે." સંન્યાસીએ પૂછ્યું.

વિજયચંદ શેઠના કાન ચમક્યા.

"જી, હા. એ છોકરો અમારા આશ્રમમાં છે."

"ત્યારે કૃપા કરીને મને જણાવશો કે તે છોકરો આપના આશ્રમમાં કેવી રીતે આવી ચડયો? તેને જો કોઈ અહીં લાવ્યું હોય, તો કોણ લાવ્યું અને કેટલા વખત પહેલાં, તે આપ મને જણાવી શકો તેમ છે?"

"પહેલાં હું જાણવા માંગું છું કે આપને તે વિગત જાણવાની શી અગત્ય છે? આપ તે છોકરા સાથે કાંઇ સંબંધ ધરાવો છો? અમે સંબંધ વિનાના માણસોને તેવી વિગત પૂરી પાડી શકતા નથી, તેથી જ આપને આ પ્રશ્ન કરવાની જરૂર પડી છે."

"હું તેનાથી સંબંધ ધરાવું છું એ વાત આપ મારા સરખા વૃદ્ધ સંન્યાસીના શબ્દો તરીકે ખરી માનો; બાકી હું મારી જાતને ખુલ્લી પાડીને આપની પાસે બાહ્ય કારણોદ્વારા સંબંધ ખુલ્લો કરી શકું તેમ નથી."

"આપના શબ્દોને હું સાચા માનું છું અને આપ જ્યારે ખુલ્લા પડવા માંગતા નથી ત્યારે હું તે માટે કાંઇ દબાણ કરવા માંગતો પણ નથી. હવે પૂછો, તે પ્રભાકર સંબંધે આપને શી માહીતી જોઇએ છે?"

"હું જાણવા માંગું છું કે તે વિદ્યાર્થી અહીં ક્યારે આવ્યો? તેને કોણ અહીં મેલી ગયું? તે અહીં આવ્યો ત્યારે તેની પાસે શું હતું?" સંન્યાસીએ મુખ્ય ત્રણ પ્રશ્નો રજુ કર્યા.

સુપરિન્ટેન્ડન્ટે અનાથોનું રજીસ્ટર કાઢયું, પ્રભાકરની દાખલ તારીખ કાઢી અને તે સાથે લખવામાં આવેલી રીમાર્ક પણ શોધી. તે પરથી તપાસ કરીને તેણે સંન્યાસીને કહ્યું:

"સંન્યાસી બાવા! આ રજીસ્ટર માંહેની અને બીજી જે કાંઇ વિગત મને સાંભરે છે તે હું આપને અત્યારે કહીશ પરન્તુ તે સાથે આપને એક

બીજી વિનતિ મારે કરવાની છે. પ્રભાકર એક ખરેખરો ચચળ વિદ્યાર્થી છે–promising boy છે. અનાથાશ્રમની સ્થાપના થયા પછી જે કોઇ સારામાં સારો છોકરો નીવડે તો તેના ઉપર જ અમને આશા છે. તેણે પોતાની પૂર્વ સ્થિતિ સંબંધે મને કેટલુંક પૂછ્યું હતું, પરન્તુ મેં તેને કાંઇ જણાવ્યું નથી અને નહિ જણાવવાનું કારણ એ છે કે તેથી તેનું ધ્યાન અભ્યાસપરથી ઉઠી જાય, અને તે પોતાના ભૂત તથા ભવિષ્યની ચિન્તામાં દબાતો જાય. પોતાની પૂર્વ અવસ્થા જાણીને ઘણાઓ વિચારમાં દિગ્મૂઢ જેવા બની જાય છે અને ઘણી વાર તેઓ ઘેલા બની જાય કે આશ્રમમાંથી નાસી જાય એવો પણ સંભવ હોય છે. તેટલા માટે આમાંની કાંઇ પણ વિગત એ પ્રભાકરના જાણવામાં આવવી જોઇએ નહિ.”

“જેવી રીતે આપ પ્રભાકરના હિતસ્વી છો, તેવી રીતે હું પણ તેનો શુભચિંતક છું. આપ જે વાત મને જણાવો તે તેને જણાવવામાં ગેરલાભ થતો હોય, તો પછી હું તેને શામાટે જણાવું?” સંન્યાસીએ કહ્યું.

“તો સાંભળો. આજથી ૧૦ વર્ષ પહેલાં એ છોકરાને એક ગૃહસ્થ અહીં લાવી મૂકી ગયો હતો. તે ગૃહસ્થે પોતાનું નામ મણિશંકર જણાવ્યું હતું અને પોતે અમદાવાદનો વતની હતો એમ જણાવ્યું હતું. તેણે કહ્યું હતું કે પોતે નાસીકની જાત્રાએ પોતાના કુટુંબ સાથે ગયો હતો ત્યાં તેમની સાથે એક જુનાગઢનો ગરીબ નાગર પણ હતો જે પ્રભાકરને સાથે લેઇને જાત્રાએ આવ્યો હતો. તે નાગર માર્ગમાં શરદીથી મરી ગયો અને એ બાળક છોકરો રખડી પડ્યો, એટલે તેને પોતાની સાથે લેઇને અનાથાશ્રમમાં મૂકી ગયો હતો. છોકરો પોતે જ પોતાનું નામ પ્રભાકર જણાવતો અને તે વખતે તે લગભગ પાંચ–છ વરસની વયનો દેખાતો હતો.”

“તે છોકરાને તમે કોઇ વાર પૂછ્યું હતું કે તે ક્યાંનો વતની હતો?” સંન્યાસીએ પ્રશ્ન કર્યો.

"ના. ન પૂછવાનું કારણ એ કે એથી અનાથ છોકરાંઓને પોતાનાં માબાપ અને વતન સાંભરી આવતાં દુઃખ થાય છે." સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યો.

"વારુ; એ છોકરો જ્યારે આવ્યો ત્યારે તેની પાસે કાંઇ ઘરેણું હતું ?"

"ના."

"ત્યારે કૃપા કરીને એ છોકરાને અહીં બોલાવશો?"

"હા. ખુશીથી." સુપરિન્ટેન્ડન્ટે તુરત જ પ્રભાકરને તેના અભ્યાસના ઓરડામાંથી બોલાવ્યો અને તે ત્યાં હાજર થયો. સંન્યાસીએ તેને ધારી ધારીને જોયો અને પછી પ્રશ્ન કર્યો: "પ્રભાકર! જ્યારે તું અનાથાશ્રમમાં આવ્યો, ત્યારે તારી પાસે કાંઇ ઘરેણું હતું એમ તને સાંભરે છે?"

"મને કાંઇક ઝાંખું ઝાંખું એવું સ્મરણ છે કે હું ગળામાં એક તાવીજ પહેરતો, પણ પછી તે કોઇએ કાઢી લીધું હતું."

"કોણે કાઢી લીધું હતું તે કાંઇ તને યાદ છે?" સંન્યાસીએ પ્રશ્ન કર્યો.

"જી ના. મારી પૂર્વ સ્થિતિનો ઘણો જ ઝાંખો ખ્યાલ હવે મારા સ્મરણમાં રહ્યો છે અને છૂટાછવાયા કેટલાક પ્રસંગો સિવાય હું સઘળું ભૂલી ગયો છું."

"ઠીક; હવે જા, તને રજા છે." સંન્યાસીએ કહ્યું અને પ્રભાકર જતો રહ્યો. તે ગયા પછી સંન્યાસીએ સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: "સાહેબ! આ છોકરાના સંબંધમાં ઘણો જ વિચિત્ર બનાવ બન્યો છે. છોકરાને હું ઓળખું છું. તે છોકરો અનાથ નથી, ગરીબ પણ નથી, પરન્તુ એક મોટો જમીનદાર છે અને તેની સઘળી મિલકત પચાવી પાડવા માટે આ કાવતરૂં રચવામાં આવ્યું છે. તે જુનાગઢનો વતની પણ નથી અને તેને અહીં મૂકવા આવનારે પોતાનું નામ મણિશંકર આપ્યું છે તે નામ પણ

મારા માનવા મુજબ ખરું નથી."

અત્યારસુધી મુંગા બેસી રહેલા અને સઘળી વાતચીત સાંભળી રહેલા વિજયચંદ શેઠે હવે મૌન્ય તોડયું અને કહ્યું: "બરાબર છે, સંન્યાસી બાવા! હું પણ એ છોકરાને માટે જ સુપરિન્ટેન્ડન્ટને પૂછપરછ કરવા આવ્યો હતો. આપ જે કહો છો તે વાત તે છોકરો પણ કહે છે. તે જણાવે છે કે તે નાનો હતો ત્યારે ઘણો સુખી હતો, અને તેનાં માબાપ પૈસાદાર હતાં. આપનું અને તે છોકરાનું કહેવું મળતું આવે છે."

સુપરિન્ટેન્ડન્ટ આશ્ચર્ય પામ્યો. સંન્યાસી અને વિજયચંદ બન્ને જણ એક જ છોકરાની પૂર્વાવસ્થા જાણવાને આવી ચડયા છે તે બનાવ તેને નવાઇભરેલો લાગ્યો. તેણે શેઠને કહ્યું: "આપના ચિરંજીવી મતિલાલે એક રાત્રિ પ્રભાકરને પોતાને ત્યાં રાખ્યા માટેની ચિઠ્ઠી મારા પર બે દિવસ પહેલાં આવી હતી. તે દિવસે જ તે છોકરાએ પોતાની વાત આપને કહી હશે, કેમ?"

"જી હા; તેમ જ છે." શેઠે જણાવ્યું.

"ત્યારે પ્રભાકરે મને પોતાની સ્થિતિની વાત આટલાં વરસોસુધી કેમ ન જણાવી?"

"તે બિચારો તમને જણાવી શકતો નહિ, કારણકે તમે તેની પૂર્વાવસ્થા વિષે કાંઇ પણ જણાવતા નહિ તેમ જ તેનું સાંભળતા પણ નહિ! આ કારણથી આ વિગત અત્યારસુધી આપના જાણવાની બહાર રહેલી હોવી જોઇએ, એમ હું માનું છું. પરન્તુ સંન્યાસી બાવા! પ્રભાકરની પૂર્વાવસ્થાની વાત આપના જાણવામાં ક્યાંથી? સંસારમાં આપ એના કોઇ સંબંધી હતા?"

"તે વાત જાહેર કરવાની મેં પહેલેથી જ ના કહી છે તેથી જણાવી શકતો નથી, શેઠજી!"

"તો તે સંબંધે હું આપને આગ્રહ કરતો નથી. પણ આ સેવકને

ત્યાં એકાદ દિવસ પધારવાની કૃપા કરશો ?" શેઠે સંન્યાસીને આમંત્રણ આપ્યું.

"મને માફ કરો ! હું તે સ્વીકારી શકું તેમ નથી. તે મારી વૃત્તિની વિરૂદ્ધ છે. હવે હું આપની રજા લેઇશ, સુપરિન્ટેન્ડન્ટ સાહેબ ! જય સચ્ચિદાનંદ !"

"પણ હું હવે જાણવા માંગુ છું કે પ્રભાકરને માટે જે કાંઇ કપટ રચાયાનું આપ જણાવો છો તે પકડી પાડવાનો કાંઇ ઉપાય છે ? મને આ આશ્ચર્યકારક ઘટનાથી કુતૂહલ પેદા થયું છે."

"આપના કરતાં વધારે કુતૂહલ મને પેદા થયું છે. કાવતરૂં કોણે રચ્યું છે, તેની મીલકત કોણ પચાવી પડયું છે અને શું બનાવો બની ગયા છે તે મારી જાણમાં બીલકુલ નથી. આપના પ્રશ્ન સંબંધે હું અત્યારે તો કાંઈ જવાબ આપી શકતો નથી, પરન્તુ ભવિષ્યમાં આપને કોઇ વાર મળીશ. જય સચ્ચિદાનંદ !"

"જય સચ્ચિદાનંદ !" સુપરિન્ટેન્ડન્ટે સંન્યાસીને નમસ્કાર કર્યા અને એ વૃદ્ધ બાવો ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૦ મું.

## લક્ષ્મી દેખી મુનિવર ચળે !

બેરીસ્ટર ઈન્દુવદનરાયને ત્યાં ગિરિજાશંકર ગુમાસ્તા તરીકે રહ્યાને એક માસ થઇ ગયો છે. ગિરિજાશંકરરૂપી બોલતી જાહેર ખબરથી બેરીસ્ટરનો ધંધો પહેલાં કરતાં ઘણો વધી ગયો છે અને તેથી તેનામાં પહેલાં જે નમ્રતા જોવામાં આવતી હતી તે દૂર થઇને ધીમે ધીમે કરપ અને

ગર્વનો પ્રવેશ થતો જાય છે. પૈસાની ખાતર ખોટું કામ કરવામાં સંકોચ પામનાર ઇન્દુવદનરાયના મનપરથી સઘળો ભય અને પાપ દૂર કરી નાંખવામાં ગિરિજાશંકરે સફળતા મેળવી છે. ગિરિજાશંકરની સલાહ પ્રમાણે વર્ત્તવામાં જ પોતાને કાંચન અને કીર્તિનો સારો લાભ થશે એમ હવે બેરીસ્ટર સાહેબ બરાબર રીતે સમજી ગયા છે. દિવસે દિવસે મુંબઇના સારા ગણાતા વકીલોમાં પોતાનું નામ પણ બોલાતું સાંભળીને ઇન્દુવદનરાય ખુશ થાય છે અને મનમાં મલકાય છે. ધંધો ચલાવવાની અને અસીલો મેળવવાની જે ચિંતા પહેલાં હતી તે સઘળી ઉડી ગઇ છે અને હવે તો સ્વપ્નમાં પણુ સાંભરતું નથી કે એક વખત એવો હતો કે જ્યારે નવરા બેઠાં માખો મારવાની જરૂર પડતી હતી!

પુનમચંદે આપેલી સાત હજાર રૂપિયાની બક્ષીસ (!) ઇન્દુવદનરાયને ગળે ઉતરી જવામાં કાંઇ હરકત જણાઇ નહિ, એટલે પુનમચંદને આનંદ થાય તેમાં નવાઇ જ નહિ. પુનમચંદ તરફથી તો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ધરભરેની પેઢીએ મુંબઇની ફોજદારી કોર્ટમાં કુંદનનો કબજો લેવાની અને તે ઉપરાંત વિશ્વાસઘાત કરવાની ફરિયાદ માંડી હતી. સમન નીકળી ચૂક્યા હતા. ઇન્દુવદનરાય ધર્મચંદના વકીલ તરીકે નક્કી જ હતો અને પુનમચંદ તરફથી કોર્ટમાં કોણુ હાજર થશે તે હજી કાંઇ નક્કી નહોતું. કેસની સુનાવણીની શરૂઆતને હજી એક અઠવાડીયાની વાર હતી. ઇન્દુવદનરાયે ધર્મચંદને પૂરેપૂરી ખાત્રી આપી હતી કે "આ કેસમાં પુનમચંદ ઉલટો સપડાઇ જવાનો છે!"

અત્યારે ઇન્દુ ધર્મચંદ શેઠના કેસ બાબત જ વિચાર કરતો અને ફોજદારી કાયદાના પુસ્તકનાં પાનાં ઉથલાવતો બેઠો હતો. વખત જરા ફુરસદનો હતો એટલે તે કેસનો અભ્યાસ કરવામાં તે રોકાયો હતો. એટલામાં ગિરિજાશંકરે આવીને ખબર આપ્યા કે: "સાહેબ! પુનમચંદ શેઠ

આવતા જણાય છે; ગાડી બહાર ઊભી છે.”

“ઠીક, તમે તમારી બેઠકપર જાઓ, હું તેમની સાથે વાત કરીશ.” એમ કહી ઇન્દુએ ધર્મચંદ શેઠના ફરિયાદને લગતા કાગળો તથા તેની સાથે બીજા કેટલાક નકામા કાગળો આખા ટેબલપર પાથરી મેલ્યા. દસ બાર મોટાં મોટાં પુસ્તકો, કોઇ અર્ધાં ઉઘાડાં અને કોઇ બુકમાર્ક મેલેલાં આજુબાજુએ મૂકી દીધાં અને પછી બેરીસ્ટર સાહેબ જાણે કે કેસ સંબંધે મોટો વિચાર કરતા જ બેઠા હોયની, તેવો દેખાવ કરીને અને વિચારનિમગ્ન વદન કરીને હડપચીએ હાથ ટેકાવી બેઠા! અસીલ આવે ત્યારે આવો દાંભિક દેખાવ કરવાનો પાઠ ગિરિજાશંકરે જ તેને શીખવ્યો હતો અને તેને લગતાં નાનાં મોટાં રીહર્સલો ઘણાં થઇ ગયાં હોવાથી એ પાઠ ભજવવાનું હવે તો ઇન્દુવદનરાયને બહુ સહેલું થઇ પડયું હતું!

વિચારમાં નીચું વદન રાખીને બેઠેલા બેરીસ્ટર સાહેબનું ધ્યાન પુનમચંદ સામે આવીને ઊભો છતાં પણ સ્ખલિત થયું નહિ! છેવટે પુનમચંદે જ પોતાનું આગમન જાહેર કરીને પૂછ્યું: “કેમ સાહેબ! શું વિચારમાં પડયા છો?”

હવે બેરીસ્ટર સાહેબનું એકાગ્ર ધ્યાન કોઇ મહાન યોગીનું ધ્યાન અપ્સરાના નુપૂરના મધુર રણત્કારથી અને તેના ચાંદીની ઘંટડીશા સુકોમળ સ્વરથી ચલિત થાય તેવી રીતે ચલિત થયું તથા દૃષ્ટિ પુનમચંદની સામે જતાં જ સવિવેક બોલાયું: “પધારો, શેઠજી! પધારો; આપ અહીં ક્યાંથી?”

“સહજ આવ્યો છું. આ બાજુએ નીકળ્યો હતો, એટલે સહજ મળવાની ઇચ્છા થઇ આવી. શું કામમાં ગુંથાયા છો?” શેઠે સહજ પ્રશ્ન કર્યો.

“જુઓને! આ તમારો અને ધર્મચંદ શેઠનો ઝઘડો લેઇને બેઠો છું. હજી તો એકે વાર કેસની સુનાવણી થઈ નથી, તે પહેલાં તો આ-

ટલા બધા કાગળો મારે તપાસવાના છે! એકમાં અનેક પ્રશ્નો ઊભા થાય તેવો મામલો હોવાથી કાગળોનું એક મોટું દફ્તર બની ગયું છે!" બેરીસ્ટરે ટેબલપર પાથરેલા કાગળો તરફ દૃષ્ટિ કરીને કહ્યું અને શેઠને દમ બેસાવવાને પ્રયત્ન આદર્યો.

"કેમ? એમાંથી નવો મામલો શું જાગવાનો છે વળી?"

"તે કાંઈ મારાથી આપને કહી શકાય નહિ." બેરીસ્ટરે સહજ સ્મિત કરતાં કહ્યું: "તે વિના કાંઇ એક શરૂઆતના કેસના આટલા બધા કાગળો હોય પણ નહિ અને તે તપાસવાની અને આટલાં બધાં કાયદાનાં પોથાં લેઇને મુકર્દમો ઘડી કાઢવાની કડાકુટ કરવાની મને શું જરૂર પડે, તે જ આપ વિચારો ને?"

પુનમચંદનું હૃદય કાંઇક થરથર્યું. સાત હજારના હલ્લાની અસર બેરીસ્ટર સાહેબના મનપર હજી જોઇએ એટલી થવા પામી નથી એમ શેઠને તુરત જ સમજાઇ આવ્યું. થોડી વાર રહીને શેઠે પ્રશ્ન કર્યો: "વારુ, પણ સીતાબ્હેન ક્યાં છે?"

"ઘરમાં છે; કેમ શું કામ છે?"

"જરા બોલાવો ને; થોડું કામ છે." શેઠ બોલ્યા.

"અરે ગિરિજાશંકર! સીતાને જરા બોલાવજો. પણ શેઠજી! મને કહો તો ખરા કે શું કામ છે? પેલી બક્ષીસો તમે તેને આપી તે હું પાછી મોકલાવવાનો હતો પણ પછી વળી મનમાં એમ આવ્યું કે તેથી આપને કદાચ માઠું લાગશે, એટલે તે રાખી છે, પણ તેનું બીલ શું છે?" બેરીસ્ટરે આછું સ્મિત કરતાં કહ્યું.

"અરે જાઓ મારા સાહેબ! બક્ષીસ આપેલી વસ્તુઓનું તે વળી બીલ શાનું? સીતાકુમારી જેવી આપની પુત્રી છે, તેવી જ મારી પણ પુત્રી છે."

એટલામાં ગિરિજાશંકર સીતાને લેઇને આવ્યો અને શેઠે પોતાના ગજવામાંથી માણેકથી જડેલાં બે કંકણો કાઢયાં! સીતાને તે પહેરાવવા માંડયાં એટલામાં બેરીસ્ટર બોલી ઉઠયા: "નહિ, નહિ, પુનમચંદ શેઠ! એ તમે ખોટું કરો છો! તમે તેની કીંમત લેતા નથી અને પછી આપનો એટલો બધો ઉપકાર અમે કેવી રીતે ઉપાડી શકીશું?"

"એમાં ઉપકાર શેનો છે? શું કોઈ માણસ પોતાની પુત્રી પ્રતિની ફરજ બજાવતો હશે તેમાં ઉપકાર કરતો હશે? અને કાંઇ ભેટ આપવામાં આવતી હશે તે શું કાંઇ બદલો મેળવવાને આપવામાં આવતી હશે?"

"ના, એમ કાંઇ નહિ, પણ તમારા આ પ્રકારના વિવેકથી હું પોતે જ સંકડામણમાં આવતો જઉં છું. તમે આટલી મિત્રતા અને ઘરોબો દર્શાવો અને તેના બદલામાં હું તમને કાંઇ પણ લાભ કરી શકું નહિ, તો પછી મારૂં મન કેટલું દુઃખાય તેનો આપ જ વિચાર કરો." ઇન્દુએ કહ્યું.

"આપ ધારો તો મને લાભ કરી શકો તેમ છે, પણ એ લાભને માટે જ હું આ બક્ષીસ આપને આપું છું એમ આપ સમજશો નહિ, હાં કે સાહેબ!"

"ના, ના, એમ તો કાંઇ જ નહિ, પણ સહજ મારૂં દિલ દુઃખાય છે."

"આપનુ દિલ દુઃખાતું હોય, તો ઘરમેળે આ ઝગડાતે પતાવી આપો, એવી મારી માંગણી છે. ધર્મચંદને તમે સમજાવી શકશો કે કોર્ટ દરબાર ચડવાથી કોઇને લાભ થતો નથી અને પરિણામે નુકસાન થાય છે. આપ એના વકીલ છો એટલે સમજાવી શકશો. આપ મારી સામેના પક્ષ ા વકીલ છો એટલે વિશેષ તો હું આપને શું કહી શકું?"

"ઘરમેળે સમજાવી શકાય તેવું રહ્યું નથી. તમારોએ દૃઢ આગ્રહ છે કે તમારે કુંદનનો કબ્જો લેવો અને ધર્મચંદ કહે છે કે હું મરણ પામું તે બહેતર પણ કુંદનને તો તમારા હાથમાં નહિ જવા દઉં. તે એટલે-



"ના, નથી ગમતાં, કારણકે તે મફતનાં છે: પૈસા ખરચીને લઉં તો ગમે!"

પૃષ્ઠ ૫૯.

સુધી કહે છે કે સરકાર તરફથી ભલે ટ્રસ્ટીઓ નીમાય અને કુંદનને સરકારનાં માણસોના વાલીપણા હેઠળ રાખવામાં આવે, પણ તેને આપના હાથમાં તો જવા દેવી જ નહિ! જ્યાં આવો મામલો હોય, ત્યાં ઘરમેળે પતાવટ થવાનો સંભવ પણ શી રીતે રહે તે આપ જ કહો."

"વકીલ હરકોઈ યુક્તિથી પોતાના અસીલને દબાવી શકે છે. આપ ધારો તો હરકોઇ ઉપાય કરી શકો. હું જો વકીલ હોત તો આપને યુક્તિ સૂચવી શકત."

"હું પ્રયત્ન કરીશ, પરન્તુ તેમાં મને સફળતાની આશા નથી. બન્ને પક્ષો એકસરખા આગ્રહી હોય ત્યાં શું ઉપાય?"

"હું પણ તે માટે આપને કાંઇ શરમાવવાની જરૂર જોતો નથી. તે ખાતર કાંઈ આ બક્ષીસો આપતો પણ નથી. આ કંકણનો તો જે દિવસે સીતાબ્હેનને હું ઝવેરીને ત્યાં તેડી ગયો હતો તે દિવસે જ ઝવેરીને ઓર્ડર આપ્યો હતો. સોનાની બંગડીઓની વચ્ચે માણેકનાં કંકણ વિના તે શોભતી નથી. ઝવેરી આજે તે તૈયાર કરીને લાવ્યો એટલે તે લેઇને હું ઘેરથી નીકળેલો. રસ્તામાં આપનું મકાન આવ્યું તેથી મનમાં એમ આવ્યું કે ચાલ આપતો જ જઉં. કેમ બ્હેન! કંકણ તમને ગમે છે ને?"

"પણ તમે તેના પૈસા કેમ લેતા નથી? મુફ્ત તો હું નહિ રાખું? કંકણ પાછાં લેઇ લ્યો." સીતાકુમારીએ વદન નીચું રાખીને ગંભીરતાપૂર્વક કહ્યું.

"રે બ્હેન!" શેઠે હસતાં હસતાં કહ્યું: "પૈસાનું તમારે શું કામ છે? પણ હું પૂછું છું કે તમને તે ગમે છે કે નહિ?"

"ના, નથી ગમતાં, કારણકે તે મફતનાં છે; પૈસા ખરચીને લઉં તો ગમે!" સત્ય કહેવામાં શરમ નહિ રાખવાનું શિક્ષણ પામેલી સીતાકુમારીએ સ્પષ્ટ રીતે કહી સંભળાવ્યું.

ઇન્દુએ કહ્યું: "હશે હવે, સીતા! જ્યારે શેઠજી આપણને તે આગ્રહપૂર્વક આપે છે, ત્યારે આપણે તેનો સ્વીકાર કરવો જોઇએ."

"એમ કેમ કહો છો, બાપાજી? તે દિવસે તો તમે એમ કહેતા હતા કે કોઈનું મુફ્તનું લેવાય નહિ અને આજે આમ કેમ કહો છો?" લક્ષ્મી દેખીને ચલિત થએલા મુનિવરજીના ફેરવાએલા મનોભાવને નહિ સમજી શકનાર ભોળી કન્યાએ પ્રશ્ન કર્યો.

બેરીસ્ટરો અને વકીલોની સામે કોર્ટમાં યુદ્ધ કરનાર અને પ્રસંગ પડ્યે ન્યાયાધીશને પણ ખોટે માર્ગે દોરી જવાની હિંમત ધરનાર બેરીસ્ટરની બુદ્ધિ સીતાકુમારીના એ પ્રશ્નનો ઉત્તર આપવામાં નિષ્ફળ નીવડી! ગિરિજાશંકર પોતાની બેઠકપરથી ઉઠીને આવ્યો અને બોલ્યો: "બ્હેન! મુફ્તનું કોઇનું ન લેવાય એ વાત ખરી છે પણ જે માણસ પોતાના મનની ઊર્મીથી આપણને એક ભેટ આપે તેનો અનાદર કરવો એ મહાપાપ છે—ભૂખ્યા અતિથિનો અનાદર કરીને તેને પાછો કાઢવા જેવું મહાપાપ છે. માટે શેઠજીની ભેટનો તો સ્વીકાર કરવો જોઈએ." એમ કહીને ગિરિજાશંકર સીતાને ઘરમાં તેની માતા પાસે મૂકી આવ્યો. સીતાના શબ્દોની અસર ઈન્દુવદનરાયના અંતઃકરણપર સજ્જડ રીતે થઇ હતી, પરન્તુ તે અસર લક્ષ્મીના લાલચની મજબૂત અસર ઉપર વિજય મેળવી શકે તેટલી પ્રબળ તો નહોતી જ!

ગિરિજાશંકર પાછો ઓફીસમાં આવ્યો અને તે સાથે બોલ્યો: "સાહેબ! સાહેબ! જુઓ, ધર્મચંદ શેઠની ગાડી આ તરફ જ આવે છે! તે કદાચ આપણી પાસે જ આવતા હશે!"

"હેં!!" શેઠ અને બેરીસ્ટર બન્નેના મુખમાંથી એ આશ્ચર્ય અને ભયનો ઉદ્‌ગાર એકીસાથે નીકળી ગયો.

# પ્રકરણ ૧૧ મું.

## પચાસ પાઉંડના "ટોમ–ટોમ" નું પરાક્રમ.

ધર્મચંદ જો પોતાના પક્ષવાળાને પોતાના જ બેરીસ્ટરની ઓફીસમાં જુએ તો તેથી તેના મનમાં વસવસો ઉત્પન્ન થયા વિના રહે નહિ, તેથી ઇન્દુ ગભરાયો હતો. પુનમચંદને પણ એ જ ભય હતો કે જો પોતાને ધર્મચંદ જોઇ જશે, તો ધર્મચંદનો વિશ્વાસ ઇન્દુવદનરાય ઉપરથી ઉઠી જશે અને તેને બદલે જો તે બીજો કોઇ વકીલ રોકશે, તો પોતે બેરીસ્ટરને આપેલી બક્ષીસ પાણીમાં જશે! ધર્મચંદ પોતાની પાસે નહિ આવતાં પરભાર્યો પાછો જાય તેવી કોઇ યુક્તિ કરવાની મુંઝવણમાં તે પડયો, એવામાં ગિરિજાશંકર બોલ્યોઃ "સાહેબ! તમે જરા પણ ગભરાશો નહિ, હું યુક્તિ કરૂં છુ."

એમ બોલતાં ગિરિજાશંકરે ઉતાવળે માથાપર પાઘડી મેલી દીધી અને પોતાની બેઠકના ટેબલપર હાંફતા 'ટોમ–ટોમ' ને છોડી મેલી તેને ઓફીસની બહાર લીધો. ઓફીસને સાંકળ ચડાવી દીધી અને પછી તુરત જ 'ટોમ–ટોમ' ને ગુસ્સે કરીને દાદરપર છૂટો મૂકી દીધો! દાદરનું એક જ પગથીઉં હજી ધર્મચંદ શેઠ ચડયા હતા, તેવામાં તો 'ટોમ–ટોમ' ઘુરકતો અને છલંગો મારતો શેઠની સામે દોડી ગયો! શેઠ એકદમ નીચે ઉતરી ગયા અને કૂતરો શેઠને વળગી પડયો! ખેસ કૂતરાના મ્હોંમાં રહ્યો, હાથમાંની છત્રી રસ્તાપર પડી ગઇ અને શેઠનો ગાડીવાળો પણ ચાબૂક લેઇને ગાડીની બેઠકપરથી ઉતરી પડયો તથા કૂતરાને ચાબૂકો મારવા લાગી ગયો! એટલામાં ગિરિજાશંકર નીચે ઉતરી આવ્યો અને 'ટોમ–ટોમ' બૂમ મારતો કૂતરાને બોલાવવા લાગ્યો. 'ટોમ–ટોમ'

પૂંછડી હલાવતો ગિરિજાશંકરની પાસે આવ્યો. દરમીયાન શેઠ ગાડીમાં બેસી ગયા !

"ગિરિજાશંકર ! બેરીસ્ટરનો કુતરો બહુ આકરા સ્વભાવનો જણાય છે !" શેઠે સહજ હસતાં હસતાં કહ્યું.

"હા સાહેબ ! આજે ભૂલથી છૂટો રહી ગયો હોય તેમ જણાય છે; પણ આપને શરીરે કાંઇ ઇજા તો થવા પામી નથી ને ?" ગિરિજાશંકરે શેઠના ખુશ ખબર પૂછ્યા.

"ના, ના. ઇજા તો કાંઇ થઇ નથી; સાહેબ ઉપર છે કે ?"

"ક્યાંક બહાર ગયા છે. કેમ, આપને કાંઇ વાતચીત કરવાની હતી ?"

"ના, વાતચીત તો કાંઇ નહિ, પણ જો સાહેબ હોત તો મારે એટલું પૂછવાનું હતું કે સામો પક્ષ ત્રણ ચાર બેરીસ્ટરો કોર્ટમાં હાજર કરનાર હોય તેમ સંભળાય છે, તો આપણે કેમ કરવું ?"

"અરે સાહેબ ! આપ ડરો છો શાને ? ચાર તો શું પણ આઠ બેરીસ્ટરોની સામે આપણા બેરીસ્ટર સાહેબ ઊભા રહે તેવા છે, પછી શું ચિંતા છે ? આપ તો સો મણની તળાઇમાં સુઇ રહેજો ને !" ગિરિજાશંકરે શેઠને દિલાસો આપ્યો.

"સારૂં ત્યારે, હું જઉં છું. મુદત તો આવતા સોમવારની છે." ગાડીવાને ગાડી ચલાવી.

"સાહેબજી" કહીને ગિરિજાશંકર પુનઃ ઓફીસમાં ગયો. 'ટામ-ટામ' ના પરાક્રમથી આજે બેરિસ્ટર સાહેબની આબરૂ રહી !

* * * *

આ સ્થળે 'ટામ-ટામ' ના ગુણ વિષે તેનો ટુંકો ઇતિહાસ તપાસી જવાની ખાસ જરૂર છે. જ્યારે ઇન્દુવદનરાય બેરીસ્ટરનો અભ્યાસ કરવા માટે વિલાયત ગયો હતો, ત્યારે 'ટામ-ટામ' ને તેણે ૫૦ પાઉંડ અથવા

રૂ. ૭૫૦ આપીને ખરીદ કર્યો હતો. એક કુતરાની આવડી મોટી કીંમત ભારે લેખાય ખરી, પરન્તુ તે કીંમતના પ્રમાણમાં ટોમ–ટોમમાં ગુણ રહેલો હતો.

ટોમ–ટોમની લંબાઇ ૨૪ ઈંચ હતી અને ઉંચાઇ ૧૪ ઈંચ હતી. તેના શરીરપર લાંબા બદામી રંગના વાળ હતા અને તેમાં કાળા તથા ધોળા પટા કોઇ કોઇ સ્થળે હોવાથી તે ઘણો સુશોભિત કૂતરો દેખાતો હતો. વળી તેના ગળાપર જ્યારે સુંદર પટો નાંખવામાં આવતો તથા ચળકતી સાંકળી સાથે તેને ફેરવવામાં આવતો ત્યારે તો તેની સુંદરતાનો પાર રહેતો નહિ. ટોમ–ટોમ તેના કદના પ્રમાણમાં વજનમાં વધારે હતો, તેથી નાનાં કૂતરાંઓની પેઠે તેને ખોળામાં લેઇને રમાડવાનું બની શકતું નહિ, તોપણ તેને જોનારને પહેલી જ નજરે તે બહુ ગમી જતો. ટોમ-ટોમને રમાડી શકાતો નહિ, તોપણ તે ઘણો લાડીલો કૂતરો હતો. જે-નાથી તે હળી ગએલો હોય, તેની પાસે એ ગેલ કરતો દોડી આવતો અને સ્વાભાવિક રીતે જ તેનાપર હાથ ફેરવીને થાબડવાનું સૌને મન થતું.

૭૫૦ રૂપિયાનો આ કૂતરો ઇન્દુએ વિલાયતમાં ઘણી વિચિત્ર રીતે મેળવ્યો હતો. એક વાર લંડનના એક જાહેર બાગમાં તે ફરવા ગયો હતો, ત્યાં તે કૂતરો લેઇને એક નાજુક બદનવાળી સ્ત્રી આવી પહોંચી. કૂત-રાનો સુંદર દેખાવ ઇન્દુને બહુ ગમી ગયો અને સ્વાભાવિક રીતે જ તેણે તે સ્ત્રીને પૂછ્યું: "મેડમ! આ કૂતરો બહુ સુંદર છે, તે આપે કેટલી કીંમત આપીને ખરીદો છે?"

"માત્ર પાંચ પાઉંડ, પરન્તુ મારા તે પાંચ પાઉંડ છૂટી પડ્યા છે, કારણકે તે સુંદર હોવા છતાં કદી બોલતો કે ભસતો નથી!"

"એ તો બહુ નવાઇની વાત છે! શું તે કદી ભસતો નથી? મ્હોં-એથી કાંઈ પણ અવાજ કરતો નથી?" ઇન્દુએ પૂછ્યું.

"હા, સાહેબ, તેમ જ છે, અને તે નહિ જ બોલતો હોવાથી તેને કાંઈ કળાઓ શીખવવાનું પણ મને ગમતું નથી." મેડમે કહ્યું.

ઇન્દુએ કૂતરાને હાથમાં લેઇને એક બેંચ ઉપર ઊભો રાખ્યો અને તેનું મ્હોં ફાડી તેમાં નજર કરી. પછી મેડમને પૂછ્યું: "આ કૂતરા સંબંધે તમે ડાક્તરની સલાહ લીધી છે?"

"હા, ડાક્તરે તો એમ કહ્યું છે કે તે કુદરતથી જ મુંગો હોવાથી કદિ બોલશે નહિ."

ઇન્દુએ પોતાના ગજવામાંના કાગળીઆઓમાં ખોસેલી એક લાંબી પીન–ટાંકણી કાઢી અને તે પીનને કૂતરાંનું મ્હોં ફાડીને તેના ડાચામાં ભોંકી! સાથે જ કૂતરો ભયંકર ગર્જનાથી આખા બાગને ગજાવી મેલતો અને છલંગો મારતો નાઠો! તે કૂતરાની ગર્જના એક મોટું પડઘમ વાગતું હોય તેટલી ભયંકર હતી અને તેથી ઇન્દુ તેમ જ પેલી મેડમ બન્ને આશ્ચર્યચકિત થયાં; બાગમાં હરતાં ફરતાં લોકો પણ તે કૂતરાનો એટલો બધો ઉચ્ચ સ્વર સાંભળીને ત્યાં ધાઇ આવ્યાં! ભય પામીને નાસેલા કૂતરાને મેડમે જરા થાબડ્યો અને આશ્વાસન આપ્યું. તેણે મ્હોં મલકાવતાં ઇન્દુની સામે નજર કરતાં કહ્યું: "મારા કૂતરાને તમે બોલતો કરીને મારા પર ઉપકાર કર્યો છે; આપ જો કોઇ ડાકટર હો, તો હું આપને આપની ફી આપીશ."

"નહિ મેડમ!" ઈન્દુએ આછું સ્મિત કરીને કહ્યું: "હું ડાકટર નથી પણ કાયદાનો અભ્યાસી છું; પરન્તુ મેં માત્ર કુતૂહલની ખાતર એક ઉપાય કર્યો અને તેથી તમારો કૂતરો બોલતો થયો છે; તેમાં મને કાંઇ તસ્દી પડી નથી! પણ જો તમે મને તે કૂતરો વેચાતો આપશો તો હું આપનો આભાર માનીશ!"

"તે કૂતરાની કીંમત તમે પોતે જ વધારી આપી છે અને તેથી હવે

હું તેને વેચવા માંગતી નથી. જુઓને તે કેવડી મોટી ગર્જના કરે છે? આજસુધી હું તેને ‘ટોમ’ કહેતી હતી, પણ હવે તો હું તેને ‘ટોમ-ટોમ’ કહીશ; કહોને એક ઢોલના જેટલો ઉંચો તેનો અવાજ છે કે નહિ?”

“બરાબર છે, તે ટોમ-ટોમ નામને જ લાયક છે, પણ શું તમે મને તે વેચાતો નહિ આપો? હરકોઇ કીંમત આપતાં છતાં પણ?”

“સો પાઉંડ આપશો”? મેડમ બોલી.

“સો પાઉંડ! તમે તો માત્ર પાંચ જ પાઉંડ ખરચ્યા છે અને હવે મારી પાસે સો પાઉંડ માંગો છો? તેને બોલતો કરનાર તો હું જ છું.”

“અને તેટલા જ માટે જો પચાસ પાઉંડ આપો, તો ભલે તમે તે કૂતરાને લેઇ જાઓ.” મેડમે કહ્યું અને ઇન્દુએ બાગમાં જ ૫૦ પાઉંડનો ચેક લખી આપ્યો! ૫૦ પાઉંડનો ટોમ-ટોમ તે દિવસથી ઇન્દુની માલેકીમાં આવ્યો.

ત્યાર પછીથી ટોમ-ટોમ કોઇ વાર થોડું થોડું ભસતો હતો અને તેનું ભસવું દર વખતે પડઘમની ગર્જના જેવું જ જણાતું. ઇન્દુએ તેને ઇશારતોથી કામ કરવાની કેળવણી આપવા માંડી અને એ રીતે ટોમ-ટોમ બુદ્ધિમાં પણ ખીલવા લાગ્યો. ટોમ-ટોમને લેઇને ઇન્દુ વિલાયતથી સુરત આવ્યો ત્યારે તેની ૭૫૦ રૂપિયાની કીંમત સાંભળીને સૌ મોટા આશ્ચર્યમાં પડતા હતા; પરન્તુ જ્યારે તેની બુદ્ધિના દાખલા તેમના જોવામાં આવતા, ત્યારે ૭૫૦ રૂપિયા સફળ થયા લેખાતા હતા! આજે ગિરિજાશંકરની ઇશારતથી ટોમ-ટોમ ધર્મચંદ શેઠને બાઝી પડયો અને શેઠને દાદરપર ચડવા દીધા નહિ તે પરાક્રમ પણ ટોમ-ટોમને મળેલી કેળવણીનું હતું.

---

૫

# પ્રકરણ ૧૨ મું.

## કેસ ચાલ્યો.

છેવટે કેસ ચાલવાનો દિવસ આવી પહોંચ્યો. વકીલોને પૈસા કઢાવવાનો અને સમરાંગણમાં યુદ્ધ રમવાનો તથા અસીલોને ગજવાં ખાલી કરવાનો દિવસ સૌને માટે મંગલ છે–કોઇને માટે પણ અમંગલ નથી. વકીલને પૈસા મળે, પછી અમંગલ શામાટે? સાક્ષીને ભથ્થુ મળે અને ભાગ્યજોગે બીજા પણ પૈસા મળે એટલે તેને પણ મંગલ! અને બાકી રહ્યા વાદી પ્રતિવાદી કે ફરિયાદી આરોપી–જેઓ હમેશાં પોતાના વિજયની આશામાં જ પોતાના મનને રમાડી રહ્યા હોય છે એટલે તેઓને પણ તે મંગલ દિવસ જ સમજવાનો; એમાંથી એકની હાર થાય ત્યારની વાત ત્યારે, પણ અત્યારે તો વિજયની આશાનું મનોરમ સ્વપ્ન રમી રહ્યું હોય, પછી અમંગલ શામાટે? કોર્ટનું કામકાજ શરૂ થતાં સૌના પગ જોરમાં હોય છે અને કોર્ટનો વખત પૂરો થતાં સૌ થાકી ગએલા ઘાણીના બળદ જેવા દેખાય છે તેનું કારણ પણ એ જ છે.

ફરયાદી શેઠ પુનમચંદ તરફથી સોલીસીટરો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ધરભરેની પેઢીની ફરમાશથી બેરીસ્ટર દીનશાજી દુબલા અને વકીલ વિશ્વમોહનરાય હાજર થયા હતા, ત્યારે આરોપી ધર્મચંદ શેઠ તરફથી એકલા બેરીસ્ટર ઇન્દુવદનરાય જ હતા. કોર્ટનું કામ શરૂ થયા પહેલાં ધર્મચંદ શેઠે ઇન્દુવદનરાયને એક બાજુએ બોલાવીને કહ્યું હતું કે "સાહેબ! ફરિયાદી તરફથી બે વકીલો હાજર થયા છે અને આપને પણ જો વાજબી લાગતું હોય તો ચેમ્બરમાંથી જ તુરતમાં કોઇ બીજા વકીલને રોકી લેઇએ."

"અરે નહિ, નહિ, ધર્મચંદ શેઠ! એ શું ભલેને પાંચ વકીલો મારી

સામે ઊભા રહે; તમે ડરો છો શાને? તમારા પૈસા નકામા ખરાબ થાય તે હું કદી સહન કરી શકું નહિ." બેરીસ્ટર સાહેબે અસીલની દયા ખાઇને કહ્યું.

છેવટે ફરિયાદી અને તેના વકીલોને તથા આરોપી અને તેના વકીલોને કોર્ટમાં બોલાવવામાં આવ્યા એટલે આખું માંડલું ઉપડીને કોર્ટમાં જઈ બેઠું. ગિરિજાશંકર પણ પોતાના એક પગની મદદવડે ધીમે ધીમે સૌની પાછળ જઇને બેઠો.

કામ શરૂ થતાં પુનમચંદની ફરિયાદ–અરજી મેજીસ્ટ્રેટ વાંચી ગયા અને પછી મેજીસ્ટ્રેટે બન્ને પક્ષના વકીલોને સંબોધીને કહ્યું: "મી. દુબલા અને મી. ઇન્દુવદનરાય! આ કેસ આરોપી અને ફરિયાદી માંહોમાંહે સમજી લે તો વધારે સારૂં એમ હું માનું છું, કારણકે આ કેસમાં એક બીજા પક્ષને કાંઈ એવી ગંભીર પ્રકારની ઇજા કે નુકસાન થયું જણાતું નથી કે જેથી જો તેઓ માંહોમાંહે સમજીને તથા સંપ સંપીને ચાલતા હોય તો કોર્ટને વચ્ચે આવવાની અને પોતાનો વખત ગુમાવવાની આવશ્યકતા ન રહે."

મી. દુબલા બોલી ઉઠયા: "સાહેબ! હું તો તૈયાર જ બેઠો છેઉં; મારા મિત્ર જો તેમ કરવાનું કહેતા હોસે તો."

"સાહેબ! " ઇન્દુવદનરાયે કહ્યું: "આ કેસ મારા અસીલની સામે માંડવામાં આવ્યો હોવા છતાં તે આ કેસ પૂરો થએલો જોવાને જ ઇચ્છે છે, કારણકે જો સામો પક્ષ કોર્ટમાં ન આવ્યો હોત તો છેવટે મારા અસીલને જાતે જ કોર્ટમાં આવવાની ફરજ પડત."

"તો ભલે; હું કેસ ચલાવવા તૈયાર છું." મેજીસ્ટ્રેટે કહ્યું.

શરૂઆતમાં ફરિયાદી શેઠ પુનમચંદના વકીલ મી. દુબલાના પ્રશ્નોના ઉત્તરોમાં શેઠે જુબાની આપતાં જણાવ્યું: "મારી ઉમર ૪૫ વર્ષની છે.

હું જાતે વાણીયો છું અને જૈન ધર્મ પાળું છું. મારા મોટા ભાઇ કેટલાંક વર્ષ પહેલાં ગુજરી ગયા છે અને તે મને તેની દીકરી કુંદનને મારી દેખરેખ હેઠળ સોંપી ગયા છે. તે વખતથી હું કુંદનનું ભરણપોષણ કરૂં છું અને તેને સારી રીતે સાચવું છું. હું તેને મારા પોતાના રહેવાના ઘરમાં મારી સ્ત્રીની સાથે જ રાખતો હતો. ગઇ દીવાળીએ એટલે આજથી લગભગ ૧૦ મહિના ઉપર કુંદનના મામા તે મારા મર્હુમ ભાઇના સાળા શેઠ ધર્મચંદ કુંદનને દીવાળીના બે દિવસ પોતાને ત્યાં રાખવા માટે લેઇ ગયા હતા. તેમણે પોતે જ મને બે દિવસ માટે કુંદનને લેઇ જવાનું કહ્યું હતું અને તે છોકરી બે દિવસ તેના સગા મામાને ત્યાં રહે, તે સામે મને કાંઈ જ વાંધો નહોતો તેથી મેં હા કહી. તે લેઈ ગયા અને બે દિવસ ઉપરાંત બીજા બે ત્રણ દિવસ ગયા ત્યાંસુધી તો અમે આશામાં રહ્યા કે તે છોકરીને ધર્મચંદ શેઠ આજકાલ પાછી મૂકી જશે, પરન્તુ ત્યારપછી તો તેમણે તેને મોકલવાના વાયદા કરવા માંડયા અને છેવટ તો ચારેક મહિના વહેલાં ધસીને ના પાડી કે કુંદનને અમે તમારે ત્યાં બિલકુલ મોકલીશું જ નહિ.”

વકીલ વિશ્વમોહનરાયે કાંઇ સવાલો કર્યા નહિ એટલે સામા પક્ષ તરફથી મી. ઇન્દુવદનરાય પુનમચંદ શેઠની ક્રોસ જુબાની લેવાને ઊભા થયા.

સવાલ—તમારે કાંઇ સંતતિ છે?

જવાબ—હા, એક છોકરો માત્ર છે.

સવાલ—તમે કુંદનને સારી પેઠે રાખતા હતા એમ તમે કહો છો, પરન્તુ કદાચ કુંદન પોતે કોર્ટમાં આવીને એમ કહે કે મારાપર જુલમ ગુજારવામાં આવતો હતો, તો પછી?

એકદમ મી. દીનશાજી દુબલા ઊભા થઇ ગયા અને બોલ્યા: “આ તે કાંય સવાલ છે, સાહેબ? તે સવાલની સામે હું વાંધો ઉઠાઉંચ. મારા

મિતર મારા અસીલને નકામના ગભરાવી મારવા કરતાં કુંદનને પોતાને જ સાક્ષીમાં રજુ કરસે તો તે વાજબી થઇ પરસે."

"વખત આવ્યે હું તેમ જ કરીશ, તોપણુ મારા અસીલની જરા પણુ ફી લીધા વિના તેની સુચના કરવા માટે મારે મારા મિત્રનો આભાર માનવો જોઇએ." ઇન્દુવદનરાયે કહ્યું.

સવાલ—વારૂ પુનમચંદ શેઠ! તમારા ભાઈ પોતે પોતાની પુત્રી માટે કાંઇ મીલકત મૂકી ગયા છે કે?

જવાબ—હા જી. સ્થાવર ઉપરાંત કેટલુંક રોકડ નાણું અને દરદાગીના તથા શેરોની મીલકત પણુ તે મૂકી ગયા છે.

સવાલ—તે મીલકત કેટલી છે?

દીનશાજી પાછા એકદમ ખુરશીપરથી ઊભા થતાં તાડુકી ઉઠયાઃ "હું નામદાર કોર્ટને અરજ કરવા માંગુંચ કે તેવણે આવા ગેરવાજબી સવાલો પુછવા દેવા નહિ. મીલકત કેતલી હોવા ન હોવાનો આ તે કાંય સવાલ છે?"

મેજીસ્ટ્રેટ—એ સવાલ પૂછવા સામે કોર્ટ વાંધો ઉઠાવી શકે નહિ.

જવાબ—મારા ભાઇ કેટલી મીલકત મૂકી ગયા હતા તેનો આંકડો હું કાંઇ યાદ રાખીને ફરતો નથી કે એકદમ કહી શકું.

મેજીસ્ટ્રેટ—પણ અનુમાનથી તો તમે જણાવી શકો એમ હું માનું છું.

જવાબ—જી હા; બે ત્રણુ લાખેક રૂપિયાની તે મીલકત હશે.

સવાલ—ઠીક; પુનમચંદ શેઠ? ત્યારે તમે મને મહેરબાની કરીને જણાવશો કે તમે કુંદનનું વેવીશાળ કર્યું છે કે નહિ?

જવાબ—નથી કર્યું.

સવાલ—તમે કરી શકો ખરા કે?

જવાબ—જી હા.

સવાલ—તેવું કોઈ વેવીશાળ કરવાની વાત તમે કાઢી હતી ખરી કે ?

પુનમચંદ શેઠે માથું ખજવાળતાં જરા ગભરાઇને જવાબ આપ્યો: "તે મને સાંભરતું નથી!"

ઇન્દુ—જરા ધીરેથી વિચાર કરીને જવાબ આપો; ઉતાવળ કરવાની જરૂર નથી, તમે જરા સંભારવાની તસ્દી લ્યો; તમે જૈન છો, એટલે જૈનોની સાચી યાદદાસ્ત તેમને કદી દગો દેવા જેટલી નિર્દય થતી નથી! (હસાહસ)

પુનમચંદ—મને સાંભરતું જ નથી.

સવાલ—તમારા ઘરનો કુળગોર કોણ છે ?

જવાબ—તેવો ખાસ કુળગોર કોઇ જ નથી. હરકોઇ બ્રાહ્મણને બોલાવીને અમે લગ્ન કે વેવીશાળનું કામ પતાવીએ છીએ.

સવાલ—થોડા વખત પહેલાં તમે તમારા પુત્રનું વેવીશાળ કર્યું, ત્યારે તો તમે ભુલેશ્વરપર રહેતા ભલુશંકર ભટને બોલાવ્યા હતા ખરૂં કે ? અને તમે પરણ્યા હતા, ત્યારે લગ્નવિધિ તે જ ભલુશંકરના બાપે કરી હતી ખરૂં કે ?

મેજીસ્ટ્રેટ—આ સવાલોની શી જરૂર છે તે કાંઇ હું સમજી શકતો નથી.

ઇન્દુ—આપ નામદાર હવે થોડા વખતમાં જ તે સવાલોની જરૂર જાણી શકશો.

જવાબ—હા, ભલુશંકરના બાપ જદુરામ ભટ મારા લગ્ન વખતે આવ્યા હતા.

ઇન્દુ—(જરા હસીને) આપનો આભાર માનું છું કે આપે મને જદુરામ ભટનું નવું નામ પૂરૂં પાડ્યું છે. હું તે જાણતો નહોતો! વારૂ, ત્યારે કુંદનના વેવીશાળની વાત જ્યારે તમે ચલાવી, ત્યારે તો તમે ભલુશંકરને જ બોલાવ્યો હતો ને ?

જવાબ—હા, જી.

સવાલ—ત્યારે પછી કુંદનનું વેવીશાળ તમારા ગુમાસ્તા કાનજીની વેરે કરવા માટે ભલુશંકર ભટે તમને શો અભિપ્રાય આપ્યો?

જવાબ—તેણે પણ હા જ કહી હતી.

સવાલ—ત્યારે હમણાં તમે વેવીશાળની વાત સાંભરતી નથી એમ કહ્યું તે તો જુઠું જ બોલ્યા હતા કે નહિ?

"ના, ના, હા, પણ..."

"જો જો હોં! એમ ત–ત–પ–પ–નહિ ચાલે; મેજીસ્ટ્રેટ સાહેબે તમારા શબ્દો બરાબર લખી લીધા છે! તમે એક વાર કહો છો કે વેવીશાળની વાત કાઢયાનું મને સાંભરતું નથી, અને બીજી વાર ભલુશંકર ભટે કાનજી વેરે વેવીશાળ કરવાનો અનુકૂળ અભિપ્રાય આપ્યો હતો એમ જણાવો છો, તો ખરૂં બોલો, તમે પહેલી વાર જુઠું બોલ્યા હતા કે નહિ?" ઈન્દુએ છેલ્લા શબ્દો બોલતાં બરાબર દમ ભરાવ્યો!

પુનમચંદ શેઠ દબાઇ ગયા! દીનશાજી દુબલા પણ ઠંડાગાર થઇને ખુરસીમાં બેસી ગયા! શેઠે કાંઇ જવાબ આપ્યો નહિ, એટલે બેરીસ્ટરે ફરીથી કહ્યું: "બોલો શેઠજી! ઝટપટ જવાબ આપી દો!"

"પહેલી વાર જવાબ દેતાં સવાલ ઉપર મારૂં ધ્યાન નહોતું." શેઠ બોલ્યા.

"પણ મેં તમને બે વાર ફેરવી ફેરવીને પૂછ્યા છતાં તમે સાંભરતું નહિ હોવાનું જ કહ્યું હતું!"

મેજીસ્ટ્રેટ—હવે એ વાત જવા દો; એમને બહુ ગભરાવો નહિ. કોર્ટનો વખત પણ ભરાઇ ગયો છે. આવતા સોમવારે આપણે આગળ ચાલીશું.

કેસ આગળ ચાલતો અટકયો અને કોર્ટ વેરાઇ ગઇ. પુનમચંદને

ઇન્દુવદનરાયે એવો તો બનાવ્યો હતો કે તેથી સૌ મ્હોંમાં હસતા હતા અને ઇન્દુવદનરાયની બહાદુરીનાં વખાણ કરતા હતા. ગિરિજાશંકર પોતાના બેરીસ્ટર સાહેબનાં વખાણ થતાં સાંભળીને ફૂલ્યો સમાતો નહોતો. ધર્મચંદ પણ મૂછોમાં હસતો ગાડીમાં બેસી રવાના થયો અને ઇન્દુવદનરાયને ફુરસદે મળવાનું કહીને ગયો.

*　　　*　　　*　　　*

પુનમચંદ શેઠ જરા ગભરાઇ ગયા હતા, તેવામાં તેમના સોલીસીટરોની પેઢીના મેનેજીંગ કલાર્ક સૌભાગ્યમલે શેઠની પસે આવીને શેઠનો હાથ દબાવ્યો. તેણે શેઠને જરા આઘે લેઇ જઇને કહ્યું: "શેઠજી! જરા પણ ગભરાશો નહિ. ચાલો, મારી સાથે; હું તમને એ વાત કહું." એમ કહીને સૌભાગ્યમલે શેઠને પોતાની ગાડીમાં બેસાડ્યા અને શેઠની ગાડીને ખાલી જવા દીધી. સૌભાગ્યમલે પોતાના ગાડીવાનને ગાડી ચોપાટી તરફ હાંકવાની વરદી આપી.

સૌભાગ્યમલ એક મારવાડી વાણીયો હતો અને તેના બાપદાદા મૂળથી વ્યાજ વટાવનો ધંધો કરતા હોવાથી અત્યારે સૌભાગ્યમલ શરાફની અટકથી ઓળખાતો હતો. તેનો બાપ ષડ્ગુણનારાયણ ઘણા વખતથી મરી ગયો હતો અને સૌભાગ્યમલ જરા ભણ્યો ગણ્યો અને ચાલાક નીકળ્યો, એટલે મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ધરભરેની પેઢીમાં ઠીક ફાવી શક્યો હતો.

---

## પ્રકરણ ૧૩ સું.

---

### શેઠ પાણીમાં ઉતર્યા!

સૌભાગ્યમલની સાથે વાચકો વિશેષ પરિચયમાં આવે તે પહેલાં અત્રે તેના વિષે કેટલીક વિશેષ માહિતી આપવાની અગત્ય છે. તે મારવાડી

ગૃહસ્થની વય લગભગ ચાળીસેક વર્ષની હતી. મેસર્સ ગીરીદેવ, શેકજોખ અને ધરભરે સોલીસીટરોની પેઢીના મેનેજીંગ કલાર્ક તરીકે તેને જે કાંઈ પગાર મળતો તે કરતાં વધુ પેદાશ તે બીજી રીતે કરી શકતો હતો. જેવી રીતે ગિરિજાશંકર ઇન્દુવદનરાયની આબાદી વધારવા માટે સૂત્રધારરૂપ હતો, તેવી જ રીતે જ્યાંથી અને ત્યાંથી કેસો ઘસડી લાવીને પોતાના શેઠોને વધારે કામ આપવામાં સૌભાગ્યમલ એક્કો હતો. આ કામ બદલ તેને ઓફીસમાંથી પગાર ઉપરાંત સારૂં કમિશન મળતું હતું અને તે ઉપરાંત તે અસીલ પાસેથી ભેટ–સોગાદ કે પાન સુપારી પડાવતો તે તો જુદી જ. જો ખરૂં કહીએ તો મેસર્સ ગીરીદેવ, શેકજોખ અને ધરભરેની પેઢીના ત્રણ ભાગીદારો ઉપરાંત સૌભાગ્યમલ પણ અર્ધો ભાગીદાર જેવો હતો, કારણકે દરેક ભાગીદારને વર્ષે દહાડે જે કાંઇ આવક થતી તેથી અર્ધી આવક તો સૌભાગ્યમલને પણ સહજ થતી હતી.

પણ એટલી આવક સૌભાગ્યમલના ખર્ચ માટે પૂરતી નહોતી! પોતાના કોઇ પણ શેઠ કરતાં સૌભાગ્યમલનું ખર્ચ વધારે હતું! આ ખર્ચનાં બારણાંઓ વિષે વાચક હવે પછી સઘળું જાણશે, પરન્તુ તેણે એટલું તો જાણવું જોઇએ કે તે ખર્ચને પહોંચી વળવા માટે સૌભાગ્યમલને નાણાં મેળવવા માટે અનેકાનેક પ્રપંચો કરવા પડતા હતા, બાજીઓ રમવી પડતી હતી અને આડા દોઢા વ્યાપારો કરવા પડતા હતા. સૌભાગ્યમલ જેવી રીતે અર્ધો સોલીસીટર હતો તેવી જ રીતે કાયદાના જ્ઞાનમાં પોતાના લાંબા વખતના પરિચયથી તે અર્ધો વકીલ જેવો હતો. કાયદાની બારીકીમાં સપડાયા વિના આડાં ઊભાં ચોસલાં કેવી રીતે ગોઠવી દેવાં, વ્યાપારો કેવા પ્રકારની છળબુદ્ધિથી રમવા અને લોકોને કેવી ચળકતી ચાઇ ચાઇથી આંજી નાંખીને પેદાશ કરવી તે એક વકીલને ભાગ્યે જ શિખવવાની જરૂર પડે. સૌભાગ્યમલ તેવાં સઘળાં કાર્યોમાં ‘પ્રોફેસર’ જેવો બની ગયો હતો

અને પોતાની છેલ્લાં પંદર વર્ષની મેનેજીંગ ક્લાર્ક તરીકેની કારકીર્દીમાં એવી સેંકડો યોજનાઓમાંથી સફળ રીતે પસાર થઇને મોટી કમાણી કરી શકતો હતો.

મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ઘરભરેની પેઢીમાંથી મેનેજીંગ ક્લાર્ક તરીકે તેને માસિક બસો-ત્રણસો રૂપિયાનો પગાર કે તેટલું બીજું કમીશન મળતું, તે સૌભાગ્યમલના હિસાબમાં નહોતું. તેટલી આવકની ખાતર તે એ પેઢીમાં ક્લાર્ક તરીકેની નોકરી સ્વીકારી રહ્યો નહોતો, પરન્તુ એ ઓદ્ધાપર રહેવાથી બીજી આવક સારી રીતે મેળવી શકાય, પૈસાદાર અસીલોની સાથે સમાગમમાં આવી શકાય, એ મોટા ઓદ્ધાપરની આબરૂથી હજારો રૂપિયાની ધીરધારમાં કોઇ વાંધો લે નહિ; એવા સઘળા લાભોની ખાતર સૌભાગ્યમલ એ નોકરી સ્વીકારી રહ્યો હતો.

પુનમચંદનો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ઘરભરેની પેઢી સાથેનો સંબંધ તો ઘણા વખતનો જૂનો હતો. જ્યારથી પુનમચંદનો મોટો ભાઇ પોતાની મીલકતનું વીલ કરીને તે પેઢીના હાથમાં સોંપીને મરી ગયો ત્યારથી આ સંબંધ જોડાયો હતો અને તે સમયને આજે લગભગ આઠેક વર્ષ થવા આવ્યાં હતાં. સૌભાગ્યમલ પણ એ પેઢીનો જુનો નોકર હતો, પરન્તુ તેને શેઠની સાથે અંગત પરિચયમાં આવવાનો પ્રસંગ હજીસુધી મળ્યો નહોતો. આ પ્રસંગ શોધવાને અને જો બને તો શેઠને પૈસે કાંઇ થોડો ઘણો વેપાર કરીને કમાણી કરી લેવાને સૌભાગ્યમલ અનુકૂળ તકની રાહ જોતો હતો. આજે કોર્ટમાં શેઠને ગભરાએલા જોઇને સૌભાગ્યમલે શેઠને પોતાની ગાડીમાં બેસારીને ચોપાટી તરફ લીધા.

ચોપાટીની ખુશનુમા હવામાં પુનમચંદનો ગભરાટ કેટલેક અંશે દૂર થવા પામ્યો, તોપણુ પોતે જુબાની આપતાં જે ગોટાળો કરી મેલ્યો હતો તેને લગતો વિચાર ચિત્તમાંથી દૂર થઇ શક્યો નહિ. સૌભાગ્યમલે શેઠના

ગભરાટને દૂર કરવાને વાત કાઢી: "શેઠજી! તમે જુબાની આપતાં મોટી ભૂલ કરી છે; સામા પક્ષનો બેરીસ્ટર જ્યારે ઉલટ તપાસ કરે ત્યારે કોઇ દિવસ આવા જવાબો આપવા જોઇએ નહિ; પણ કાંઇ ફીકર નહિ; તમે ગભરાશો નહિ."

"અરે મી. શરાફ! તમે કહો છો કે ગભરાશો નહિ, પણ ખરેખર હું ગભરાઉં તેવો જ મામલો બની ગયો છે; ઇન્દુવદનરાયે મને આબાદ પકડી લીધો છે અને મેજીસ્ટ્રેટના મનમાં એવું ચોક્કસ ઠસી ગયું લાગે છે કે હું જુઠાબોલો માણસ છું! હવે કરવું શું?" શેઠે પોતાના અંતરના ગભરાટનો સઘળો મુદ્દો કહી સંભળાવ્યો.

સૌભાગ્યમલે મન્દ સ્મિત કરતાં કહ્યું: "ઓહોહો! એમાં ગભરાવા જેવું શું છે? તમે વાણીયા છો, પણ પૂરેપૂરા વાણીયા જણાતા નથી! ફેર પાઘડી બાંધવાની કળા શીખ્યા છો કે નહિ?"

"વણીક બચ્ચો એ કળાથી કદી અજાણ્યો હોય જ નહિ; પણ આ તો કોર્ટનો મામલો છે; ત્યાં આગળ ફેર પાઘડી બાંધવાનું કેવી રીતે બને? વળી આ બાબતમાં કાંઇ પણ ફરી બોલી શકાય તેમ રહ્યું નથી!"

"અરે જાઓ, મારા સાહેબ! એમાં તે શું મોટી વાત છે? આવતા શનિવારે કે રવિવારે મને મારા બંગલાપર મળજો, એટલે હું તમને ફેર પાઘડી બાંધવાની કળા શીખવીશ અને તમે જે જુબાની આપી છે તેમાંથી તમે કેવી રીતે છટકી જઇ શકો, તેની યુક્તિ પણ શીખવીશ!"

"ઓહ! એમ બની શકે ખરૂં?" શેઠે આનંદ પામતાં અને મ્હોં મલકાવતાં કહ્યું.

"ઓહ યસ! કેમ ન બની શકે? વકીલોને તમે શું સમજો છો? એક ખરેખરો કાયદાબાજ વકીલ હોય, તો તે મેજીસ્ટ્રેટને પણ રાતને બદલે દહાડો સમજાવી શકે! એ તો તમારા બેરીસ્ટરે ભૂલ કરી છે કે

તમને જુબાનીને માટે તૈયાર કરી રાખ્યા નથી; નહિતો વળી એ આ-જકાલનો ઇન્દુવદનરાય તે શું વિસાતમાં ?"

"અરે ભાઇ સાહેબ! મેં પેલા વિશ્વમોહનરાયને કહ્યું'તું પણ ખરૂં કે શું જુબાની આપવી તે મને સમજાવો; પણ તે તો તમે જાણો છો ને કે સીધે સીધા માણસ રહ્યા; તે તો કહે કે જે ખરૂં હોય તે કોર્ટમાં કહેજો; અમારાથી તમને કાંઇ આડું અવળું શીખવાય જ નહિ ! મને તે વખતે તો તેના ઉપર એટલો ગુસ્સો ચડયો કે બસ. પણ શું કરૂં ? મી. ઘરભરેની સૂચનાથી તેમને રોકવાની મેં હા કહેલી; નહિતો એવા પવિત્રતાનો ઢોંગ કરનારા વકીલને તો કોર્ટમાંથી જ હું લીલું ના-ળીયેર અને સુકો ગોળ આપી દઉં !"

"ઠીક છે; કદાચ વિશ્વમોહનરાયને થોડી ફી મળતી હશે, માટે તેણે એમ કર્યું હશે; નહિતો માણસ કાયદામાં હુશિયાર છે !"

"એ તો ઠીક થયું કે તમે આવતી મુદતે મને સમજાવીને તૈયાર રાખશો, એટલે કાંઇ ચિન્તા નહિ; નહિતો હું તો ખરેખર મૂર્ખો ઠરત ! સાળો ઇન્દુવદનરાય જ મારા દસ હજાર ખાઈ ગયો છે છતાં ઉંધો ઉડયો ! આજકાલના વકીલો પણ એવા ! બન્ને બાજુએ ઢોલકી બજાવે !"

"શું ?! ઈન્દુવદનરાયને તમે દશ હજાર આપ્યા છે ?" સૌભા-ગ્યમલે આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"હાસ્તો; તેની છોકરીને દશ હજારનાં ઘરેણાં પહેરાવ્યાં તે તેને આપ્યા બરાબર જ સમજવાં ને ?" શેઠે જણાવ્યું.

"જો તેને લાંચ આપવી'તી તો તમારે મને કહેવું'તું. કાંઇક ઘર-મેળ સમાધાની જેવું કરાવી નાંખત !" સૌભાગ્યમલે કહ્યું. એટલામાં સૌભાગ્યમલ પાસે એક પારસી ગૃહસ્થ આવીને 'સાહેબજી' કહીને ઊભો રહ્યો.

સૌભાગ્યમલે તેને પૂછ્યું: "કેમ, મી. પેસ્તનશા! શી ખબર છે? પછી પેલો માને છે ખરો કે નહિ?"

"નહિજી; તેને મેં ઘનુંએ કયું પન સાલો માનતો જ નહિ, તાં આગલ સું ઉપાય? હું બી આપને મકાને કાલે આવવાનો ઉતો, એતલામાં તમો અહીં આગલ જ મલી ગયા એ ઠીક થયું."

"થોડું ઘણું વધારે આપી શકીશું." સૌભાગ્યમલે કહ્યું.

"નહિ. તે તો આપરી માંગનીથી દોહરા રૂપ્યા માંગેચ! સવાયા તો હું કહી બી ચુકો! પન આપ જ જુઓની સાહેબ! એના સરખો સુઘર અને મજેનો બંગલો એતલામાં કેથેબી તમારા જોવામાં આવે છ?" પેસ્તનશાએ કહ્યું.

"ઠીક છે; હવે તમે મને રવિવારે મળજો, પછી હું તમને જવાબ આપીશ." સૌભાગ્યમલે પેસ્તનશાને જવાબ આપ્યો, એટલે પેસ્તનશા સલામ કરીને ગયો.

પુનમચંદે સૌભાગ્યમલને પૂછ્યું: "આ ગૃહસ્થ કોણ છે? મેં પણ એને એક વાર ક્યાંય જોયો છે એમ મને સાંભરે છે."

"તે એક કમિશન એજંટ છે અને મકાનો, બંગલાઓ તથા માળા વેચવા સાટવાની દલાલી કરે છે. હમણાં મારો વિચાર વાલકેશ્વરમાં એકાદ બંગલો વેચાતો લેવાનો છે. વેચાતો નહિ તો ગીરો લઉં તોપણ ઠીક. હું હાલમાં જે બંગલામાં રહું છું તેનો જ માલેક હાલમાં પૈસા સંબંધી તંગીમાં છે એટલે ગીરો આપવા તૈયાર છે. તેને સમજાવવા માટે મેં આ પેસ્તનશાને કહ્યું હતું."

"શું રકમ માંગે છે?" શેઠે સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"એક લાખ રૂપિયા તો હું કહી ચૂક્યો છું. તે દોઢ લાખ માંગતો હોય તેમ જણાય છે; બંગલો સારો છે, એટલે હવે જોઇશું. શેઠજી! તમે શેમાં તમારી મૂડી રોકો છો?"

"એ એક લાખ રૂપિયા તો શેરોમાં રોક્યા છે. એકાદ લાખ રૂપિયા જૂદી જૂદી બેંકોમાં જમા છે અને બે લાખ રૂપિયા ચાલુ વેપારમાં રોકેલા રહે છે."

"અને તમારા મોટા ભાઈની મીલકત?"

"તેનો મોટો ભાગ સરકારી કાગળીયામાં રોકેલો છે."

"ત્યારે તમે ભૂલ કરો છો! તે કરતાં આવી રીતે સ્થાવર મીલકપર મૂડી રોકો તો વ્યાજ ઘણું સારૂં મળે. જુઓ હું આ સોદાની વિગત જ તમને કહી જઉં. તે બંગલાનો માલેક દોઢ લાખ રૂપિયા માંગે છે તે બંગલાના એક ભાગના હું પોતે જ અઢીસો રૂપિયા ભાડું આપું છે અને બીજા એક ભાગના અઢીસો ઉપજે છે. તે ઉપરાંત બસો રૂપિયા તેના કોમ્પાઉન્ડમાં ઉતારેલી કોટડીયોના પરચુરણ ભાડાના ઉપજે છે. બે તબેલા છે તેમાંનો એક તબેલો ખાલી પડયો છે તેને નાંખી દેતાં પણ પચાસ રૂપિયા ભાડું ઉપજે. માસિક સાડા સાતસોની આવક થઇ અને દોઢ લાખ રૂપિયાનું છ ટકા લેખે વ્યાજ પરવડયું! કહો, સાડાત્રણ ટકાના સરકારી કાગળીયા, અથવાતો ચાર સાડાચાર ટકા ભાગ્યે જ આપતા શેરો કરતાં આ ઇનવેસ્ટમેંટ શું ખોટું? વળી આ વેપાર અને ઉદ્યોગની પડતીના જમાનામાં શેરોમાં નાણાં રોકવામાં સમાએલું જોખમ જોતાં સ્થાવર મીલકતપર રૂપિયા રોકવા તેના જેવું એકકે ડહાપણ સમજવું નહિ! ભલે છ નહિ ને ચાર ટકા વ્યાજ પરવડે પણ કોઇ જાતની ચિંતા તો નહિ! નિરાંતે ઉંઘ તો આવે!" સૌભાગ્યમલે શેઠને પાણીમાં ઉતારવાની યુક્તિ રચી.

"તમારૂં કહેવું ખરૂં છે, એવી રીતે રૂપિયા રોકવા તે સહીસલામતીવાળું ખરૂં, પણ આજકાલ દલાલો બહુ નુકસાન કરે છે અને વચ્ચેથી ખાઇ જાય છે એટલે હું તેમાં પડતો નથી. તમારા જેવા સારા માણ-

સને હાથ સોદો હોય, તો કાંઇ વાંધો નહિ, પણ અજાણ્યાઓની સાથે કામ પાડવામાં માલ નથી."

"હું એ અજાણ્યા એજંટો માર્ફતે જ કામ ચલાવું છું પણ મને તમે કાચો-પોચો સમજશો નહિ; સો ગળણે ગળીને પાણી પીવાનો! તમારી ઇચ્છા હોય તો આ બંગલાના સોદામાં તમારો ભાગ રાખીએ!"

"ભલે ખુશીથી; અર્ધો ભાગ રાખજો અને રૂપિયા મંગાવી લેજો." શેઠે કહ્યું.

"કાંઇ ફીકર નહિ, સવા લાખે ઠરશે તો સાડી બાસઠ હજાર અને નહિ તો પંચોતેર હજારની જરૂર પડશે; હવે તે માટે જોઉં છું, કઇ મેર ઉંટડો બેસે છે; બીજો પણ એવો જ કોઇ સોદો હશે તો ધ્યાનમાં રાખતો રહીશ." સૌભાગ્યમલે કહ્યું.

"હા આપણને પાંચથી છ ટકાનું વ્યાજ પરવડતું હોય તો કાંઇ ફીકર નહિ; આપણે તેમાં પડવા તૈયાર છીએ. પાંચેક લાખ રૂપીઆ કાગળીયા, શેરો અને બેંકોમાં રોકેલા છે, તેટલા સુધી કાંઇ વાંધો નથી."

એમ વાતો કરતાં અંધારૂં થતાં બન્ને પાછા શહેર તરફ વળ્યા. સૌભાગ્યમલને પુનમચંદ શેઠ બરાબર હાથમાં આવી ગયા હતા! શેઠનું પંચોતેર હજારનું પાણી પહેલે જ સપાટે કરવાને સૌભાગ્યમલે કમર કસી!

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ધણીને 'ધા' અને ચોરને 'નાસ'!

શેઠ ગુમાસ્તો-ઇન્દુવદનરાય અને ગિરિજાશંકર ઓફીસમાં વાતો કરતા બેઠા છે. બેરીસ્ટરના અંતરૂમાં આનંદ છે અને ગિરિજાશંકર તો ફુલ્યો સમાતો નથી! કેટલીક બીજી વાતચીત કર્યાં પછી ગિરિજાશંકરે પૂછ્યું:

"સાહેબ! કેસની શરૂઆત તો બહુ અચ્છી રીતે થઇ ગઇ છે, પરન્તુ તેથી પુનમચંદ શેઠને તો ખોટું નહિ લાગે?"

"શેનું ખોટું લાગવાનું છે એમાં? તમે જુઓને; મેં આમ કરવામાં એક ખરેખરી યુક્તિ કરી છે. તેમ કર્યા વિના પુનમચંદને બરાબર ખંખેરાય તેમ નહોતું; અને ધર્મચંદને તો કાંઇ વાંધા જેવું છે જ નહિ."

"હા; પુનમચંદને ખંખેરવાની એ યુક્તિ વધારે સારી છે! આવતી મુદત પહેલાં તે એક વાર આપણે ત્યાં અવશ્ય આવશે ખરો, હાક થૂ!"

"આવે તો શી ફીકર છે? ગિરિજાશંકર! હવે તો હું મુંબઇગીરી વકીલાત બરાબર સમજી ગયો છું. તેને એવો તો નરમ બનાવી દઇશ કે પાછા એ પાંચ હજાર બીજા ગીરી દીધા વિના તેને ચાલશે જ નહિ!" બેરીસ્ટરે કહ્યું.

"હા, સાહેબ! હવે આપ બરાબર સમજ્યા! મુંબઇમાં આ રીતે જ વકીલો લોકપ્રિય થાય છે તે ધ્યાનમાં રાખજો!"

એટલામાં ટોમ-ટોમની બ્હીકથી આજુબાજુ નજર ફેરવતા ધર્મચંદ શેઠ આવી પહોંચ્યા અને ટોમ-ટોમને તેના ટેબલપર બેઠેલો જોતાં જ બારણામાં અચકાઇને ઊભા! ગિરિજાશંકર શેઠને સામો લેવા આવતો બોલ્યોઃ "પધારો, પધારો, શેઠજી!"

"જી હા; પણ આ તમારો કૂતરો બહુ કપરો છે તો." શેઠે કહ્યું.

ગિરિજાશંકર મન્દ સ્મિત સ્ફુરાવતો બોલ્યો: "અત્યારે છૂટો નથી, શેઠજી!"

"અરે ભાઇ! તેનો અવાજ સાંભળતાં જ માણસ ગભરાઇ જાય તેવો આ તમારો કૂતરો છે!" એમ બોલતા શેઠ માંહે આવ્યા અને બેરીસ્ટરની સામે જઇને બેઠા.

બેરીસ્ટરે શેઠને આવકાર આપ્યા પછી કહ્યું: "કહો શેઠજી! પુનમ-

ચંદને કોર્ટમાં કેવો બનાવ્યો ? જુબાનીમાં તેને કેવો આબાદ સપડાવ્યો છે ?"

"તે તો ઠીક જ થયું છે, પરન્તુ મારે આપને પૂછવાનું છે કે આપે તેની જુબાનીમાં આ મુદ્દો કેમ પહેલો પકડયો ? આપણો વિચાર તો વીલની બાબતને જ પહેલાં લાવીને પછી તેનો માઠો હેતુ કોર્ટના મગજમાં ઠસાવી આપવાનો હતો. એમ થયા વિના આપણે આપણા કેસમાં ફાવી શકીએ તેમ નથી. જો શરૂઆતમાં વીલની બાબત આગળ કરી હોત તો વધારે વાજબી હતું."

"અરે શેઠજી ! વીલની બાબત પણ હવે પછી આવવાની જ છે ! તમે ઉતાવળા શીદ થાઓ છો ? આ તો મેં પુનમચંદને કોર્ટમાં જરા રમાડયો ! હવે આવતે વખતે તેને કેવો નચાવું છું તે તમે જોઇ લેજો ! કોર્ટમાં જ ડાકટરની સલાહ લેઇને નાસી જવાની તેને જરૂર ન પાડું તો મારૂં નામ ઈન્દુવદનરાય નહિ !" બેરીસ્ટર સાહેબે પોતાના અસીલને પોતાની શક્તિની વાતોથી આંજી નાંખવાને બરાબર તોપ મારી.

"તો ભલે; આપની નજરમાં જે આવ્યું તે ખરૂં. પણ અત્યારે તો હું આપને એ બાબત જ કહેવા આવ્યો હતો કે વીલની બાબત આગળ કર્યા વિના આપણા કેસની સિદ્ધિ થવાની નથી."

"એમાં સૂચનાની શી જરૂર છે ? હું કાંઇ તે સમજતો નથી ? આવતે વખતે તમે જોઇ લ્યો મારો તડાકો; ભલે તે બે બેરીસ્ટરોને બદલે ચારને લઇને આવે, પણ હું એકલો જ તેમને હંફાવી મેલીશ." બેરીસ્ટર સાહેબે આત્મપ્રશંસાના દોષને ગણકાર્યો નહિ.

"વારૂ ! હવે હું રજા લેઇશ."

"હા, ભલે ખુશીથી; પણ મારે જરા આપને કહેવાનું હતું. રૂપિઆ પાંચેક હજાર મોકલાવી આપો તો ઠીક."

"પણ કાલે તો નહિ બને, કારણકે અમારી જૈનોની દુકાનો બંધ રહેશે." શેઠે કહ્યું.

"તેની કાંઇ ફીકર નહિ. મુદત પહેલાં ગમે તે દિવસે મોકલી આપજોને; તમારી કાંઇ અપતીજ છે?"

"કાંઇ ફીકર નહિ. આવતી મુદત પહેલાં તો આપને જરૂર મળી જશે." એમ કહી ધર્મચંદ શેઠ ગયા.

* * * *

બીજે દિવસે પુનમચંદ શેઠ બેરીસ્ટરની પાસે આવ્યા! ઇન્દુવદનરાયે શેઠને સારી રીતે માન આપ્યું, પણ શેઠનું મ્હોં તો પડી ગએલું જ હતું! પોતાના દશ હજાર રૂપિયા ઇન્દુવદનરાય ખાઈ ગયો હોવા છતાં પોતાનો પક્ષ તેણે જરા પણ પકડયો નહિ તેથી શેઠે નક્કી માન્યું હતું કે પોતાની લાંચ પાણીમાં ગઈ છે! આથી શેઠને ઇન્દુ ઉપર એટલો તિરસ્કાર ઉપજી ગયો હતો કે તેનું મ્હોં જોવાની પણ ઇચ્છા નહોતી; પરન્તુ વળી આજે શેઠને એવો જ વિચાર થઇ આવ્યો કે એક વાર તેની મુલાકાતે જઇને તપાસ તો કરવી કે તે કેટલામાં છે? છેવટે શેઠ આવ્યા અને બેરીસ્ટરની સામે ખુરશીપર બેઠા.

ઇન્દુવદનરાયે જ વાતચીત ઉપાડતાં કહ્યું: "કેમ છે શેઠજી! આનંદમાં છોને?"

"આનંદ જ છે ને સાહેબ? ગયે વખતે આપે કોર્ટમાં બહુ આનંદ કરાવ્યો છે, વછી આનંદમાં શી ખામી હોય?" શેઠે કટાક્ષમાં કહ્યું.

"શેઠજી! તમને એથી બહુ ખોટું લાગ્યું છે?" ઇન્દુએ સ્મિત કરતાં કહ્યું.

"ખોટું ન લાગે સાહેબ! આપનો અને મારો સંબંધ આપે વિચાર્યો હોત અને પછી મને સપડાવ્યો હોત તોએ ઠીક હતું; દશ હ-

જારની રકમ આપને ઓછી પડી હોય તો ખુલ્લા દિલથી વધારે માંગણી કરવી'તી; પણ આમ કોર્ટની વચ્ચે મારા કાંકરા કર્યા ?"

"શેઠજી ! તમે ઉતાવળા ન થાઓ; તમારી બક્ષીસોને હું ભૂલી ગયો નથી અને મેં જે કાંઇ કર્યું છે તે તમારા જ લાભનું કર્યું છે; મારે જો તમને ફસાવવા હોત તો શરૂઆતથી જ વીલને લગતા સવાલો કરીને મેં મારૂં ધાર્યું કર્યું હોત પણ તમારી આબરૂ સચવાય, વીલની વાત કોર્ટમાં જાહેર જ ન થાય અને એકાદ મુદત ચાલી જાય, તેટલા સારૂ મેં આ સવાલો કરીને વખત ગાળ્યો છે. હવે આ વખતે તમે જોઇ લેજો કે તમારા હિતમાં જ મારી દૃષ્ટિ પૂરેપૂરી ચોંટી છે ખરી કે નહિ ?"

"પણ જો તમારે એકાદ મુદત ગાળવી'તી તો કાંઇ બીજા સવાલો કરવા'તા; મને આવી રીતે એકદમ ગભરાવી મેલવાથી આપને શું લાભ થવાનો હતો ? આથી તો કોર્ટ મારે માટે ખરાબ મત બાંધી વાળશે."

"પણ શેઠજી ! તમે આટલા શાને ગભરાઓ છો ? કોર્ટ ખરાબ અભિપ્રાય બાંધે તેવું હું રહેવા દઇશ નહિ અને કદાચ બાંધશે તોપણ શું થઇ ગયું ? તમને તે કોર્ટ પાસેથી ન્યાય મેળવવાની જરૂર પડશે નહિ, પછી શું ? શું તમારા હિતની ચિંતા મને નહિ હોય ?"

"તો ભલે ભાઇ સાહેબ ! પછી વિશ્વાસે રાખીને ફસાવશો નહિ; કહો તો વળી બીજું કાંઇ—"

"કાંઈ વધારેની જરૂર નથી; પાંચેક હજારનો એકાદ ચેક મોકલાવજો એટલે બસ છે !" બેરીસ્ટરે મ્હોં પોળું કરીને મગરની પેઠે માછલાં પકડવા માંડયાં !

"એમાં મોકલવાનુ શું છે વળી ? લ્યોને, ચેકબૂક મારા ગજવામાં જ છે. કહેવતમાં ખરૂં કહ્યું કે લાંચ, ભાડું અને દક્ષિણાનો ઉધારો નહિ !"

"હાં હાં શેઠજી!" ગિરિજાશંકર વચમાં બોલી ઉઠયો: "આને શું તમે લાંચ ગણો છો? થૂ!"

"નહિ નહિ, ગિરિજાશંકર!" શેઠ ફેરપાઘડી બાંધતાં બોલ્યા: "આ કાંઇ લાચ કહેવાય નહિ; આ તો ભાડું, તમારી મહેનતનો બદલો; તમને તમારા અસીલ તરફની શી મારે માટે ખોવી પડે તેના બદલામાં મારે તમને તમારી મહેનતનું ભાડું આપવું જોઇએ ખરૂં કે નહિ? માટે આ લાંચ કે દક્ષિણા નહિ પણ ભાડું કહેવાય!"

ઇન્દુવદનરાય મૂછમાં હસ્યો અને શેઠે ગજવામાંથી ચેકબૂક કાઢીને રૂપિયા પાંચ હજારનો ચેક તુરતની મુદતનો ઇન્દુવદનરાયને લખી આપ્યો. ઇન્દુવદનરાયે ચેક તપાસીને ગજવામાં મૂક્યો.

શેઠ બોલ્યા: "હવે કાંઈ વધુ ફરમાશ છે સાહેબ? હોય તો કહેજો; પણ એ તો કહો, આવતે વખતે મને તમે કેવા સવાલો પૂછશો?"

"તમે તમારે સો મણની તળાઇમાં સૂઇ રહો; પહેલી મુદતે મારે જે કાંઇ દેખાવ મારા અસીલના લાભ માટે કરવાનો હતો તે મેં કરી લીધો છે અને હવે તો મારે તમને ગભરાવનારા સવાલો બિલકુલ કરવાના નથી." ઇન્દુવદનરાયે શેઠને નિર્ભય બનાવ્યા.

પુનમચંદ ગયો અને ઈન્દુવદનરાય પુનઃ ગજવામાંથી ચેક કાઢી તેની સામે એકી ટશે જોઇને મનમાં બોલ્યો: "અહા! મુંબઇમાં વકીલોને ખરેખરી ટંકશાળ પડે છે! કેટલી મોટી આવક? સુરત કે મુંબઇમાં રહીને જેટલું હું ત્રણ વરસમાં ન કમાઇ શકત તેટલું મેં મુંબઇમાં એક જ માસમાં મેળવ્યું! તેમાંથી ગિરિજાશંકરને અર્ધો ભાગ આપવો પડશે, તે ખરૂં, પણ તેથી શું? બાકી રહેતી રકમ પણ કાંઇ નાનીસૂની નથી! કાંચન અને સાથે કીર્તિ પણ ખરેખર મુંબઇમાં જ મળી શકે છે. ખોટો માર્ગ લેવો પડે છે એ વાત ખરી, પણ તેથી શું? પૈસો કાંઇ અમસ્થો

મળે છે? ઠીક છે; પણ હવે જરા ઓફીસનો દેખાવ અને ઠાઠમાઠ વધારવાં જોઇએ."

ઇન્દુ આ પ્રમાણે વિચારમાં પડ્યો હતો તેટલામાં તો "એ પીટયો ગયો ક્યાં? એનો ટાંટીયો કાપી નાંખું, એનું માથું ભાગી નાંખું!" એમ બોલતી ગોદૂ માછણ ઓફીસમાં આવી પહોંચી! તેનું મ્હો ક્રોધથી વિકરાળ અને આંખો લાલ થએલી હતી. ઓફીસમાં પેસતાં જ પહેલાં ગિરિજાશંકરની બેઠક આવતી હતી. ગિરિજાશંકરને જોતાં જ ગોદૂ વાઘણની પેઠે ત્રાડ મારતી બોલી: "રડ્યા! મારા રૂપિયા પાછા લાવ! લે, કહેતો'તો કે ઘોંડ્યાને દશ વર્ષની કેદ અપાવીશ!"

"હું પોતે કાંઇ ન્યાયાધીશ હતો કે ઘોંડ્યાને સજા કરી દઉં? થૂ!" ગિરિજાશંકર પણ સામો તિરસ્કાર બતાવતો બોલ્યો.

"ત્યારે લાવ મારા દોઢસો રૂપિયા પાછા! લે, રડ્યો કહેતો'તો કે પાંચ–પચાસ રૂપિયા ખર્ચ થશે અને મારા દોઢસો રૂપિયાનું પાણી કરી ગયો, તોએ સજા તો કરાવી શક્યો નહિ!"

"હજી તો બીજા સો રૂપિયા લ્હેણા નીકળે છે; દોઢસોએ કાંઇ પતી ગયું નથી; માટે સો રૂપિયા આપી જજે. બેરીસ્ટર સાહેબની એક દિવસની ફી બાકી રહી છે!"

"બળ્યો તારો બાલેસ્ટર ને મૂઓ તું! હવે વળી રૂપિયા શેના માંગવા આવ્યો છે? પાંચ–પચાસ રૂપિયાનું ખર્ચ જણાવતો'તો તેને બદલે દોઢસો ખર્ચાવ્યા અને હવે વળી લ્હેણું શેનું કાઢતો આવે છે? મારા રૂપિયા પાછા આપ, નહિતો તારી આગળ માથું ફોડીશ!"

"એમ કાંઇ રૂપિયા પાછા મળે નહિ; પાંચ પચાસ રૂપિયા ખર્ચના જણાવ્યા હતા એટલે પાંચ પચાસ મળીને બરાબર અઢીસો થયા ખરા કે નહિ? થૂ!"

"શું? એક–બે–ત્રણ–ચાર અને પાંચ પચાસ તેં મને કહ્યા'તા?!

રડચો આ તો કોઇ ઠગારો જ છે! પાંચથી પચાસ રૂપિયાનું ખર્ચ તેં મને કહ્યું હતું અને હવે તું પાંચ પચાસને બાઝે છે?" ગોદૂ ડોળા ઘુરકાવતી બોલી.

"હા, હા; રૂપિયા સો ઝટપટ મૂકી દે, નહિતો દાવો કરીને વસુલ કરવા પડશે; કજીઆ કાંઈ અમસ્થા લડાય નહિ; છનનન રૂપિયા ઉછળે તો જ લડવા તૈયાર થવું'તું!"

"જા, રડયા! રૂપિયા નથી આપવાની, થાય તે કરી લેજે!"

"તારી પાસે તારી માની પૂંજી છે તે હું જાણું છું તો! રૂપિયા નહિ આપે તો ક્યાં જઇશ? દાવો કરીને લઇશ, અને નહિતો જેલમાં પુરાવીશ! આ લ્હેણું કોઇ રૈંજીપેંજીનું નથી પણ વકીલનું છે; સમજી?"

કેદનું નામ સાંભળતાં ગોદૂ ધ્રૂજી ઉઠી! તેણે પોતાના ધણી ઘોંડુ ઉપર પોતાને ઠગીને પરણવા માટે અને એક બૈરી છતાં પોતાને પરણવા માટે ફરિયાદ કરી હતી. ઘોંડુની ન્યાતમાં નાતરાંનો રીવાજ હતો અને એક બૈરીની હયાતીમાં બીજી પરણવાની છૂટ હતી, તે વિગત ઉપર ધ્યાન આપીને કોર્ટે ગોદૂને પોતાના ધણી સાથે રહી પોષણનું ખર્ચ મેળવવાનો ચુકાદો આપ્યો હતો. ગોદૂની ધારણા પોતાના ઠગારા ધણીને કેદમાં પુરાવવાની હતી, તે સફળ થઇ નહિ, તેથી તે ગિરિજાશંકરપર કોપાયમાન થઇ હતી! તેથી ઉલટું સામો ગિરિજાશંકર પોતાને સો રૂપિયા માટે કેદમાં મોકલશે એવી બીક સાંભળીને તે વાઘણની પેઠે કૂદી અને ગિરિજાશંકરની છાતીમાં માથું માર્યું! ગિરિજાશંકર એકદમ હાથમાં આંકણી લઇને ઊભો થયો! એવામાં ઇન્દુવદનરાય મામલાને બહુ આગળ વધેલો જાણીને પોતાની બેઠકપરથી ઉઠી આવ્યો અને ગોદૂને સમજાવીને બહાર કાઢી.

---

# પ્રકરણુ ૧૫ મું.

## સૌભાગ્યમલના દાવપેચ.

પુનમચંદ શેઠે પોતાના સોલીસીટરોની પેઢીના મુખ્ય કલાર્ક મી. સૌભાગ્યમલ શરાફને રવિવારના ફુરસદના દિવસે મળવાનું નક્કી કર્યું હતું; પરન્તુ તે નક્કી કર્યા પછી શેઠજી ઇન્દુવદનરાયને મળ્યા હતા અને ઇન્દુવદનરાયે શેઠને આશ્વાસન આપ્યું હતું; એટલે સૌભાગ્યમલ પાસે જઇને જુબાની આપવાની તાલીમ મેળવવાની શેઠને કાંઇ જરૂર જણાઈ નહિ. વળી મી. ગીરીદેવે શેઠને કહ્યું હતું કે " તમે જે કાંઇ જુબાની આપી છે તે કોઇ પણ રીતે આપણા ગેરલાભમાં જાય તેવી નથી, માટે તમે કાંઇ ચિંતા કરશો નહિ. " આથી પણ શેઠ કેટલેક અંશે નચિંત થઇને સૌભાગ્યમલને ત્યાં જવાનું માંડી વાળીને બેઠા હતા.

શનિવારનો દિવસ હતો અને સાંજનો વખત હતો, એટલામાં તો સૌભાગ્યમલનો પત્ર શેઠને ટપાલમાં મળ્યો. તેમાં લખેલું હતું કે " આવતી કાલે એટલે રવિવારે બપોરના બાર વાગતાં તમે મને મારા બંગલામાં વાલકેશ્વરપર જરૂર મળજો. બપોરના બે કલાક મેં ખાસ તમને મળવા માટે જ રાખ્યા છે. તમારો કેસ ફરી સોમવારે આગળ ચાલવાનો છે એટલે તમારે જુબાનીમાં તૈયાર થઇ રહેવું જોઇએ, તેમ જ બંગલો ગીરો રાખવાનું પણ નક્કી થઇ ગયું છે એટલે તમારે અવશ્ય આવવું. "

આ આગ્રહયુક્ત પત્રને લીધે શેઠને બીજે દિવસે બપોરે સૌભાગ્યમલને ત્યાં જવું પડયું. સૌભાગ્યમલ શેઠને જોતાં જ ખુશ ખુશ થઇ ગયો. તેણે તુરત ચાહ મંગાવ્યો, શેઠને માટે થોડો ફળ મેવો મંગાવ્યો, બરફ લેમન આણવાની ચાકરને વરદી આપી અને એ પ્રમાણે બપોરના તા-

પમાં દૂરથી આવેલા પુનમચંદ શેઠને ઠંડાગાર કર્યા પછી સૌભાગ્યમલે કેસની વાતથી શરૂઆત કરી. શેઠે કહ્યું: "મોટા સાહેબે તે જુબાની માટે નચિંત રેહેવાનું મને કહ્યું એટલે હવે તે બાબત કાંઇ ફી·ર નથી. વળી સામા પક્ષના વકીલને પણ ફરી સમજાવી લીધો છે એટલે આવતે વખતે તે પણ આપણને કાંઇ આંચ આવવા દેશે નહિ. આ કારણથી મેં તો આજે આપને તસ્દી આપવાનો વિચાર માંડી વાળ્યો હતો, પરન્તુ આપનો પત્ર કાલે મળ્યો એટલે પછી આવ્યો."

"આવ્યા તો સારૂં થયું. કેસના કામની ચિંતા ટળી ગઇ, પણ આ બંગલો ગીરો રાખવાનું નક્કી થયું છે એટલે એ બાબત પણ આપનું કામ તો હતું જ. હું ધારૂં છું કે આપે આખો બંગલો જોયો નથી; ચાલો આપણે જરા ફરીએ." એમ કહીને સૌભાગ્યમલે શેઠને પોતાની સાથે લીધા અને બંગલાનો દરેકે દરેક ભાગ શેઠને બતાવ્યો. દરિયાકાંઠો નજીક હોવાથી હવાનું સુખ, નજીકમાં ખુલ્લી જગ્યા વધારે, બાજુએ બીજી કોટડીઓ ઉતારીને ભાડું ઉપજાવી શકવાનો લાભ, એવું સઘળું તેણે શેઠને સમજાવ્યું. શેઠ બંગલો જોઇને સંતુષ્ટ થયા જણાયા, એટલે સૌભાગ્યમલે કહ્યું: "છેવટે માલેક ૧ લાખ અને ૪૦ હજારે કબૂલ થયો છે, અને આટલી સગવડવાળો બંગલો જોતાં હું ધારૂં છું કે સહેજે પાંચથી ૭ ટકાનું વ્યાજ ઉપજી શકશે; કેમ તમારો શું મત છે?"

"મારો મત પણ તમારા મતને મળતો જ છે. મારો ભાગ તો રાખશો ને?"

"શામાટે નહિ? તમને વચન આપી ચૂકયો છું એટલે રાખીશ જ; કાલે રૂપિયા ૭૦ હજાર મોકલાવી આપજો."

"વારૂ, અને વચ્ચે કોઇ દલાલ તો નથીને? ખત તો આપણા જ નામનું થશેને?" શેઠે પૂછ્યું.

"દલાલ છે, પણ દલાલને તે સાથે કાંઇ લેવા દેવા નથી. મારા નામ-મનું જ ખત કરવાનો ઠરાવ કર્યો છે."

"ત્યારે કાંઇ ફીકર નહિ. તમારૂં નામ તે હું મારૂં નામ જ સમજું છું."

સૌભાગ્યમલ શેઠને પોતાના બેઠકના ઓરડામાં તેડી ગયો અને શેઠને એક મજેના સોફા ઉપર બેસારીને કહ્યું: "અને જો તમારો વિચાર હોય તો કાઠિયાવાડના એક ત્રીજા ક્લાસના સ્ટેટને દાગીના ઉપર બે લાખ રૂપિયા ધીરવાના છે તેમાં પણ તમારો ભાગ રાખીએ. મારી પાસે મારા પોતાના ત્રણ લાખ રૂપિયા રોકવાના પડયા છે; તેમાંથી લગભગ પોણો લાખ રૂપિયા તો આ બંગલા પાછળ જશે અને બે લાખ રૂપિયા તે દાગીના ઉપર હું ધીરી શકું તેમ છે, પણ જો તમારો વિચાર હોય તો હું વળી લાખેક રૂપિઆ કોઇ બીજી જામીનગીરી ઉપર રોકીશ."

"દાગીના કેટલી કીંમતના છે?" શેઠે પૂછ્યું.

"અત્યારે તો પોણા ત્રણેક લાખની કીંમત થાય છે, પણ છેવટે બે લાખ રૂપિયામાંથી તો નહિ જ જાય. વળી પાંચ ટકા શરૂઆતમાં ડીસ-કાઉન્ટના કાપી આપે તેમ છે, એટલે બે લાખમાંએ દશ હજાર ઓછા આપીને બે લાખનું ખત કરાવી લેવાનું છે."

"એમ બધી રીતે સદ્ધર જામીનગીરી હોય તો ભલે, લાખ રૂપિયા હું પણ આપીશ; પણ વ્યાજ શું મળે તેમ છે?"

"સાડા પાંચ ટકા. સ્ટેટ ઘણું સારૂં છે, પણ હમણાં રાજા વિલાયતની મુસાફરીએ જનાર છે એટલે તેને રૂપિયાની જરૂર છે. દાગીના બધા હીરા મોતી અને માણેકના છે. અરે, અમારા શેઠ મી. રોકજોખે પણ તે જ રાજાને ૨૫ હજાર રૂપિયા મારી માર્ફતે ધીર્યા છે ને શું? જુઓ, તેમનું ખાતું હું તમને બતાવું." એમ કહી સૌભાગ્યમલે તીજોરીમાંથી હીસાબનો ચોપડો કાઢ્યો અને મી. રોકજોખનું ખાતું બતાવ્યું. તેમાં ૨૫

હજાર રૂપિયા જમા હતા અને છેલ્લાં બે વર્ષનું ૭ ટકા લેખે વ્યાજ મી. રોકજોખને પહોંચતું કર્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. તે જોઈને શેઠને તે રાજ્ય ઉપર વધારે વિશ્વાસ બેઠો અને કમિશનના પાંચ હજાર કાપતાં બાકીના ૯૫ હજાર રૂપિયા પણ ૭૦ હજારની સાથે જ મોકલી આપવાનું જણાવ્યું. સૌભાગ્યમલે આ બન્ને સાટાંઓમાં શેઠનો ભાગ રાખવાની કબૂલત આપી અને શેઠને સારૂં વ્યાજ અને કમિશન મળવાનો લાભ હોવાથી તેમણે સૌભાગ્યમલનો ઘણો જ સારા શબ્દોમાં આભાર માન્યો.

*　　　*　　　*　　　*

બીજે દિવસે કોર્ટમાં કેસ ચાલવાનો હતો એટલે કોર્ટમાં જવા માટે નીકળ્યા પહેલાં જ પુનમચંદ શેઠે પોતાના ગુમાસ્તાને રૂપિયા એક લાખ અને પાંસઠ હજાર સાથે સૌભાગ્યમલને ત્યાં મોકલ્યો. અને સૌભાગ્યમલે રીતસર તેની પાવતી કરી આપી. લોભીયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે !

---

## પ્રકરણ ૧૬ મું.

---

### રોકડિયો કલાલ !

સોમવારનો દિવસ આવી પહોંચ્યો એટલે પુનઃ પુનમચંદ શેઠ ધર્મચંદ ઉપર કુંદનનો કબજો મેળવવાની માંડેલી ફરિયાદ આગળ ચલાવવા માટે બન્ને પક્ષના બેરીસ્ટરો કોર્ટમાં આવી પહોંચ્યા. પુનમચંદ તરફથી મી. દીનશાજી દુબલા ઉપરાંત એક નવા બેરીસ્ટર મી. તલપદે હાજર થયા હતા, કારણકે મી. વિશ્વમોહનરાયે પુનમચંદ શેઠના વકીલ તરીકે હવે પછીથી કોર્ટમાં ઊભા રહેવાની ના કહેવરાવી હતી. ધર્મચંદ તરફથી તો એકલો ઇન્દુવદનરાય જ આવ્યો હતો, પણ તે અત્યારે બહુ ચિંતાતુર

જણાતો હતો. કોર્ટનો વખત થઇ ગયો હોવા છતાં ધર્મચંદ શેઠ હજી કોર્ટમાં આવી પહોંચ્યા નહોતા અને ઈન્દુવદનરાયને તેમના તરફથી હજી સુધી પાંચ હજાર રૂપિયા મળી ગયા નહોતા. ધર્મચંદનો કેસ હાથમાં લીધા પછી ઇન્દુને તેના તરફથી કાંઈ જ રકમ મળી નહોતી અને ધર્મચંદે એક બે દિવસમાં રૂપિયા પાંચ હજાર મોકલી આપવાનું કહ્યા છતાં હજીસુધી નહિ મોકલવાથી તે રૂપિયા મેળવવાને અધીરો થઇ ગયો હતો. સોમવારે સ્હવારસુધી તેણે રૂપિયા આવવાની રાહ જોઇ છતાં તેમાં તે નિષ્ફળ નીવડયો હોવાથી અત્યારે ચિંતાતુર હતો.

ઇન્દુવદનરાય વારે વારે વકીલોની ચેમ્બરની બહાર આવતો અને ધર્મચંદ શેઠ આવ્યા છે કે નહિ તેની તપાસ કરતો છેવટે શેઠ આવી પહોંચ્યા એટલે ઈન્દુ તેમની પાસે ગયો અને રૂપિયા મેળવવાને માટે એકદમ અધીરાઇ બતાવતો બોલ્યોઃ

"શેઠજી! હજીસુધી મને રૂપિયા મળ્યા નહિ, એ શું?"

"હા, મી. ઈન્દુવદનરાય! ખરેખર તે બાબત તો હું કેવળ ભૂલી જ ગયો છું. કાલે મને યાદ આવ્યું હતું ખરૂં, પણ રવિવાર હોવાથી બેંકો બંધ હતી એટલે શું કરૂં? હવે આપને કાલે જરૂર પાંચ હજાર રૂપિયા મળી જશે!" શેઠે ઉત્તર આપ્યો.

"ધેટ વુડ નોટ ડુ, (તે નહિ ચાલે) શેઠ સાહેબ! તમે ભૂલી જાઓ તે શું કામ લાગે? અત્યારે ને અત્યારે મને પાંચ હજાર રૂપિયા જોઇએ!" બેરીસ્ટરે વદનને ગંભીર બનાવતાં ઉત્તર આપ્યો.

"અરે સાહેબ! આપને શું મારી અધીર આવે છે? આટલો વખત જ્યારે આપ રહ્યા, ત્યારે પછી એક દિવસમાં આપને શું હરકત છે? કહેશો તો કોર્ટમાથી ઘેર જતાં જ હું આપને ત્યાં રૂપિયા પહોંચતા કરીશ, પછી છે કાંઈ?"

"નહિ, નહિ, તે નહિ ચાલે; અત્યારે ને અત્યારે મને રૂપિયા જોઇએ; નહિતો આજે હું તમારા કેસમાં ઊભો રહીશ નહિ; પછી તમે જાણો!" ન્યાયના દલાલે–રોકડીયા કલાલે પોતાનું ખરેખરૂં પોત પ્રકાશ્યું!

"અરે વકીલ સાહેબ! આપ આ શું બોલો છો?" ધર્મચંદે ખેદ સાથે આશ્ચર્ય દર્શાવતાં કહ્યું: "કોર્ટમાં હું રૂપિયા ક્યાંથી લાવું? મારી પાસે મારી ચેકબૂક પણ નથી, નહિતો હું અહીં ને અહીં તમે કહેત તેટલા રૂપિયાનો ચેક લખી આપત."

"તે તમે જાણો: રૂપિયા મળ્યા વિના હું કોર્ટમાં ઊભો રહીશ નહિ!" એમ કહેતાં જ ઇન્દુ તો ચેમ્બરમાં ચાલ્યો ગયો અને ધર્મચંદ શેઠ હડપચીએ હાથ ટકાવીને ઊભા જ થઈ રહ્યા.

"હવે હું અત્યારે શું કરૂં? ઘેર તો રૂપિયા ઘણા એ છે, પણ તે અહીં થોડા વખતની અંદર કેવી રીતે આણી શકાય? ઓ પ્રભુ! આ પૈસાના પૂજારી બારીસ્ટર સાથે મારે વળી ક્યાંથી કામ પડ્યું? અહીં બીજા ઘણાએ ઓળખીતા વકીલો છે, તેઓ અગાઉથી ફી માંગ્યા વિના કોર્ટમાં મારે માટે ઊભા રહે તેમ છે, પણ તેઓ બિચારા કેસ સમજ્યા વિના શું કરી શકે? આ હરામખોર ઇન્દુવદનરાયે મને કોઈ બીજા વકીલને રોકવા દીધો નહિ એટલે હવે મારો સઘળો આધાર તેના ઉપર જ રહ્યો અને અત્યારે હું તેના ગુલામ જેવી સ્થિતિમાં આવી પડ્યો છું! હાય, હાય, આ તો જેવી રીતે દારૂડીયાનો ઉધારો કલાલ રાખતો નથી, તેવી રીતે આ હરામખોર વકીલ મારો પણ જરાએ ઉધારો રાખવાની ના કહે છે, જાણે કે હું પણ દારૂડીઓ હોઉંની! પણ હવે હું કરીશ શું? વકીલ વિના હું કોર્ટમાં કેવી રીતે ચલાવી શકીશ?"

શેઠને આવા બેરીસ્ટર સાથે કામ પાડવા માટે બહુ પસ્તાવો થયો.

શું કરવું તે સૂઝ્યું નહિ. પેઢીપર ટેલીફોન કરવાથી પણ વખતસર રૂપિયા પહોંચી શકવાનો સંભવ નહોતો અને થોડા વખતમાં કેસ શરૂ થતાં જો ઇન્દુવદનરાય નહિ ઊભો રહે તો શું થશે તે વિચાર થઇ પડયો. થોડીવાર વિચાર કરીને શેઠ વકીલોની ચેમ્બરમાં ગયા અને બેરીસ્ટરને બાજુએ બોલાવીને પૂછ્યુઃ "સાહેબ! જો આપને મારા પર વિશ્વાસ ન આવતો હોય, તો હું આપને અહીં એક કાગળપર ખત કરી આપું. પછી કાંઇ ફીકર છે?"

"નહિ, નહિ, રૂપિયા રોકડા મળ્યા વિના હવે હું તમારા વકીલ તરીકે ઊભો રહેનાર નથી, નકામું માથું પકાવો નહિ!" એમ બોલતો ઇન્દુવદનરાય તિરસ્કાર બતાવતો ભ્રકુટી ચડાવીને ચાલ્યો ગયો અને પુનઃ ધર્મચંદ શેઠ નિરાશ થયા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### ન્યાયનું ખૂન!

જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ ધર્મચંદનું મન વધારે મુંઝાવા લાગ્યું. માણસને દોડાવીને ઘેરથી ચેકબૂક મંગાવવાનું મન થવા લાગ્યું, પરન્તુ ઘેર જતાં અને આવતાં સહેજે બે કલાક વીતી જાય તેમ હતું. કેસ શરૂ થવાને હવે માત્ર થોડો જ વખત બાકી હતો અને તેથી ઘેરથી મંગાવેલા રૂપિયા કે ચેકબૂક કાંઈ પણ કામ લાગી શકે તેમ ન હતું. આથી ક્ષણે ક્ષણે શેઠ વધારે ચિંતાતુર થવા લાગ્યા.

આ બાજુએ ઇન્દુવદનરાયને પણ વિચાર થવા લાગ્યો. કદાચ ધર્મચંદ કોઇ બીજા વકીલને રોકશે તો પોતાના ચડેલા રૂપિયા પણ જશે એ ભય તેના ચિત્તમાં પણ હતો. આથી બહુ ખેંચ પકડ નહિ કરતાં થોડી

ઢીલી દોરી મૂકવાની પણ જરૂર હતી. થોડી વાર થઈ એટલે ઇન્દુવદનરાય ટહેલતો ટહેલતો શેઠ પાસે આવ્યો અને બોલ્યો: "શેઠજી! પૈસા સંબંધી હવે હું બહુ સખ્ત થવા માંગતો નથી, કારણકે આપણો આ પહેલો જ સંબંધ છે; પણ તમારે મને અત્યારે ને અત્યારે હુંડી લખી આપવી પડશે; જો તે કબૂલ કરો, તો જ હું અત્યારે ઊભો રહું."

"તેમ કરવા પણ હું તૈયાર છું: હું કાંઇ રૂપિયા આપવા માંગતો નથી એમ સમજશો નહિ. અહીં તે મેળવી શકું તેમ નથી એ જ મુશ્કેલી છે." શેઠે કહ્યું.

"વારૂ, ત્યારે હુંડી લખી આપો." બેરીસ્ટરે કહ્યું અને શેઠ ત્યાં ને ત્યાં જ એક કાગળપર હુંડી લખવા બેઠા. શેઠે હુંડી લખવા માંડી અને જ્યાં રૂપિયાનો આંકડો ભરવાનો વખત આવ્યો ત્યાં ઇન્દુ બોલી ઉઠયો: "અને હા, આઠ હજાર રૂપિયાનો આંકડો ભરજો."

"હમણાં પાંચ હજાર નહિ ચાલે?" શેઠે સહજ પૂછ્યું.

"નહિ, નહિ, આઠ હજાર ભરો! હવે હું ઉધારો કરવા માંગતો નથી." શેઠને નમી ગએલા અને ગરજમાં સપડાએલા જોઇને ઇન્દુએ કાંઇક મીજાજમાં જ કહ્યું. બરાબર સપડાઇ ગએલા ધર્મચંદને ઇન્દુની માંગણી કબૂલ રાખવી પડી અને તે જ વખતે તેણે રૂ. ૮૦૦૦ ની હુંડી લખીને તે નીચે પોતાની સહી કરી ઇન્દુવદનરાયના હાથમાં સોંપી.

શેઠ બોલ્યા: "આજે તો આપ પુનમચંદની ઉલટ તપાસમાં વીલની બાબત જ આગળ લાવશો ને?"

"ઓહ યસ! શામાટે નહિ? અલબત્ત, હું પૈસાના સંબંધમાં તો જરા આકરો છું, પરન્તુ અસીલ તરફની લડતમાં હું કદી કસર કરવાનો નહિ! અને તે જોઇને ભવિષ્યમાં આપને સંતોષ થયા વિના નહિ જ રહે." ઇન્દુએ પોતાના સ્વભાવની ફીલસુફી ડોળી નાંખી.

થોડી વારમાં કેસની શરૂઆત થઈ અને બન્ને પક્ષના વકીલો તથા પુનમચંદ વગેરે કોર્ટમાં હાજર થયા. ધર્મચંદ શેઠ પોતાના વકીલ ઇન્દુ-વદનરાયને પડખે જ એક ખુરશીમાં બેઠા અને પુનમચંદની અધૂરી રહેલી ઉલટ તપાસ આગળ ચાલી.

સવાલ—વેલ, પુનમચંદ શેઠ! ધર્મચંદ શેઠ જ્યારે તમારે ઘેરથી તમારી ભત્રીજીને લેઇ ગયા, ત્યારે તમે ઘેર હતા કે?

જવાબ—જી હા; મેં એ દિવસ માટે કુંદનને લેઇ જવાની ધર્મચંદને હા કહી તેથી જ તે કુંદનને તેડી જઇ શક્યા અને હવે તે તેને પાછી સોંપવાની ના કહે છે.

સવાલ—જેવી રીતે તમે કુંદનનું નિઃસ્વાર્થે પોષણ કરો છો તેવી જ રીતે ધર્મચંદ શેઠ પણ તેનું નિઃસ્વાર્થે પોષણ કરવા માંગે છે; તો પછી કુંદન તમારે ત્યાં રહે કે તેના મામાને ત્યાં રહે તેમાં તમને શું હરકત છે?"

જવાબ—હરકત એ જ કે કુંદનની જીંદગી કોઇ પણ રીતે ખરાબ થાય તો તેનો જોખમદાર કાયદેસર હું છું, તેથી તે મારા હાથ નીચે જ ઉછરવી જોઇએ. તેના મામાને ત્યાં તે ઉછરે અને તેની જીંદગી ત્યાં નહિ બગડે તેમ હું માનતો હોઉં તો હું તેને ત્યાં ઉછરવા દેવાની પરવાનગી આપી શકું ખરો.

સવાલ—વારૂ; ધર્મચંદ શેઠની અંગત લાયકાત સંબંધે તમે શું અ-ભિપ્રાય ધરાવો છો?

જવાબ—તે લાયક, સુશીલ અને ધર્મિષ્ઠ માણુસ છે.

સવાલ—તેમના ઘરમાં બીજાં કોઈ એવાં માણસો છે કે જેના સહ-વાસમાં કુંદન જો ઉછરે તો તેની જીંદગીમાં કોઇ પણ તરેહનો બગાડો થવાનો ભય રાખી શકાય?

ધર્મચંદ શેઠને આ પ્રશ્નમાળા રૂચી નહિ. તેમણે ઇન્દુવદનરાયના

કાનની પાસે પોતાનું મ્હોં લેઇ જઇને કહ્યું: "સાહેબ! આવા સવાલોની જરૂર જ શી છે? તે હરામખોરે વીલ ઉડાવ્યું છે તેને લગતા સવાલો કેમ કરતા નથી?"

ઇન્દુએ ધીમેથી જવાબ આપ્યો: "એમ ઉતાવળા ન થાઓ; એ પણ ધીરે ધીરે થશે."

પુનમચંદ શેઠ ઇન્દુવદનરાયના સવાલનો જવાબ આપતાં બોલ્યા: "ધર્મચંદ શેઠના ઘરનાં સઘળાં માણસોનો મને પરિચય નથી તોપણ તેમના ઘરનાં માણસોના સહવાસથી કુંદનની જીંદગી બગડે તેમ જણાવવાની હું ઉતાવળ કરી શકું નહિ."

ઇન્દુએ મ્હોં મલકાવતાં કહ્યું: "હું તમારો આભાર માનું છું કે તમે મારા અસીલને અને તેના કુટુંબને આવું ઉત્તમ સર્ટીફીકેટ આપો છો. પરન્તુ શેઠજી! જ્યારે તમારી કુંદન આટલી સહીસલામતીવાળા સંરક્ષણમાં છે, ત્યારે પછી કુંદનને ત્યાં ન રહેવા દેવા માટે તમે કોર્ટની પાસે દાદ માંગવા શામાટે દોડી આવ્યા છો?"

પુનમચંદ શેઠના નવા વકીલ મી. તલપદેએ આ સવાલની સામે વાંધો લીધો અને એકદમ ઊભા થતાં જણાવ્યું: "આ સવાલની સામે હું વાંધો ઉઠાવું છું. મારો અસીલ ધારાના હિમાયતીની સલાહ પ્રમાણે કોર્ટમાં આવ્યો છે અને તે બાબતનો ખુલાસો મારા મિત્ર તેની પાસેથી માંગી શકે નહિ."

ઇન્દુવદનરાયે કહ્યું: "મારા મિત્ર મારા સવાલનો ખરો હેતુ સમજી શકતા નથી. હું આશા રાખું છું કે નામદાર કોર્ટ તે સવાલનો જવાબ સાક્ષીને આપવા દે."

મેજીસ્ટ્રેટ—કાંઇ વાંધો નથી.

જવાબ—મારા વકીલની સલાહ પ્રમાણે હું કોર્ટમાં આવ્યો છું અને

વધુ તો કુંદનપરનો મારો હક સાબીત કરવાને મને કોર્ટમાં આવવું પડયું છે. ધર્મચંદ શેઠને ત્યાં કુંદન રહે તે માટે જો હું કાંઇ વાંધો ન જોતો હોઉં, તો તે માટે હું પરવાનગી આપી શકું, પરન્તુ કુંદનનો કબજો લીધા પહેલાં હું તે માટે કાંઈ પણ કહી શકું નહિ.

મેજીસ્ટ્રેટે કહ્યું: "ઓહ! જ્યારે ફરિયાદી આટલી ઉદારતા સાથે કામ લેવાનું જણાવે છે, ત્યારે પછી આરોપી પક્ષ શામાટે ઘરમેળે સમાધાન કરવાની ના કહે છે તે હું કાંઇ સમજી શકતો નથી. મી. ઇન્દુવદનરાય! જો તેમ થાય તો બન્નેના હકમાં બહેતર છે."

ઇન્દુએ કહ્યું: "આપની રૂડી ભલામણ માટે હું આપનો આભાર માનું છું અને કદાચ કોર્ટના આસાએશના વખત પછી હું સમાધાનીને અંતે આ કેસનું રાજીનામું ફરીયાદી પક્ષ તરફથી રજુ કરાવવા માટે ભાગ્યશાળી થઇશ."

કોર્ટ થોડા વખતની આસાએશને માટે ઉઠી. પુનમચંદ શેઠનું મન ઉલ્લાસમાં હતું પણ ધર્મચંદનું મ્હોં તો કેવળ પડી ગયું હતું! સઘળો મામલો કેવળ ફેરવાઇ ગયો હતો અને હવે શું કરવું તે જ વિચારમાં શેઠનું મન ગુંચવાઈ ગયું હતું.

ઇન્દુએ ધર્મચંદ શેઠને સમજાવવા માંડયું: "જુઓ, શેઠજી! સમાધાનીનો અનુકૂળ વખત હવે બરાબર આવી ગયો છે. પુનમચંદ કોર્ટની વચ્ચે કબૂલ થયો છે કે કુંદન તમારે ત્યાં ઉછરે તે સામે તેને કાંઇ પણ વાંધો લેવા જેવું નથી. હવે તો તમારે કુંદનને પુનમચંદને સોંપી દેવી જોઇએ!"

"અરે સાહેબ! તમે આ શું બોલો છો? મારે એવી સમાધાની કરવી જ નથી! મારો જીવ જાય તો કબૂલ, પણ હું કુંદનને એ ચંડાળના હાથમાં નહિ જ જવા દઉં! તેને હું સોંપું તોપણ તે છોકરીને આપઘાત જ કરવો પડે."

"અરે નહિરે! તમે ભૂલ કરો છો. તે ફક્ત કુંદન ઉપર પોતાનો કબજો સાબીત કરવા જ માંગે છે, પછી તે તમારે ત્યાં ઉછરે અને રહે તે સામે પુનમચંદને જરાએ વાંધો નથી અને એ તો ખુલ્લું જ છે કે મામા કરતાં કાકાનો હક્ક પહેલો પહોંચે છે."

"નહિ, સાહેબ! માનો કે તેનો હક્ક હું કબૂલ રાખું, પણ પછી તે કુંદનને મારે ત્યાં રહેવા દે નહિ તો?"

"કેમ ન રહેવા દે? કોર્ટની વચ્ચે તે કહે છે ને પછી ફરી જાય?"

"હા, ફરી જાય તેવો જ તે નીચ છે; માટે હું સમાધાની કરવા માંગતો નથી." શેઠે મક્કમ રહેતાં કહ્યું.

"અરે ભલા માણુસ! કોર્ટે ખાસ સૂચના કરી તે તમે સાંભળ્યું કે નહિ? અને વળી હું પણ કોર્ટને રાજીનામાનું વચન આપી ચૂક્યો છું; પછી જો તમે આનાકાની કરશો તો કોર્ટની નજરમાં તમે હલકા પડી જશો અને કોર્ટ નક્કી વહેમાઇ જશે કે તમે ખરેખરા ગુન્હેગાર છો. વળી સાથે વિશ્વાસઘાતની ફરિયાદ છે, અને વિશ્વાસઘાતના ગુન્હા માટે સાત વર્ષની સખત જેલની સજા છે, શેઠજી!" ઇન્દુએ ધર્મચંદને ભયથી ગભરાવી મેલવાનો પ્રયત્ન કરવા માંડયો.

"ત્યારે શું હું કુંદનને તેના હાથમાં જવા દઉં? ઓ પ્રભુ! તે બાળક છોકરી ચોધાર આંસુએ રડશે અને ઝુરી ઝુરીને મરશે!"

"શેઠજી! તમે ગભરાઓ છો શાને? એક વાર તમે પુનમચંદના હાથમાં કુંદનને સોંપો, પછી હું તમારા હાથમાં તે ઉછરે તેવી ગોઠવણ કરીશ; અરે તેવું વચન લીધા પહેલાં હું પોતે જ કુંદનને પુનમચંદના હાથમાં જવા દઇશ નહિ. પુનમચંદ માત્ર કાયદેસરનો પોતાનો હક્ક કુંદનપર છે તે જ સાબીત કરવા માંગે છે અને તે માટે બે શબ્દો તમારે કાગળમાં પાડી આપવા પડશે."

"શું?" શેઠ ચમકી ઉઠતાં બોલ્યાઃ "વળી તે માટે મારે પુનમચંદને લખી આપવું પણ જોઇએ કે?"

"હા, તેમાં ન ચાલે; તેમ ન થાય અને કુંદનનો કબજો સોંપવાનું તમે લિખિત વચન આપો નહિ, ત્યાંસુધી પુનમચંદ ફરિયાદ પાછી કેવી રીતે ખેંચી લે? માટે તેમ તો કરી આપવું જોઇએ; શેઠજી! આ વખત જવા દેવા જેવો નથી હો! કોર્ટ ફરિયાદીને ઉદાર મનનો માનવા તૈયાર થઇ હોય તેમ લાગે છે અને તમે જો લડવા માંગશો તો કેસ તમારા લાભમાં ઉતરવાનો જરા પણ સંભવ નથી અને તેટલા માટે જ આ ઘરમેળે સમાધાની કરવાની મને જરૂર પડે છે, નાહતો કેસ લાંબો ચાલે તેમાં મને લાભ જ છે. તમે જાણુતા હશો કે બીજા વકીલો બન્ને પક્ષોને એવા લડાવી મારે છે કે બસ કહેવાની જ વાત નહિ; પણ હું અસીલના પૈસા નકામા જાય તે જોવાનું ઇચ્છતો નથી, તેથી આ સમાધાનીની તમને ભલામણુ કરૂં છું."

કુંદનને તેના કાળ સરખા કાકાના હાથમાં સોંપવાનો વિચાર આવતાં જ ધર્મચંદના ચિત્તમાં ગભરાટ પેદા થતો હતો. તે આ વાતથી બહુ જ ગભરાઇ ગયો. તેનું અંતઃકરણુ કમ્પવા લાગ્યું અને કુંદનની ભવિષ્યની માઠી અવસ્થાની કલ્પના તેના ચિત્તને અસહ્ય થઇ પડી. તેણે ખોખરે અવાજે કહ્યું: "વકીલ સાહેબ! ત્યારે શું હવે કુંદનને મારા હાથમાંથી ન જવા દેવાનો બીજો કાંઇ જ ઇલાજ નથી?" જરા વિરામ લેઇને શેઠ પુનઃ બોલ્યાઃ "ના, ના, ગમે તેમ થાય, પણુ મારે તેવી સમાધાની કરવી જ નથી; કેસ ભલે આગળ ચાલે."

"તો મને માફ કરો; કોઇ બીજો વકીલ શોધી લ્યો; કોર્ટની સૂચનાનું અપમાન કરીને મારાથી કેસ આગળ ચલાવી શકાય તેમ નથી!" ઈન્દુવદનરાયે ઉઘાડો પ્રત્યુત્તર આપી દીધો.

" અરે નહિરે ! તમે ભુલ કરો છો. તે ફક્ત કુંદન ઉપર પોતાનો કબ્જો સાબીત કરવા જ માંગે છે, પછી તે તમારે ત્યાં ઉછરે અને રહે તે સામે પુનમચંદને જરાએ વાંધો નથી અને એ તો ખુલ્લું જ છે કે મામા કરતાં કાકાનો હક્ક પહેલો પહોંચે છે."

"નહિ, સાહેબ! માનો કે તેનો હક્ક હું કબૂલ રાખું, પણ પછી તે કુંદનને મારે ત્યાં રહેવા દે નહિ તો ?"

" કેમ ન રહેવા દે ? કોર્ટની વચ્ચે તે કહે છે ને પછી ફરી જાય ?"

" હા, ફરી જાય તેવો જ તે નીચ છે; માટે હું સમાધાની કરવા માંગતો નથી." શેઠે મક્કમ રહેતાં કહ્યું.

" અરે ભલા માણુસ! કોર્ટે ખાસ સૂચના કરી તે તમે સાંભળ્યું કે નહિ ? અને વળી હું પણ કોર્ટને રાજીનામાનું વચન આપી ચૂકયો છું; પછી જો તમે આનાકાની કરશો તો કોર્ટની નજરમાં તમે હલકા પડી જશો અને કોર્ટ નક્કી વહેમાઇ જશે કે તમે ખરેખરા ગુન્હેગાર છો. વળી સાથે વિશ્વાસઘાતની ફરિયાદ છે, અને વિશ્વાસઘાતના ગુન્હા માટે સાત વર્ષની સખત જેલની સજા છે, શેઠજી !" ઇન્દુએ ધર્મચંદને ભયથી ગભરાવી મેલવાનો પ્રયત્ન કરવા માંડયો.

" ત્યારે શું હું કુંદનને તેના હાથમાં જવા દઉં ? ઓ પ્રભુ ! તે બાળક છોકરી ચોધાર આંસુએ રડશે અને ઝુરી ઝુરીને મરશે !"

" શેઠજી ! તમે ગભરાઓ છો શાને ? એક વાર તમે પુનમચંદના હાથમાં કુંદનને સોંપો, પછી હું તમારા હાથમાં તે ઉછરે તેવી ગોઠવણ કરીશ; અરે તેવું વચન લીધા પહેલાં હું પોતે જ કુંદનને પુનમચંદના હાથમાં જવા દઇશ નહિ. પુનમચંદ માત્ર કાયદેસરનો પોતાનો હક્ક કુંદનપર છે તે જ સાબીત કરવા માંગે છે અને તે માટે બે શબ્દો તમારે કાગળમાં પાડી આપવા પડશે."

"શું?" શેઠ ચમકી ઉઠતાં બોલ્યાઃ "વળી તે માટે મારે પુનમચંદને લખી આપવું પણ જોઇએ કે?"

"હા, તેમાં ન ચાલે; તેમ ન થાય અને કુંદનનો કબજો સોંપવાનું તમે લિખિત વચન આપો નહિ, ત્યાંસુધી પુનમચંદ ફરિયાદ પાછી કેવી રીતે ખેંચી લે? માટે તેમ તો કરી આપવું જોઇએ; શેઠજી! આ વખત જવા દેવા જેવો નથી હો! કોર્ટ ફરિયાદીને ઉદાર મનનો માનવા તૈયાર થઇ હોય તેમ લાગે છે અને તમે જો લડવા માંગશો તો કેસ તમારા લાભમાં ઉતરવાનો જરા પણ સંભવ નથી અને તેટલા માટે જ આ ઘરમેળે સમાધાની કરવાની મને જરૂર પડે છે, નાહતો કેસ લાંબો ચાલે તેમાં મને લાભ જ છે. તમે જાણતા હશો કે બીજા વકીલો બન્ને પક્ષોને એવા લડાવી મારે છે કે બસ કહેવાની જ વાત નહિ; પણ હું અસીલના પૈસા નકામા જાય તે જોવાનું ઇચ્છતો નથી, તેથી આ સમાધાનીની તમને ભલામણ કરૂં છું."

કુંદનને તેના કાળ સરખા કાકાના હાથમાં સોંપવાનો વિચાર આવતાં જ ધર્મચંદના ચિત્તમાં ગભરાટ પેદા થતો હતો. તે આ વાતથી બહુ જ ગભરાઇ ગયો. તેનું અંતઃકરણ કમ્પવા લાગ્યું અને કુંદનની ભવિષ્યની માઠી અવસ્થાની કલ્પના તેના ચિત્તને અસહ્ય થઇ પડી. તેણે ખોખરે અવાજે કહ્યુંઃ "વકીલ સાહેબ! ત્યારે શું હવે કુંદનને મારા હાથમાંથી ન જવા દેવાનો બીજો કાંઇ જ ઇલાજ નથી?" જરા વિરામ લેઇને શેઠ પુનઃ બોલ્યાઃ "ના, ના, ગમે તેમ થાય, પણ મારે તેવી સમાધાની કરવી જ નથી; કેસ ભલે આગળ ચાલે."

"તો મને માફ કરો; કોઇ બીજો વકીલ શોધી લ્યો; કોર્ટની સૂચનાનું અપમાન કરીને મારાથી કેસ આગળ ચલાવી શકાય તેમ નથી!" ઇન્દુવદનરાયે ઉઘાડો પ્રત્યુત્તર આપી દીધો.

શેઠનું હૃદય આ ઉત્તર સાંભળતાં જ કમ્પી ઉઠયું. પોતાનો વકીલ જ પોતાથી વિરૂદ્ધ થઇને બેઠો છે તેમ જણાઇ આવતાં શેઠથી ગભરાઇ જવાયું. છાતી મુંઝાવા લાગી. આંખમાં જળજળીયાં ભરાઇ આવ્યાં. સમાધાની કરવા સિવાય બીજી કાંઈ દિશા સુજી નહિ. શેઠે કપાળ અને આંખોને હાથમાંના રૂમાલવડે લૂછતાં કહ્યું: " બહુ સારૂં, તમને ઠીક લાગે તેમ કરો; જ્યારે તમારી સલાહ તેવી જ પડે છે ત્યારે હું બીજું શું કરૂં ? ભલે કુંદનપર પુનમચંદનો કાયદેસરનો કબજો રહે, પણ તે અત્યારથી મારા હાથમાં જ ઉછરે તેવી બારી રાખજો."

"તેની કાંઇ ફીકર નહિ. તે બાબત તો પુનમચંદ કોર્ટની વચ્ચે બોલી ગયો અને વળી આપણે સમાધાનીનો લેખ કરતાં કુંદનને તમારે ત્યાં રહેવા દેવાની વાત પહેલી કરીશું." એમ કહેતો અને ખુશ થતો ઈન્દુ ત્યાંથી જતો રહ્યો અને પુનમચંદને જઇ મળ્યો. તેને પણ બરાબર સમજાવ્યું અને એક કાગળપર કુંદનના કબજાની શરતો લખી કાઢી. તેમાં કુંદનને કબજામાં રાખવાનો, પરણાવવાનો તથા તેની મીલકત વગેરેની સઘળી વ્યવસ્થા કરવાનો સઘળો હક્ક પુનમચંદનો જણાવવામાં આવ્યો હતો અને ધર્મચંદ કુંદનને પુનમચંદની પરવાનગીથી પોતાને ત્યાં રાખી શકે એમ જણાવ્યું હતું. પુનમચંદને તે વંચાવીને ઉતાવળે પગલે ઇન્દુવદનરાય ધર્મચંદ પાસે આવ્યો અને સઘળી બાજુએથી ઘેરાઈ ગએલા તથા મુંઝાઇ ગએલા ચિત્તવાળા ધર્મચંદે તે લેખ વાંચી અર્ધ ભાનવાળી અવસ્થામાં તે નીચે પોતાની સહી કરી આપી.

કેસ પાછો ખેંચી લેવાયો અને ઈન્દુવદનરાયની કરામતભરી સઘળી બાજી પૂરી ફત્તેહ સાથે પસાર થઇ ગઇ. ન્યાયનું ખૂન થયું! ઇન્દુને મન તો તે એક નીતિનો જ પ્રકાર હતો! પરન્તુ તેમાંથી કેવી ઘટનાઓ જાગે છે તે હવે આપણે જોઇએ.

# પ્રકરણ ૧૮ મું.

## સંન્યાસીની ચિન્તા.

"અરે પ્રભુ! સંન્યાસ લીધા પછી વળી મારે માથે આ શી ચિન્તા? મહીધર! પ્રિય મિત્ર! આ દશ વર્ષમાં તારી, તારા કુટુંબની, તારી ધન-સંપત્તિની અને આ બધી કેટલી ઉથલપાથલ?" આમ વિચાર કરતો એક સંન્યાસી–પૂર્વ પરિચિત સંન્યાસી–અનાથ પ્રભાકરની પૂર્વ સ્થિતિના વિષયમાં રસ લેનાર સંન્યાસી સુરતની નજીકના એક નાના ગામડામાં એક પટેલની નાની ઓરડીમાં બેઠો છે. સંન્યાસીએ તે ગામડામાં આવીને પોતાની પૂર્વ સ્થિતિ કોઇને પણ જાહેર કરી નથી. પોતે ત્યાં આવવાનું કારણ પણ કોઇને જણાવ્યું નથી. આવતાં વાંત એકાદ દિવસ સુધી તળાવની પાળે ઉતારો રાખ્યા પછી કરસન નામના એક વૃદ્ધ પટેલના આગ્રહથી સંન્યાસીએ તેને ત્યાં રહેવાનું સ્વીકાર્યું હતું. કરસન તે ગામડાનો–નગરીયાનો મુખ્ય પટેલ હતો અને ઘેર ખેડ–ખેતર સારાં હોવાથી આબરૂદાર તેમ જ પૈસાદાર લેખાતો હતો. વયમાં વૃદ્ધ અને ધર્મમાં પણ શ્રદ્ધાવાળો હોવાથી તળાવને પાધર પડેલા સંન્યાસીને તે પોતાને ઘેર આગ્રહપૂર્વક તેડી ગયો હતો.

કરસનને ત્યાં રહ્યાને તે સંન્યાસીને આઠેક દિવસ થયા હતા. પ્રભાકરનો પિતા મહીધરરાય સંન્યાસીની પૂર્વાવસ્થામાં તેનો મિત્ર હતો અને નગરીયામાં જ મહીધરરાયનો નિવાસ હતો. અત્યારે ત્યાં શી સ્થિતિ છે તે જોવાને જ તે અહીં આવ્યો હતો. મહીધરરાયના વિશાળ ઘરની અત્યારની અવસ્થા જોતાં સંન્યાસીની આંખમાં આંસુ ભરાઇ આવતાં હતાં. ડેલીની મેડીપરના જે દિવાનખાનામાં સંન્યાસી પોતાના મિત્ર મહીધરરાય-ની સાથે બેસીને સુખદુઃખની વાતો કરતો હતો, તે દીવાનખાનાની એક દિવાલ વરસાદને લીધે પડી ગઇ હતી અને છાપરૂં નમી ગયું હતું. છાપ-

રાપર નેવાંનું તો નામ નિશાન નહોતું. મોભ એક બાજુએ ખસી ગયો હતો અને મોભની અસલ જગોએ તથા કરાની ટોચે કબૂતર માળો નાંખતું જોવામાં આવતું હતું. અર્ધો ઉઘાડો થઇ ગએલો કરો વરસાદમાં ભીંજાઇને કેવળ કાળો પડી ગયો હતો અને પહેલાં તે કરો કેવા રંગથી રંગેલો હશે તે કહેવાનું પણ હવે તો મુશ્કેલ થઇ પડતું હતું. ભીંતમાં જડેલા આરસાઓ ઉપર માટીના થૈર જામી ગએલા જોવામાં આવતા હતા અને બારી બારણાંનાં કમાડીયાંમાંનું એક પણ નજરે પડતું નહોતું.

મહીધરરાયના આખા ઘરની આવી અવસ્થા થઇ ગએલી જોવામાં આવતી હતી અને તેના પૂર્વના મનોહર દર્શનનું સ્મરણ મગજમાં ઉભરાઇ આવતાં નેત્રો અશ્રુથી ભીંજાયા વિના રહેતાં નહિ. મહીધરરાય અને તેની સ્ત્રીના મરણ પછી તેના ઘરની આવી દુર્દશા થઈ ગઇ હોવી જોઇએ તેવું અનુમાન તો સહજ થઇ શકતું હતું, પરન્તુ પ્રભાકર મુંબઇના અનાથાશ્રમમાં કેવી રીતે જઇ ચડયો એ સઘળો ઇતિહાસ સંન્યાસીના જાણવામાં આવી શકયો નહિ. તેણે કરસન પટેલને આ બાબત પૂછવાનો વિચાર કર્યો. પોતાને કોઇ ઓળખી જાય નહિ એવી સાવચેતી રાખીને તેણે પટેલને પૂછવું જોઇએ અને તેથી તે માટે એકાંત સાધવાની જરૂર હતી. રોજ રાત્રે સંન્યાસીની પાસે કેટલાક પટેલો અને બીજાઓ એકઠા થતા અને સંન્યાસી તેમને ઉપદેશ આપતો. આજે પણ કરસન પટેલના છોકરાઓ ખેતરથી આવીને વાળુ કર્યા પછી સંન્યાસીની ઓરડીની બહાર આવીને બેઠા. કરસન પટેલ પણ હોકો ભરીને એક ગાકળો નંખાવી બેઠા. પડોશમાં એક ઘરડો વાણીયો રહેતો હતો તે પણ આવ્યો. પટેલે કહ્યું: "સંન્યાસી બાવા! આજ તો કંઇક વેદની વાતો કરો."

સંન્યાસી બોલ્યો: "સાંભળો પટેલ, વેદમાં ઉચ્ચમાં ઉચ્ચ શ્રી ગાયત્રી મંત્ર કહ્યો છે. આ ગાયત્રી મંત્ર એવો છે કે તેના વર્ણનનો પાર આવે

નહિ. એ ગાયત્રી મંત્ર બ્રાહ્મણ, વૈશ્ય તથા ક્ષત્રિયોના નિત્યકર્મનું સૂચન કરનારો છે. બ્રાહ્મણો તે ગાયત્રી મંત્રમાંથી બ્રહ્મનું ધ્યાન ધરવાનો પાઠ શીખે છે, સૂર્ય, અગ્નિ અને ચંદ્ર લોકનું ધ્યાન ધરે છે, તેમ જ શક્તિ, શિવ કે હરકોઇ ધર્મ માનનારાઓ તે ગાયત્રીના પઠનમાં એકસરખું ઉત્તમ તત્ત્વ જુએ છે; વળી ક્ષત્રિયોને તે જ ગાયત્રી મંત્ર રાજધર્મ સૂચવે છે. પ્રજાને રાજા પ્રતિનો, સંન્યાસીઓને સંન્યાસાશ્રમના ધર્મો સૂચવે છે એ પ્રમાણે ગાયત્રી મંત્ર એવા પ્રકારનો એક મંત્ર છે કે જેનું પઠન કરનાર હરકોઇ પંક્તિનો મનુષ્ય હોય તોપણ તે અલભ્ય સુખને પામે છે.”

“સાચું કહો છો બાપજી! ગાયતરી મંતરની શી વાત કરવી? પણ જમાનો એવો આવ્યો છે કે બરામણોનાં મ્હોંમાંથીએ ગાયતરી અલોપ થઇ ગઈ છે; તો અમસુધી તો તે ક્યાંથી હોય?” કરસન પટેલ બોલ્યા.

“પટેલ, એ ખરૂં છે; જમાનો ફરી ગયો એ વાત સાચી છે. હજી આ તમારૂં ગામડું છે એટલે ઠીક છે, પણ શહેરોની તો વાત જ જવા દો! ત્યાં તો બ્રાહ્મણનો દીકરો શૂદ્ર કરતાંએ અધમ જીંદગી ભોગવતો હોય છે. તમે ગામડાના લોક રાત પડે કે કથા ભજન સાંભળો છો, પણ શહેરમાં તો લોકો નાટક તમાશા નિહાળે છે; પછી ધર્મનું નિશાન ક્યાંથી રહે?”

“ખરૂં, બાપજી ખરૂં!” એમ કહી પટેલ પાછા હોકો ફુંકવામાં રોકાયા અને વાણીઓ ચપટીઓ વગાડતો ભજન ગાવા લાગ્યોઃ

“આવે ભમરો કરતો ગુંજાર,
“દેખે નિજ દષ્ટે રે, કમળ સુકોમળું જી! ટેક.
“જાણે મનમાં ભમરાજી, મળ્યો લાગે સારો રે,
“કમળમાં મીઠો મીઠો રસ;

"તેની માંહે પેસી રે કોરી ખાઉં કાળજું જી!
"આવે ભમરો કરતો ગુંજાર,
"દેખે નિજ દૃષ્ટે રે કમળ સુકોમળું જી!
"જળ પીવા આવે હાથી, મદભર્યો ઝુલતો રે,
"ખાયે કમળને ભમરા સાથ,
"રસભોગી ભમરે રે એળે ગુમાવ્યું આઉખું જી!
"આવે ભમરો કરતો ગુંજાર,
"દેખે નિજ દૃષ્ટે રે કમળ સુકોમળું જી!"

થોડી વાર આડી અવળી વાતો ચાલી અને પછી સૌથી પહેલાં પટેલના છોકરાઓ ઉઠી ગયા. પછી વાણીઓ અને બીજા ઉઠ્યા. પટેલ ઉઠવા જતા હતા, તેવામાં સંન્યાસીએ કહ્યું: "પટેલ, આ નગરીયામાં પહેલાં કોઈ મહીધરરાય નામના નાગર રહેતા હતા, તે કેમ દેખાતા નથી?"

"હા, બાપજી! એ મહીધરરાય બહુ સારા માણસ હતા; પણ બિચારાનું સત્યાનાશ ગયું. મહીધરરાય અને એમની વહુ નવ–દસ વરસ અગાઉ પલેકની મરચીમાં મરી ગયાં અને એમનો એક છોકરો હતો તે પણ બિચારો એના કાકાની જોડે જાત્રાએ ગએલો તે ત્યાં મરી ગયો! પરણુ! પરણુ! બિચારા મહીધરરાય કેવા ગુલાબી માણસ હતા! પણ થોડા દિવસમાં તેમનું નિશાન પણ જતું રહ્યું; હેં સંન્યાસી બાવા! તમે એમને કયાંથી ઓળખો?"

ગુપ્ત રહેવાની જિજ્ઞાસાવાળો સંન્યાસી જુઠું બોલ્યો: "કાશીની જાત્રાએ એ એક વાર આવેલા તે વખતે હું એમને કાશીમાં મળેલો. તે વખતે મેં સંન્યાસ લીધેલો નહિ. હું પણ જાત્રાએ ગએલો હતો અને ત્યાં અમારી ઓળખાણ ઠીક જામી ગઈ હતી! પટેલ! ત્યારે એ મહીધરરાયના ભાઈ ભાંડુ તો અહીં હશે ખરા!"

"બાવાજી ! જરા નિરાંતે સાંભળો તો બધું કહું. જુઓ; મહીધર-રાય અને એમની વહુ એક દિવસને આંતરે મૂઆ એટલે તરત જ એ-મનો ભાઇ દોલતરાય પોતાના ભત્રીજાનો વાલી થતો દોડી આવ્યો. પર-ભાકર તે વખતે બિચારો ચાર–પાંચ વરસનો નાનો તે કાકાના વહાલમાં ખુંપી ગયો. બન્યું એમ કે એકાદ વરસ પછી દોલતરાય આખા કુટુંબની સાથે નાશક તરફની જાતરાએ જવા નીકળ્યો. પરભાકર પણ સાથે હતો. મહીને દહાડે તે બધાં પાછાં આવ્યાં. પણ તેમની સાથે પરભાકર નો'તો. ગા-મમાં હોહા થઈ, પણ દોલતરાયના હાથમાં પૈસાનું જોર એટલે તે ફાવ્યો. તેણે સરકારમાં નોંધાવી દીધું કે પરભાકરને તાવ આવવાથી નાશકથી પાછા વળતાં તે મરી ગયો હતો. ગમે તેમ થયું હોય પણ એ છોકરાની મીલકત પચાવી પાડવાને દોલતરાયે આ કાવતરૂં કર્યું છે. કોઈ કહે છે કે પરભાકરને તે હરામખોરે ફાંસો દઇને મારી નાંખ્યો, કોઇ કહે છે તેને દરિયામાં ફેંકી દીધો અને કોઇ કહે છે કે તેને મુંબઇમાં કોઇ ગોરજીને વેચાતો આપી દીધો !"

"પણ એ દોલતરાય હાલમાં ક્યાં છે ?" સંન્યાસીએ ફિક્કં઼ે થતાં પૂછ્યું.

"એ તો મુંબઇમાં નાણાવટીની દુકાન નાંખીને બેઠો છે. કહે છે કે મુંબઈમાં તે બહુ પૈસા કમાયો છે. મોટા મોટા બંગલા બંધાવ્યા છે. દોલતરાયે હમણાં છોકરાને પરણાવ્યો ને લગન પણ મુંબઇમાં જ કર્યાં; અહીં તો પાંચ છ વરસથી કોઈ આવ્યું જ નથી; ખરૂં છે ભાઇ ! મું-બઇમાં બંગલા બંધાવ્યા એટલે નગરીયાનાં ઝુંપડાનો કોણ ભાવ પૂછે ? એમનાં ઘર કેટલાંય વરસથી બંધ છે. મહીધરરાયનું ઘર તો પડીને પા-ધર જેવું થયું છે ! ખરેખર, એ ઘરની આગલી અવસ્થા સાંભરતાં અ-ત્યારે આંખમાં આંસુ આવે છે ! એમનો વાડી નજીકો સઘળું દોલતરાયે

વેચી માર્યું છે. અરેરે! શું મહીશ્વરરાયનું ભોળું મન! જાણે ધરમરાયનો જ અવતાર! ઘેર રોજ બે ચાર સાધુ સંત તો જમતા જ હોય. એવા માણસે શાં પાપ કર્યાં હશે તે એનું આમ નખ્ખોદ ગયું હશે બાવાજી? આ અવતારમાં તો એણે કાંઇ પાપ નથી કર્યું એ હું ખાત્રીથી કહું છું."

"પટેલ! માણસને આ ભવનાં જ પાપ આડાં આવે છે એમ કાંઇ નથી. પાછલા ભવનાં પાપ પણ નડે." એમ કહી સંન્યાસીએ એક ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો. રાત બહુ ગઇ હોવાથી પટેલ ઉઠયા.

અનેક વિચારતરંગમાં ગોથાં ખાતો તે વૃદ્ધ સંન્યાસી ત્યાં ને ત્યાં જ સ્થિર બેસી રહ્યો અને એકીટશે આકાશમાં વિહાર કરતા ચંદ્ર તરફ તાકી રહ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### પિતા-પુત્ર.

પાપી શું પોતાના મનમાં નથી જાણતો કે તે પાપ કરે છે? અનીતિનું કૃત્ય કરતાં માણસ પોતાના અંતઃકરણને પ્રશ્ન કરે તો શું તેને એવો જવાબ ન મળે કે 'તું પાપ કરે છે'? પૈસાના લોભમાં તણાઇને ઇન્દુવદનરાયે એક મહાપાપ કર્યું હતું અને તે ખરેખર એક પાપ જ હતું, એમ તે જાણતો હતો પણ ખરો. ધર્મચંદ શેઠે લખી આપેલી આઠ હજાર રૂપિયાની હુંડી તો તુરત જ સ્વીકારાઇ ગઈ હતી અને ઈન્દુને રૂપિયા મળી ગયા હતા; પરન્તુ કોર્ટની અંદર રૂપિયા માટે એટલી બધી તાકીદ કર્યાં પહેલાં ઇન્દુના મનમાં પાપ કરવાનો જ વિચાર પ્રબળતાથી પ્રવર્તી રહ્યો હતો. તેના મનમાં ધર્મચંદને ભૂલથાપ આપી, તેના પૈસા

ખાઇ, સામા પક્ષના પુનમચંદને લાભ અપાવવાનો વિચાર હતો, કારણ-કે તેના તરફથી તેને મળેલી ભેટ સોગાદો ધર્મચંદે આપેલી ફી કરતાં બહુ જ વધી જતી હતી. તે ભેટ સોગાદોના પૂરમાં ધર્મચંદે આપેલી ફી તણાઇ જવાથી ઇન્દુએ ધર્મચંદને સપડાવી કેસ માંડી વાળવાનો તેનો વિચાર નહિ હોવા છતાં તેમ કરવાને તેને ફરજ પાડી—બળાત્કાર કરી, આ પ્રકારની માંડવાળ કરાવી હતી. આ મહાપાપ ભવિષ્યમાં કદાચ અનેક અનર્થોને જન્મ આપશે એમ ઇન્દુ માનતો હતો, પરન્તુ તે અનર્થો કરતાં તેને પૈસાની, અને ખોટી વાહવાહ બોલાવવાની વધારે દરકાર હતી. **महदपि परदुःखं शीतलं सम्यगाहुः** એ આજકાલ જગતની રીતિનીતિ થઇ પડી છે. પારકું દુઃખ ગમે તેટલું મોટું હોય, તથાપિ તે પોતાને મન સમ્યક્ અને શીતળ જણાયા વિના રહેતું નથી! એ કિંવદન્તી ખરી છે કે " સૌને સ્વાર્થસુધીની જ સગાઈ છે. "

" સાહેબ! સલામ! " પુનમચંદ શેઠ હસતા હસતા બેરીસ્ટરની ઓફીસમાં આવીને બેઠા અને આનંદનિમગ્ન વદને બોલ્યા: " સાહેબ! આપનો આભાર માનવા માટે અત્યારે આવ્યો છું. "

" કેમ, પછી તમારી કુંદન તમારે ત્યાં આવી ગઇ કે નહિ ? "

" આવી ગઇ, સાહેબ! બેટાજીએ દસ્તાવેજમાં લખી આપ્યું એટલે પછી તે ન મોકલે તો કયાં જાય ? સાંજે ને સાંજે ધર્મચંદે તેને મારે ત્યાં મોકલી આપી. આપે પણ ઠીક યુક્તિથી નીવેડો આણી દીધો. " શેઠે ઇન્દુવદનરાયની બુદ્ધિથી પ્રશંસા કરવા માંડી.

" તમે તો શેઠીયા લોક કહેવાઓ; તમને અમારી મહેનતની શી ખબર પડે ? ધર્મચંદને સપડાવવા માટે કેટલી કેટલી યુક્તિઓ વાપરવી પડી હશે, તેની આપને કલ્પના પણ છે ? "

" કેમ કલ્પના ન હોય સાહેબ ? આપના મહેનતાણાના બદલામાં હું

આપને માટે બે હજારનો ચેક વધુ લાવ્યો છું અને વધારામાં મારી પેઢીનું કોર્ટને લગતું સઘળું કામ આપને ત્યાં જ હવેથી મોકલવામાં આવશે. કાયદાની બાબતમાં આપને અમારા હમેશના સલાહકાર તરીકે જ સ્થાપવાનો હવે મેં વિચાર કર્યો છે." શેઠે એમ કહેતાં ઈન્દુવદનરાયના હાથમાં એક વધુ ચેક મૂક્યો અને ઇન્દુને તેનો સ્વીકાર કરતાં જરા પણ અચકાવું પડ્યું નહિ. એ તો ઈન્દુને મન ચાલુ જમાનાની નીતિ જ હતી! ચેકને ગજવામાં નાંખતાં તેણે કહ્યું: "ત્યારે હવે કુંદનને તેના મામાને ત્યાં ઉછરવા દેવા સંબંધે તમે શું વિચાર કર્યો છે?"

"એમાં વિચાર શું કરવાનો છે? કુંદનને હવે તેના મામાને ત્યાં મોકલવાની જ નથી! એ તો મેં કુંદનને કબજામાં લેવા માટે જ કોર્ટમાં ગોળગોળ કહેલું; તેને મારા કબજા બહાર જવા દેવાનો તો મૂળથી મારો વિચાર નહોતો."

"હું પણ એમ જ માનતો હતો કે હવે તમે તેને છોડશો નહિ; ધર્મચંદને બિચારાને દુઃખ થશે."

"શેનું દુઃખ થશે? એ સાળાને પોતાની ભાણેજની મીલકત પોતાના કબજામાં લેવી'તી માટે તો આ સઘળો ઝગડો લેઇને બેઠો હતો. એમ ન હોય તો પોતાની ભાણેજને પોતાને ત્યાં રાખવા માટે આવા ઝગડામાં કોણ ઉતરે?" શેઠે કહ્યું.

એટલામાં રામો ખબર લાવ્યો: "શેઠ સાબ! બાહિર એક સંન્યાસી આલા છે"

"સંન્યાસી? કહે કે આ તો વકીલની ઑફીસ છે; અહીંથી ભીખ મળશે નહિ, માટે બીજે ક્યાંયથી આટો માંગી ખાય."

થોડી વાર રહીને રામો પાછો આવ્યો અને બોલ્યો: "સાહેબ! તે ભીખ માંગવા આલા નહિ છે. કહે છે કે બેરીસ્ટર સાહેબને માત્ર મળવું જ છે."

"ઠીક, આવવા દે."

માત્ર એક જ મિનિટમાં સંન્યાસી ઓફીસમાં આવીને ઊભો. ઈન્દુ તે અજાણ્યા સંન્યાસીની સામે એકી નજરે તાકી રહ્યો. પુનમચંદ શેઠને હવે કાંઈ પણુ કામ નહિ રહ્યું હોવાથી તે બેરીસ્ટરને સલામ કરીને ચાલતા થયા. ઇન્દુએ તે અજાણ્યા સંન્યાસીને પૂછ્યું: "કેમ, સંન્યાસી બાવા! તમારે શું કામ છે?"

"ભાઇ! આ એક નવાઇની વાત છે અને હું આ ઓફીસમાં આવતાં બહુ આશ્ચર્ય પામ્યો છું." સંન્યાસીએ વદનપર આશ્ચર્ય પ્રકટાવતાં કહ્યું.

"ઠીક, ઠીક, પણુ એ સઘળું લાંબું વિવેચન સાંભળવાની મને ફુરસદ નથી, સમજ્યાને? હું ધારૂં છું કે તમે ભીખ માંગવા આવ્યા છો પરન્તુ આ ઓફીસ છે, કાંઈ ઘર નથી, કે તમારી આશા સફળ થઇ શકે!"

"ઇન્દુ! ઇન્દુ! તું આ શબ્દો કોની પાસે બોલે છે? આ વસ્ત્રોમાં શું તું મને ઓળખી શકતો નથી?" અધીરો થઇ ગએલો સંન્યાસી બોલી ઉઠયો.

આ સંબોધને ઇન્દુની સ્મૃતિને જાગૃતિમાં આણી. "ઇન્દુ, ઇન્દુ" ઉચ્ચાર પૂર્વપરિચિત ભાસવા લાગ્યો. પિતાની મૂર્તિ અંતઃચક્ષુઓની સામે તરવરી રહી અને ઈન્દુ સમજ્યો કે પોતાની ચર્મચક્ષુઓની સામે ભગવાં વસ્ત્રોમાં ઉભેલી મૂર્તિ પણુ પોતાના પિતાની જ છે! તે શરમાયો અને તે સાથે જ ગભરાયો. સંન્યાસી પિતાની સાથે તિરસ્કારપૂર્વક વાતચીત કરવા માટે તેને પશ્ચાત્તાપ થયો અને ઘણે વર્ષે દર્શન આપનાર પિતાને પગે તે પડયો! તે ગળગળો થઈ ગયો. આંખોમાં પાણી ભરાઇ આવ્યું. પિતાની ક્ષમા યાચવાની ઇચ્છા થઇ આવી, પરન્તુ ભરાઇ ગએલી છાતીથી મુખદ્વારા કાંઇ ઉચ્ચાર કાઢી શકાયો નહિ.

સંન્યાસીએ મંદ સ્મિત કરતાં કહ્યું: "ઇન્દુ! તું ગભરા ના; છેલ્લાં દશ

વર્ષમાં મારૂં સ્વરૂપ કેવળ ફરી જ ગયું છે; વળી વેશ પણ કેવળ જુદો જ છે, એટલે તું મને ન ઓળખી શકે તેમાં નવાઇ નથી. સીતા આનંદમાં છે? તે ક્યાં છે? રૂક્મિણી કયાં છે?" દશ વર્ષે કુટુંબમાં પાછા ફરેલા વત્સલ પિતાએ કુટુંબના કુશળ વર્તમાન પૂછવા માંડયા.

"પિતાજી! સૌ કુશળ છે. તમે તો સ્વસ્થ છો ને? અહા! ઘણે વર્ષે અચાનક અહિં તમે કયાંથી? આ જ સ્થળે તમારૂં દર્શન ક્યાંથી? હું અહીં છું એ ખબર તમને કયાંથી?" પિતાના એકાએક દર્શનથી આશ્ચર્ય અને આનંદ પામતો ઇન્દુ એકદમ પૂછવા લાગી ગયો.

"ભાઈ! એ સઘળું હું તને ફુરસદે કહીશ; પણ સીતા, રૂક્મિણી ક્યાં છે?"

ઇન્દુ આગળ ચાલ્યો અને સંન્યાસી પાછળ ચાલ્યો. બન્ને રહેવાના ખંડમાં આવ્યા. ઇન્દુએ કહ્યું: "સીતા! જો, બાપાજી અહીં આવ્યા છે!"

સીતા તે સંન્યાસીને ઓળખી શકે તેમ નહોતું જ, પણ રૂક્મિણી તો પોતાના સસરાના ચહેરાને તુરત ઓળખી ગઇ અને સ્નેહભર્યે નેત્રે તેને પગે પડી. પુત્રના સુખી કુટુંબને જોઇ વૃદ્ધ સંન્યાસીનાં નેત્રો હર્ષથી ચમકી રહ્યાં. સીતાકુમારી તરફ અત્યારસુધી તે નેત્રો આનંદ સાથે નજર કરી રહ્યાં હતાં, પણ અજાણી સીતા સંન્યાસીને ઓળખી નહિ શકવાથી એક બાજુએ આશ્ચર્ય પામતી જોતી ઊભી હતી.

સંન્યાસીએ સીતાને મસ્તિકે હાથ મૂકીને કહ્યું: "કેમ બેટા! તું મને ઓળખતી નથી કે? ખરેખર તું મને કયાંથી ઓળખી શકે? જે સમયે હું તમારાથી છૂટો પડયો તે સમયે તું વર્ષ–દોઢ વર્ષનું બચ્ચું માત્ર હતી અને મારા અંકમાં નિર્દોષ રમત કરતી હતી!"

સીતા હવે સમજી કે તે પોતાના પિતાના પિતા છે. તે શરમાઇ અને મુંગી મુંગી સંન્યાસીને પગે લાગી. સંન્યાસીએ તેને આશીર્વાદ

આપ્યો. રૂકિમણીએ નીચું વદન કરી પૂછ્યું: "આપ એકાએક અહીં ક્યાંથી ? નિવાસ ક્યાં રાખ્યો છે ? અમોને દર્શન આપી પવિત્ર કરવા જેવો પુણ્ય વિચાર આપને કેવી રીતે આવ્યો ?"

"એ ઇતિહાસ જરા લાંબો છે. આજે રાત્રે હું વિસ્તારથી તે બધું કહીશ. હાલ તો હું અત્રે થોડા દિવસ રોકાવાનો છું. રામેશ્વરની યાત્રા કરીને પાછો ફર્યો છું."

"અમારાં ધન્ય ભાગ્ય કે આજે અમે વડીલનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયાં." રૂકિમણીએ કહ્યું અને દશ વર્ષ પૂર્વેનું સ્મરણ મગજમાં ઉભરાઇ આવતાં તેની આંખોમાંથી બે અશ્રુબિંદુઓ ટપક્યાં.

---

## પ્રકરણ ૨૦ મું.

### આત્મવૃત્તાંત.

રાત પડી એટલે ઇન્દુ, રૂકિમણી અને સીતા સંન્યાસીનો આત્મવૃત્તાંત સાંભળવાને ઉંચાં નીચાં થઇ રહ્યાં. રૂકિમણીએ વડીલને મિષ્ટ ભોજન કરાવ્યું અને સૌ નિવૃત્ત થયાં એટલે ઓફીસમાં જ એકત્ર થયાં. રાત્રિનો વખત હોવાથી કોઇ અસીલ આવે તેમ નહોતું. સંન્યાસીએ કહ્યું:

"ઇન્દુ ! શ્રી ગીતાજી કહે છે કે તારા આત્માનો વિચાર કર ! બાઇબલ કહે છે તું તારા આત્મામાં ઉંડો ઉતર. કુરાન કહે છે આત્મસ્વરૂપને વિચાર ! સર્વ ધર્મોનું જો કાંઇ મૂળ અને સર્વમાન્ય તેમ જ સામાન્ય તત્ત્વ હોય તો તે એ જ છે કે 'આત્માની વિચારણા કરવી.' આત્મસ્વરૂપનો વિચારક જ્ઞાની કહેવાય છે અને તે જ જ્ઞાની ક્રમે કરીને મોક્ષસુખનો અધિકારી થાય છે. આ આત્મજ્ઞાન સંબંધી વિચારણા કરવાનું સૂચવનારા શબ્દો ગીતા, બાઇબલ કે કુરાનમાં જ છે એમ નહિ, પરન્તુ

સેંકડો ધર્મોને લગતાં લાખો પુસ્તકોમાં તેના તે જ શબ્દો જૂદા જૂદા રૂપાંતર સાથે ચિત્રવામાં આવેલા હોય છે. તે શબ્દો વાંચી જનારા કરોડો મનુષ્યો આ જગતમાં અસ્તિત્વ ધરાવતા હશે પરન્તુ તે સઘળા તે શબ્દો વાંચતાં જ એકદમ આત્મવિચારણા કરવાને પ્રેરાતા નથી, કારણ કે તે સર્વ મોક્ષસુખના અધિકારી થવાને યોગ્ય હોતા નથી. પરન્તુ જે શબ્દો બીજાઓ ઉપર કાંઇ જ અસર નીપજાવતા નથી, તે જ શબ્દો એક માણસ ઉપર ઇષ્ટ અસર નીપજાવે છે. જે શબ્દો આ અસર નીપજાવે છે, તે જ શબ્દો તે મગજ અને મન ઘણી વાર વાંચી વિચારી ગયું હોય છે, પરન્તુ એક અમુક ક્ષણે જ તે અસર નીપજે છે અને તે ક્ષણને કર્મબદ્ધ અંતરાયને તોડનારી ક્ષણ તરીકે વિદ્વાનો લેખે છે. એટલેકે મનુષ્યના જીવનમાં કોઇ એક ક્ષણ એવી આવી જાય છે કે જે અલૌકિક પરિણામ નીપજાવનારી થઇ પડે છે. જે શબ્દો હું સેંકડો વાર વાંચી ગયો હતો, તે જ શબ્દોએ એક ક્ષણે મગજપર એવી અસર કરી કે મને આ સંસારનો ત્યાગ કરી જવાનું જ રૂચ્યું; તે વાત તો તમે સૌ જાણો છો."

રૂક્મિણી બોલીઃ "હા! તે વાતને અને તે દિવસને તે કેમ ભુલી જવાય? શ્રી કાશીક્ષેત્રથી તમારો પત્ર આવેલો તેને તો અમે અમારી આંખોના જળવડે સ્નાન કરાવ્યું હતું."

"તે ખરૂં. જેઓ સ્વાત્મા હિત સમજતા નથી તેઓ સ્વદુઃખને રડે છે, એવો આ જગતનો કાર્યક્રમ જોવામાં આવે છે; પરન્તુ જેથી તમને દુઃખ થયું તેથી જ મને અનુપમ આનંદ પ્રાપ્ત થયો હતો. મારા આનંદની હું શું વાત કરૂં? ચિંતારહિત થએલું મારૂં મન મને એટલું બધું નિર્મળ જણાવા લાગ્યું હતું કે આ નશ્વર દેહમાં મને પુનઃ યૌવનની પ્રાપ્તિ થઇ કે શું એવો ભ્રમ પણ થવા લાગ્યો. વૃદ્ધ થએલું શરીર અને થાકી ગએલું મગજ ઉભય

મને નીરોગી જણાવા લાગ્યાં અને થોડા વખત પછી તો મારૂં શ્વાસનું દર્દ પણ દફે થઇ ગયું. આ પ્રભાવ વૈરાગ્યનો હતો કે જે વૈરાગ્ય આત્મા અને તેને ધારણ કરનાર શરીર બન્નેને રોગરહિત બનાવનાર એક સર્વ-વ્યાપક ઔષધ છે. હું અહીંથી નીકળીને સીધો શ્રી કાશીક્ષેત્ર તરફ પ્રયાણ કરી ગયો હતો. ત્યાં શ્રી વિશ્વનાથમાં વસતા બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓની સાથે રહી હું ધર્મચર્ચામાં આનંદ લેવા લાગ્યો. મારા વૃદ્ધ ગુરૂ બ્રહ્માનંદજી પાસે ત્યારપછી તુરતમાં જ મેં મુંડન કરાવ્યું અને સંન્યાસાશ્રમને ગ્રહણ કર્યો. મારા ગુરૂ ગયે વર્ષે જ સમાધિસ્થ થયા અને ત્યારપછી હું એકલો રામેશ્વર તરફ યાત્રા કરવા નીકળ્યો. આ દશ વર્ષમાં સંસારમાં, જગતમાં, રાજ્યકાર્યભારમાં અને બીજી અનેક બાબતોમાં નાની મોટી ઉથલપાથલો થઇ હશે; પરન્તુ તે ઉથલપાથલોના રોગને મારા મગજસુધી મેં પહોંચવા દીધો નથી. તમારી ચિંતા પણ મેં કદિ કરી નથી. મુંડન કરાવ્યા પછી મેં તમને એ ખબર લખ્યા હતા અને ત્યારપછી મેં તમારી સાથે કે અન્ય કોઇની સાથે પત્રવ્યવહાર રાખ્યો નથી. સંન્યાસ ગ્રહણ કર્યા પછી એ માયિક જંજાળ મને શામાટે જોઇએ ?”

“ પણ બાપાજી ! હવે તો તમે હમેશાં અમારી સાથે જ રહેશોને ?” સીતાકુમારીએ વચમાં પ્રશ્ન કર્યો.

“ ના બાપુ ! તમારી સાથે રહું તેમાં મને કાંઇ જ લાભ નથી. મેં આ સંન્યાસ લીધો છે તે લાભનો વેપાર કરવાને લીધો છે—ખોટનો નહિ ! રામેશ્વર તરફથી પાછા ફરતાં હું મુંબઇમાં આવ્યો અને આ સુપ્રસિદ્ધ નગરમાં છેલ્લાં દશ વર્ષોમાં શું શું અવનવી રચનાઓ થઇ છે તે જોવાને હું રોકાયો. મારી જન્મભૂમિના ફેરફાર જોવાનું પણ મને મન થયું. સંસારનો પૂર્વ રાગ મારા હૃદયમાં ઉભરાઇ આવે છે તે બીના મારા ધ્યાનની બહાર નહોતી, પરન્તુ તેથી અલિપ્ત રહેવાની મારી શક્તિમાં મને

વિશ્વાસ હતો એટલે હું સુરત ગયો. સુરતમાં મારી જાતને ઉઘાડી પાડયા વિના, સીતા! મેં તારા પિતાના ખબર અંતર મેળવ્યા. મને જણાયું કે ઈન્દુ વિલાયત જઈને બેરીસ્ટર થઇ આવ્યો છે અને બે વર્ષ સુરત તથા એક વર્ષ અમદાવાદમાં રહી આ વર્ષે જ થોડા વખત પહેલાં તેણે મુંબઇમાં વાસ કર્યો છે. આ સ્થળની ખબર પણ મેં સુરતમાં જ મેળવી હતી. જે કુટુંબમાં હું એક વખત સંસારી તરીકે વસતો હતો, તે જ કુટુંબમાં પુનઃ અત્યારે જવાથી હું માયા અને રાગથી લિપ્ત થયા વિના રહીશ કે નહિ? એ પ્રશ્ન સૌથી પહેલાં મેં મારા મનને પૂછ્યો હતો, અને તેનો જવાબ મને અંતઃકરણે આપ્યા પછી જ મેં આ ગૃહમાં પ્રવેશ કર્યો છે."

"પણ બાપાજી! હવે અમે તમને આ ઘરની બહાર જવા નહિ દઇએ. પિતા તો હમેશાં પુત્રની સાથે જ રહે એવો જગતનો નિયમ છે." સીતાકુમારીએ કહ્યું.

"બેટા!" સંન્યાસીએ સીતાને માથે હાથ ફેરવતાં કહ્યું: "જગતનો એ નિયમ સંસારીઓને માટે છે—સંન્યાસીઓને માટે નથી."

"ત્યારે તમને અમારાથી જુદાં રહેવાનું કેમ ગમશે? હું જો આ ઘરમાંથી બે દિવસ કોઇ પારકે ઘેર રહું તો મને જરાએ ગમે નહિ." સીતાએ પોતાનો અનુભવ કહી સંભળાવ્યો.

"બાપુ! પચાસ વર્ષનો સ્નેહ એક પળ માત્રમાં તોડી નાંખીને દશ વર્ષસુધી એકલા રહેતાં ગમ્યું અને પાંચ-દશ દિવસના પરિચયને અંતે તમારાથી જૂદાં રહેતાં મને કેમ નહિ ગમે?"

"તો પછી તમારૂં મન કુંળું નહિ પણ કઠણ હશે." સીતાએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો. વ્યવહારનયના તે નિશ્ચયનો પ્રતિવાદ કરીને બાળક સીતાને સમજાવવાનું સંન્યાસીથી બની શક્યું નહિ.

## પ્રકરણ ૨૧ મું.

### વકીલાત કરવાનો ધંધો.

બીજે દિવસે રાત પડતાં ભોજન પછી સીતાકુમારી પુનઃ પોતાના પિતામહ સંન્યાસીની પાસે આવીને બેઠી અને તેની પાછળ રૂક્મિણી પણ આવી. સીતાએ કહ્યું: "બાપાજી! આજે તો તમારા અનુભવની કાંઇ નવી વાત સંભળાવો."

ઇન્દુનો વિચાર ક્યાંક બહાર જવાનો હતો અને તેથી ભોજન કર્યા બાદ કપડાં પહેરવાની તૈયારીમાં તે હતો, તેવામાં પિતાએ કહ્યું: "ઇન્દુ! તું પણ બેસે છે ને?"

પિતાની ઇચ્છાનું ઉલ્લંઘન નહિ કરવાની ધારણાથી ઇન્દુએ બહાર જવાનો વિચાર માંડી વાળ્યો અને જવાબ આપ્યો: "હા, બેસું છું."

"બેટા સીતા!" સંન્યાસીએ કહ્યું: "આજ તો તારા પિતાના ઉત્તમ ધંધા વિષે આહ્લાદ દર્શાવવાની મારી ઇચ્છા છે."

"ભલે, તો તેવું કાંઇ કહો." સીતાએ કહ્યું.

સંન્યાસીએ ચલાવ્યું:

"ઇન્દુ! જ્યારે સુરતમાં જતાં જ મારા જાણવામાં આવ્યું કે તેં ઇંગ્લાંડ જઇને બારીસ્ટરની પરીક્ષા પસાર કરી વકીલાત કરવાનો ધંધો માંડયો છે, ત્યારે ખરેખર હું બહુ જ અહ્લાદિત થયો હતો. વકીલાત કરવાનો ધંધો એટલો તો ઉત્તમ ધંધો છે કે હું તેનું શું વર્ણન કરૂં? આવા એક ઉત્તમ ધંધામાં તને પડેલો જાણીને હું તુષ્ટ-પારતુષ્ટ થયો અને મેં પ્રભુનો આભાર માન્યો. દરેક ધંધા તરફ ઐહિક અને આમુષ્મિક દૃષ્ટિથી જોતાં જે ધંધામાં ઐહિક ઉપરાંત આમુષ્મિક લાભ પ્રાપ્ત થઇ શકે તે ધંધો હમેશાં સર્વોત્તમ જાણવો. આજકાલ લોકો ધંધા તરફ ઐહિક દૃષ્ટિથી જ

જોઇ રહ્યા છે. જે ધંધામાં સૌથી વધુ ધનપ્રાપ્તિ થઈ શકતી હોય તે જ ધંધામાં પડવાનું–ઐહિક લાભાર્થે પડવાનું લોકો પસંદ કરે છે. વ્યાપારથી લાભ પ્રાપ્ત થતો હોય તો વ્યાપાર કરે છે, નોકરીથી લાભ પ્રાપ્ત થતો હોય તો નોકરી કરે છે અને તે વ્યાપાર કે નોકરી કે સ્વતંત્ર ધંધો તેઓ માત્ર એક જ દૃષ્ટિથી કરે છે, તેથી તેઓ ઉચ્ચમાંથી નીચ ધંધા તરફ ભ્રષ્ટ થતાં વાર લગાડતા નથી. વ્યાપાર કરતાં તેમને વધુ લાભ આપનારા હિંસક ધંધા તરફ દોરાવાનું મન પણ થઇ જાય છે અને વ્યાપારમાં ઠગાઈ, અસત્યવાદ કે વિશ્વાસઘાત કરવાને લલચાય છે. આ માત્ર ઐહિક દૃષ્ટિથી જ ધંધો કરવાનું પરિણામ છે. નોકરીનું પણ તેમ જ જાણવું. ધન મેળવવાની દૃષ્ટિથી નોકરી કરનાર પાપાપાપનો વિચાર કરતો નથી. પણ જે દરેક સંસારી ઐહિક ઉપરાંત આમુષ્મિક લાભ મેળવવાની દૃષ્ટિથી ધંધો પસંદ કરે અથવા તો કોઇ પણ ઉદ્યોગમાં પડે તો તેણે સફળ રીતે સંસાર ચલાવ્યો લેખાય.

"વકીલાત કરવાનો ધંધો અતિપવિત્ર ધંધો છે. ઐહિક સાથે આમુષ્મિક લાભ પ્રાપ્ત કરાવનાર તે ધંધો ઉત્તમ છે. જે ધંધામાં પોતાના ઐહિક સ્વાર્થની સાધના ઉપરાંત જગતના લોકો ઉપર ન્યૂનાધિક ઉપકાર કરી શકાય–પરોપકાર કરી શકાય, એટલું આમુષ્મિક સુખ મેળવવાનો પ્રયાસ કરી શકાય તે ધંધાને હમેશાં ઉત્તમ જાણવો. કેટલાક ધંધા એવા છે કે જેમાં જો ઇચ્છા હોય તો ન્યૂનાધિક પ્રમાણમાં પરોપકાર કરી શકાય છે. વકીલાત કરવાનો ધંધો પણ બીજા કેટલાક ધંધાની પેઠે એવો છે કે જેથી અધિક પ્રમાણમાં પરોપકાર સાધી શકાય અને ઇહલોકનું ભાતું ધન સાથે પરલોકનું ભાતું પૂણ્ય પણ બાંધી શકાય. એક વૈદ્ય જેવી રીતે ધન મેળવવા ઉપરાંત રોગીઓને રોગમુક્ત કરીને તેઓના આશીર્વાદ ગ્રહણ કરી શકે છે અને ગરીબ રોગીઓ ઉપર ધનનો બદલો

લીધા વિના પણ ઉપકાર કરી શકે છે, તેવી જ રીતે એક વકીલ પણ ધન મેળવવા ઉપરાંત સંસારનાં દુષ્ટ મનુષ્યોને હાથે અન્યાય પામેલા બિચારા ગરીબોને ન્યાય અપાવી જગતમાં અચળ અને અખંડ સત્ય નો જય ગજાવી શકે છે. જગતમાં જે વખતે અસત્યનો પથારો સર્વત્ર પથરાઈ રહ્યો છે, તે વખતે સનાતન ધર્મનું મુખ્ય તત્ત્વ સત્યનો જ જયઘોષ ગજાવવાને શક્તિમાન્ અને પ્રત્યેક વ્યક્તિને અસત્ય તથા અન્યાયથી ઉપજતાં દુઃખોમાંથી તેમને મુક્ત કરી ઇહલોકનું આનંદસુખ આપનાર એવા માત્ર વકીલો જ છે! અહા! આ પવિત્ર ધંધામાં પડેલા આ જગતના લોકો કેવા પુણ્યાત્મા હશે? તેઓએ ગત ભવમાં કેવાં પુણ્ય ઉપાર્જન કર્યાં હશે કે આ અવતારમાં તેઓને અન્યાયથી પીડાતાં મનુષ્યોની વકીલાત કરવા જેવો પરોપકારપૂર્ણ ધંધો પ્રાપ્ત થયો હશે?"

---

## પ્રકરણ ૨૨ મું.

---

### વકીલોના ધર્મ–સત્ય.

તે વૃદ્ધ સંન્યાસીએ આગળ ચલાવ્યું અને સૌ તે શ્રવણ કરી રહ્યાઃ–

"ઇન્દુ! તું આવા ઉત્તમોત્તમ ધંધામાં પડ્યો તેથી હું બહુ આનંદિત થયો છું અને આવા ધંધાની તેં પસંદગી કરી તેટલાપરથી હું અનુમાન કરૂં છું કે તેં તારા aims high (ઉચ્ચ ઉદ્દેશ) રાખ્યા હશે. હું તેથી તુષ્ટ છું, સંતુષ્ટ છું; મારા સંસારને તારા જેવા ઉમદા ફળથી સુશોભિત જોઇને મને ભાગ્યશાળી માનું છું. હવે જે ધંધો તેં પસંદ કર્યો છે તેની ઐહિક તેમ જ આમુષ્મિક સફળતાને માટે તારે તારા વકીલ તરીકેના ધર્મ જાણવા જોઇએ. દરેક ધંધાને બે બાજુઓ હોય છે. એક ધંધાદારી જો ધારે તો પોતાના ધંધાને પ્રશસ્ત રીત્તે ચલાવી શકે

છે અને જો ધારે તો તે જ ધંધામાં પોતાની બદધાનતને પણ તૃપ્ત કરી શકે છે. દરેક ધંધો આવી બેધારી તલવારના જેવો હોવા છતાં જે ધંધામાં વધારે સગવડ સાથે પરોપકાર કરવાના સિદ્ધાંતની સાધના કરી શકાય છે તે ધંધો બીજા ધંધા કરતાં વધારે ઉમદા લેખાય છે. વકીલાતનો ધંધો તેવો છે. એક જો ધારે તો તે ધંધામાં પડીને પરોપકાર કરી શકે અને જો તે ધારે તો નરકવાસી થવા જેવાં અગણિત પાપો પણ કરી શકે.

"હવે વકીલોના મુખ્ય મુખ્ય ધર્મો હું તને કહી સંભળાવું છું કે જે ધર્મોને અનુસરીને તું વર્તીશ તો ઐહિક અને આમુષ્મિક હિત સાધનાર વકીલ તરીકે તું તારા જીવનને સફળ કરી શકીશ. એક ખરા વકીલે સૌથી પહેલાં સત્યને અવલંબીને જ પ્રતિક્ષણે વર્તવું જોઇએ અને પોતે સત્યપ્રિય છે એમ જગતને ખરી રીતે સાબિત કરી આપવું જોઇએ—સત્યપ્રિય હોવાનો ઢોંગ કરીને લોકોને ઠગવા જોઇએ નહિ. ન્યાય અને સત્યને પરસ્પર એટલો નિકટનો સંબંધ છે કે સત્યની ગેરહાજરીમાં ન્યાય શુદ્ધ રહી શકતો નથી. એક વકીલ જો સત્યાવલંબી ન હોય અને તે પોતાના અસીલની વકીલાત અસત્યવાદનો આશ્રય લેઇને કરતો હોય તો તે ખરો વકીલ નથી. સત્યાવલંબનનો મુખ્ય ગુણ જો વકીલમાં ન હોય તો તે વકીલના પવિત્ર અને પરોપકારસૂચક નામને સાર્થક કરનારો લેખાય નહિ બલકે 'વકીલ' શબ્દને શરમાવનારો લેખાય. જેમ એક પિતાએ તો પુત્રનું રક્ષણ જ કરવું જોઇએ, તેને બદલે જો તે જ પિતા પુત્રનું ભક્ષણ કરતો હોય તો તે 'પિતા' નામને લાયક નથી, તેવી જ રીતે સત્યની વ્હાર કરવાનો જેનો ધર્મ છે તેવો એક વકીલ જ જો સત્યની સામે ધાડ લેઇ જાય તો તે 'વકીલ' નામને લાયક ગણાય નહિ. આ આખું જગત્ સત્યને આધારે ચાલે છે. **सत्ये सर्वं प्रतिष्ठितम्॥** સત્યથી જ સર્વનો નિભાવ છે. એક વ્યાપારી ગ્રાહક પાસેથી રૂપિયો લેઇને પછી તેને તેટલી કીંમતનો માલ ન આપે

બલકે કહે કે 'તેં મને રૂપિયો આપ્યો જ નથી' અને તે જ પ્રમાણે સૌ કોઈ કરવા લાગે, મતલબ કે સર્વત્ર અસત્યવાદનો પ્રચાર થાય, તો એક-મેક પ્રતિનો વિશ્વાસ ઘટી જવા પામે. પરન્તુ જગતમાં સત્ય છે, અને તેથી ગ્રાહકને વિશ્વાસ છે કે રૂપિયાના બદલામાં તેને વ્યાપારી તેટલી કીંમતનો માલ આપશે. સત્યનો ભંગ કરવો તે વિશ્વાસનો ભંગ કરવા બરાબર છે, કેમકે જગતમાં દરેક પ્રાણી સત્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને વિચરે છે. એક વકીલ તરફની દલીલો સાંભળીને મેજીસ્ટ્રેટ તેને સત્યપૂર્ણ માનીને ઇન્સાફ આપે છે અને જો તે જ દલીલો અસત્યપૂર્ણ હોય છે તો તે અસત્યના છાંટા અનેક વ્યક્તિઓ તરફ ઉરાડીને તે ન્યાયની કીંમતને ઉતારી પાડે છે. વકીલોને સત્યની વ્હાર કરવાને માટે પ્રભુએ બનાવ્યા છે—ખોટી દલીલોવડે અસત્યનો વ્યાપાર ચલાવવા માટે તો નહિ જ. જગતમાં કેટલીક વાર અસત્યના જોરથી સત્ય છુપાઈ રહે છે અને તે અન્યાય લેખાય છે. **सत्यमेव जयते नानृतम्** એ મહદ્ વાક્યને સિદ્ધ કરવાને અને સત્યને અન્યાય તળે દબાતું બચાવવા માટે વકીલો સરજાએલા છે અને તેથી જ કુદરત વકીલો તરફથી જે કાંઇ મહતી અભિલાષા રાખે છે તે માત્ર સત્યની જ છે. સત્ય સર્વ અવસ્થામાં એક સરખું જ રહે છે. તેની ક્ષણિક વિકૃતિઓ જણાતાં અજ્ઞ મનુષ્યો માને છે કે હવે સત્યનો જમાનો વહી ગયો છે અને તેથી તેઓ અસત્ય તરફ દોરાય છે; પરન્તુ તેઓને ધૈર્ય આપીને સત્યનો પક્ષ વધારે મજબૂત અને અચલ સિદ્ધ કરી બતાવવા માટે વકીલોને 'સત્યના ફીરસ્તા' તરીકે પ્રભુએ આ જગતમાં પેદા કર્યા છે. માટે ઇન્દુ! એકલા ધનલાભ તરફ દૃષ્ટિ રાખીને અસત્યવાદનો આશ્રય નહિ લેતાં હમેશાં સત્યવાદિત્વ ઉપર જ એકાગ્ર દૃષ્ટિ રાખીને તું તારૂં નામ એક સત્યવાદી વકીલ તરીકે ગણાવજે અને એ વકીલાતના પવિત્ર ધંધાને દીપાવજે."

સંન્યાસીએ એટલું કહીને વિરામ લીધો, એટલે સીતાકુમારીએ કહ્યું: "ખરૂં કહ્યું બાપાજી! પણ વકીલમાં એ એક જ ગુણ જોઇએ અને–"

"બેટા! એમ અધીરી ન થા. બીજા ગુણોની પણ એક વકીલમાં જરૂર હોય છે અને તે હું ક્રમે ક્રમે જણાવું છું."

## પ્રકરણ ૨૩ રું.

### વકીલોના ધર્મ–ન્યાયપ્રિયતા.

"ઇન્દુ! વકીલોના આ ધર્મ હું તને જણાવું છું તે સાંભળવામાં તને રસ પડે છે કે?"

"હા પિતાજી! અને તેથી તો આપનું કથન હું એક ચિત્તે શ્રવણ કરૂં છું." ઇન્દુએ ઉત્તર આપ્યો.

સંન્યાસીએ આગળ ચલાવ્યું:—

"વકીલોના ધર્મમાં અગત્યનો વિષય ન્યાયપ્રિયતાનો આવે છે. એક વકીલે જેવી રીતે સત્યપ્રિય રહેવું જોઇએ તેવી જ રીતે ન્યાયપ્રિય પણ થવું જોઇએ. પોતાના અસીલના પક્ષમાં તકરાર ચલાવતી વખતે તેણે અસીલને હરકોઈ રીતે લાભ કરી આપવાની બુદ્ધિથી વર્તવું જોઇએ નહિ પરન્તુ ન્યાયપ્રિય રહીને તેણે તકરાર ચલાવવી જોઇએ. હું આ દુનિયામાં વધતા જતા અન્યાયને દૂર કરવાને અને ન્યાયની વૃદ્ધિ કરવાને આ તકરાર કરૂં છું એવી ભાવના સાથે તેણે વકીલ તરીકેનું જીવન ગુજારવું જોઇએ. એક વકીલ પોતાના અસીલનો મુકર્દમો મોટા ઉત્સાહ સાથે હાથ ધરે છે અને અસીલને ખાત્રી આપે છે કે તે મુકર્દમામાં તે તેને જય અપાવશે; પરન્તુ વકીલને પોતાને તે જયને માટે જરા પણ વિશ્વાસ હોતો નથી; તેમ જ અસીલ પોતે પણ મનમાં તો ધારતો હોય છે, કે આ

લાગે તો મારૂં તીર છે અને નહિતો તુક્કો છે! જયનો વિશ્વાસ અસીલમાં કે વકીલમાં હોતો નથી, કારણકે પોતાની લડત ન્યાયપ્રિય હોતી નથી અને પછી તે લડતમાં વિજય કેવી રીતે મળી શકે? વકીલને પોતાને જો સંપૂર્ણ વિશ્વાસ હોય કે મારી લડત ન્યાયના પવિત્ર સિદ્ધાંતને અનુસરતી છે, તો સંભવિત છે કે તેને તેમાં જય મળે; પરન્તુ તેવું કાંઇ ન હોય, માત્ર હરકોઇ ઉપાયે ન્યાયી કે અન્યાયી, ખરો કે ખોટો મુકર્દમો ધનપ્રાપ્તિ તરફ જ દૃષ્ટિ રાખીને લેવામાં આવે તો તેમાં જય મળી શકતો નથી જ. એક ન્યાયપ્રિય વકીલનું એ કર્તવ્ય છે કે જે જે મુકર્દમા પોતાને ન્યાયયુક્ત માલુમ પડે તેને જ ગ્રહણ કરવા. તેવા મુકર્દમાને લગતી તેની લડતમાં સ્વાભાવિક રીતે જ અસાધારણ બળ ઉમેરાય છે. તેવા વકીલે લુચ્ચા, બનાવટી અને કૃત્રિમ મુકર્દમા હાથ ધરીને જગતમાં અસત્ય, અન્યાય કિંવા અત્યાચારનાં પાપી કાર્યોને મદદ કરવા બહાર પડવું જોઇએ નહિ અને સત્યના શીરસ્તા તરીકેના પોતાના અવતારને સાર્થક બનાવવો જોઇએ.

"ન્યાયપ્રિયતા પણ હમેશાં ધર્મરતિથી યુક્ત જોઇએ. ન્યાયના પક્ષને મદદ કરનાર એક વકીલમાં ધર્મરતિ હમેશાં જોઇએ જ. ઈશ્વરે રચેલી આ સૃષ્ટિમાં ન્યાય એક એવી તો પવિત્ર વસ્તુ છે કે તેને મદદ કરનાર પુરૂષ હમેશાં ઈશ્વરપર શ્રદ્ધાવાળો એટલે કે આસ્તિક હોવો જોઇએ. આવો પુરૂષ 'ધર્મરતિ' એટલે કે ધર્મમાં રતિ–પ્રેમ રાખનાર કહેવાય છે. ધર્મમાં રતિ રાખનાર જ ન્યાયના સત્ય માર્ગને અવલંબીને આ જગતમાં વર્તન કરી શકે છે. જે માણસ ઇશ્વરમાં શ્રદ્ધા રાખી શકતો જ નથી તે અધર્મ અને અન્યાયની ભીતિને ચિત્તમાં સ્થાન આપી શકતો પણ નથી અને તેવો પુરૂષ ન્યાય પક્ષને મદદ કરવાને બહાર પડે તથા જગતમાં વધતા જતા અન્યાય, અધર્મ અને પાપનું ઉચ્છેદન કરવાને તત્પર થાય તે સંભવિત નથી. આ કારણથી ન્યાયપ્રિય વૃત્તિ સંપાદન કરવાને ધર્મરતિની

સંપૂર્ણ આવશ્યકતા છે; એટલે કે વકીલ તરીકેનું જીવન સફળ કરવા ઇ-ચ્છનારે ન્યાયપ્રિયતાવાળા થવું જોઇએ અને ન્યાયપ્રિયતાનો ગુણ ધારણ કરવાને ધર્મરતિ પણ થવું જોઇએ. ઇન્દુ ! જેવી રીતે સત્ય ઉપર આ જગત્ અવલંબીને રહેલું છે, તેવી જ રીતે ન્યાય ઉપર પણ તેનું અવ-લંબન છે. ન્યાય એ સત્યનું જ બીજું સ્વરૂપ છે એમ કહીએ તો ચાલે. જગતના અવલંબનરૂપ એવા સત્ય અને ન્યાયનાં કારણોને મદદ કરવાને માટે બહાર પડવું એટલે કે વકીલ તરીકે ધંધો કરવો તે એક મહા પર-માર્થનું કાર્ય છે. તે કાર્યને સંપૂર્ણ સફળ કરવાને આવા આવા ગુણોમાં ચિત્ત લગાડવું અને તેથી યુક્ત થવું. ”

## પ્રકરણ ૨૪ મું.

### વકીલોના ધર્મ–દયા.

સંન્યાસીએ જણાવ્યું:—

“ હવે હું એક વધારે ગુણની આવશ્યકતા તરફ તારૂં લક્ષ દોરૂં છું અને તે ગુણ તે જગન્માન્ય ઉચ્ચ ‘ દયા ’ નો ગુણ છે. એમ સમજ-વાનું નથી કે હું તારી પાસે સઘળા સદ્‌ગુણોનું વર્ણન કરીને તને એક સામાન્ય રીતે નીતિમાન્ પુરૂષ થવાનું સૂચન કરૂં છું. એક સદ્‌ગુણી પુરૂષ નીવડવાને તો ઘણા ગુણોની આવશ્યકતા છે અને એવો સર્વગુણસંપન્ન અથવાતો નીતિમાન્ પુરૂષ જો વકીલ તરીકે ધંધો કરે, તો તે એક આદર્શ વકીલ એટલે કે દાખલો લેવાજોગ વકીલ થઇ પડ્યા વિના રહે નહિ. પરન્તુ આ તો હું તને એક વકીલ તરીકેના ધંધામાં સર્વાંગસફ-ળતા પ્રાપ્ત થાય તેટલા માટે જોઇતા ઉચ્ચ કોટીના, આવશ્યક અને મુખ્ય મુખ્ય ગુણોનું જ નિદર્શન કરૂં છું.

"દયાનો ગુણ એક દૈવી ગુણ છે, અને એ દૈવી ગુણ ન્યાયના દૈવી પક્ષને સાહાય્યભૂત થવો જોઇએ. દયાનો ગુણ દ્વિગુણી અસર નીપજાવનારો છે, એટલેકે દયાના આલંબનથી તેનો ઉપભોગ કરનાર તેમ જ ઉપયોગ કરનાર ઉભય પ્રાણીઓ પ્રમુદિત થાય છે. જેવી રીતે એક દાનેશ્વરી પુરૂષ ભૂખે મરતાં ગરીબ મનુષ્યોને અન્નદાન આપીને અને તેઓને અન્નથી તૃપ્ત થએલાં જોઇને મનમાં પુલકિત થાય છે, તેવી જ રીતે દયાળુ ગૃહસ્થ પોતે મનમાં પુલકિત થાય છે અને તે ઉપરાંત જેના તરફ તે દયા બતાવવામાં આવી હોય છે તેને પણ લાભ થાય છે. આવા ઉત્તમ ગુણનો યોગ જો ન્યાયી વૃત્તિની સાથે થવા પામે તો તેનાં એવાં સુંદર પરિણામો નીપજે છે કે સ્વાભાવિક રીતે જ તેથી ધંધામાં ઐહિક અને આમુષ્મિક સફળતા મળવાની ઝાંખી થયા વિના રહેતી નથી. મેં ઉત્તમ ધંધાનાં લક્ષણ વિષે સમજાવતાં અગાઉ કહ્યું છે કે જે ધંધામાં ઐહિક સાથે આમુષ્મિક લાભ પ્રાપ્ત કરવાની જોગવાઇ વધારે સરળતા સાથે મળી શકે તે ધંધો ઉત્તમ ગણાય. પરોપકાર કરવો તે પરલોકનું એક પ્રકારનું ભાતું છે અને પરોપકારરૂપી ઝરણું હમેશાં દયારૂપી ડુંગરીમાંથી જ જન્મ પામે છે. એક વકીલ જો ધારે તો જેટલો પરોપકાર કરી શકે તેટલો પરોપકાર એક લાખોપતિ પોતાના ધનવડે કરી શકે નહિ. જે પરોપકાર ધન કરી શકે છે તે કરતાં ઉચ્ચ પ્રકારનો અને સમુચ્ચયમાં ઘણો જ વધારે પરોપકાર બુદ્ધિ કરી શકે છે. આ જગતમાં અસ્તિત્વ ધરાવતાં એવાં સેંકડો મનુષ્યો દુઃખથી રીબાતાં હશે, અબળ હોઇને સબળના જુલમ નીચે કચડાતાં હશે અને ધન તથા બુદ્ધિને અભાવે તે જ સંકટમાં પોતાના અમૂલ્ય આયુષ્યને સમાપ્ત કરી પરલોકપ્રયાણ કરી જતાં હશે. આ સઘળાં નિર્બળ અને રંક મનુષ્યોને અન્યાયમાંથી ઉદ્ભુત થએલાં કાંઇ કાંઈ સંકટો પીડતાં હોય છે. તે સંકટોમાંથી તેઓને મુક્ત કરવા તે ધન

અને મનના બળવાળાઓનું કર્તવ્ય છે. ઇશ્વરે મનુષ્યને ધન અને બુદ્ધિ આપ્યાં છે તે નિર્બળ મનુષ્યોનું સંરક્ષણ કરવા માટે આપેલાં છેઃ **आर्तत्राणाय ते शस्त्रं न प्रहर्तुमनागसि ॥** એટલે કે દુઃખીઓને દુઃખમુકત કરવાને જેમ એક ક્ષત્રિયનું હથિયાર છે પણ નિર્દોષપર ઘા કરવા માટે નથી, તેમ જ ધન અને બુદ્ધિ રંકોને મદદ કરવા માટે છે, પણ તેના જ બળવડે તેઓને દુઃખી કરવા માટે નથી. ધન અને બુદ્ધિના મદવાળા ઘણાઓ અબળ મનુષ્યોને પીડે છે, પરન્તુ જે ધનવાનો અને બુદ્ધિમાનો સહૃદય હોય તેઓનું એ કર્તવ્ય છે કે તેમણે તેઓને મદદ કરીને અન્યાયોત્પાદિત દુઃખમાંથી મુક્ત કરવા. એક દેશભક્ત નર કે જેને બુદ્ધિવિભવ ઇશ્વર તરફથી પ્રાપ્ત થયો હોય છે તે પોતાના દેશનાં ગરીબ મનુષ્યોને દુઃખમુક્ત કરવાને પોતાના બુદ્ધિવિભવનો ઉપયોગ કરે છે; બીજા વકીલો પ્રત્યેક વ્યક્તિને પૃથક્ પૃથક્ સાહાય્ય કરી શકે છે, ત્યારે આ દેશભક્ત વકીલો પોતાના દેશને સમુચ્ચયે સાહાય્ય કરે છે. ઇન્દુ ! તને જે બુદ્ધિવિભવ મળ્યો છે અને વકીલાત કરવા જેવો પવિત્ર ધંધો પ્રાપ્ત થયો છે, તેનો સદુપયોગ તું રંક મનુષ્યો પ્રત્યે દયા બતાવીને કરજે. ન્યાયથી વિખૂટા પડેલા અને અન્યાયથી પીડાતા તેવા ગરીબોને પુનઃ ન્યાયથી યુક્ત કરવા જેવું પુણ્ય ઉપાર્જન કરવા માટે પરોપકાર કરવા જેટલો તું દયાળુ થજે. એ પ્રકારનો પરોપકાર કરવાની સગવડ તું ધરાવે છે. તે તત્ત્વને અનુસરીને જ વકીલાત કરવાનો ધંધો ઉચ્ચ મનાય છે. એક વેપારી જો પરોપકાર કરવા ઇચ્છતો હોય તો તેણે ધનનો કે માલનો ભોગ આપવો જોઇએ, એક કસાઇ જો પરોપકાર કરવા ઇચ્છતો હોય તો તેણે શિકારના જીવને છોડી દઇને પોતાના પેટને ભૂખ્યું રાખવું જોઇએ; પરન્તુ એક વકીલ તો પોતાના બુદ્ધિવિભવનો સદુપયોગ કરીને–ધનનો ભોગ પણ આપ્યા વિના રંક મનુષ્યો પ્રત્યે દયા બતાવી શકે છે; અન્યાયથી ઉપજતી

પીડામાંથી તેઓને મુક્ત કરવાને ન્યાયનો પક્ષ કરી ધર્મરતિ દાખવી ધર્મની લડાઇ લડવા તૈયાર થઇ શકે છે. રંકો પ્રત્યે આ પ્રકારની દયા વાપરવી, તે જ વકીલનો પરોપકાર લેખાય અને તે જ પરલોકનું ભાતું લેખાય."

## પ્રકરણ ૨૫ મું.

### વકીલોના ધર્મ–નિર્લોભ.

એક શંકા પ્રાદુર્ભૂત થતાં સીતાકુમારી બોલી ઉઠી: "પણ બાપાજી! સઘળા વકીલો કાંઇ એવા ગરીબોના કેસ મુફત કેવી રીતે લડી શકે? જો એમ મુફત લડવા જાય તો તેને પૈસા પેદા કરવાને કેસ લડવા માટે વખત જ મળી શકે નહિ!"

"બેટા! પરોપકાર હમેશાં શ્રદ્ધા પ્રમાણે થાય છે."

"પણ એક વકીલ એવો હોય કે તેને પૈસા પેદા કરવાની બહુ જ મમતા હોય, તો પછી તે થોડી શ્રદ્ધાવાળો પણ કેવી રીતે હોઇ શકે?" સીતાકુમારીએ એક બીજો પ્રશ્ન કર્યો.

સંન્યાસીએ મન્દ સ્મિત કરતાં કહ્યું: "હા, બેટા! અને તેટલા માટે વકીલમાં આવશ્યક ચોથો ગુણ નિર્લોભનો છે. લોભ અને પરોપકાર તથા દયાને કદી બનતું નથી. તે બન્ને ગુણો એક બીજાની વિરૂદ્ધ જાય છે. લોભ એક એવો તો મોટો દુર્ગુણ છે કે તે સઘળા સદ્‌ગુણોને પણ તિરોહિત કરી નાંખે છે. એક વકીલ સત્યપ્રિય હોય, ન્યાયપ્રિય હોય અને દયાળુ પણ હોય, પરન્તુ જો તે લોભના પાશથી બદ્ધ થએલો હોય, તો તેના તે સદ્‌ગુણો જડવત્ રહે છે અને લોભ પ્રધાનપણે તેના મન ઉપર રાજ્ય ચલાવે છે. ઉક્ત સદ્‌ગુણમય ભાવના પ્રબળપણે અસર નીપજાવી શકે તે પહેલાં તો લોભમાં જન્મ પામેલાં ચળકતાં મનઃકલ્પિત ચિત્રો

તેની ચક્ષુઓ સમીપ ખડાં થાય છે, તેને આંજી નાંખે છે અને તેને પરિણામે બીજા સારા ગુણો ફ્રાવી શકતા નથી. તેથી ઉલટું એ જ લોભ તેની પાસે બહુ ખોટાં કામો પણ કરાવે છે. જેવી રીતે એક કાળા રંગનું મિશ્રણ બીજા જૂદા જૂદા મનોહર રંગોને ખાઇ જાય છે અર્થાત્ પોતામાં સમાવી લે છે, તેવી રીતે એક લોભ બીજા ગુણોને પોતામાં સમાવી લઇ–તે ગુણોને અદૃશ્ય કરી પોતાની સત્તાને પ્રબળ બનાવે છે. ધનનો લોભ અનેક પાપો કરાવે છે. **बुभुक्षितः किं न करोति पापम् क्षीणा नरा निष्करुणा भवन्ति ॥** જેવી રીતે ભૂખ્યો માણુસ સર્વ પ્રકારનાં પાપ કરવાને પ્રેરાય છે અને નિષ્કરૂણ એટલે નિર્દય બની જાય છે, તેવી જ રીતે ધનનો ભૂખ્યો માણુસ પણ નિર્દય બનીને અનેક પ્રકારનાં પાપો આદરે છે. એક કસાઇની છરી અને એક વકીલની લોભી બુદ્ધિ એ બન્ને બરાબર છે, બલકે કસાઈની છરી કરતાં વકીલની લોભી વૃત્તિ વધારે ઘાતકી છે. કસાઇની છરી પશુઓની ગરદનપર પડે છે, ત્યારે વકીલની લોભી વૃત્તિરૂપ રૂધિરતૃષાતુર છરી મનુષ્યોની ગરદનપર પડી તેમના પ્રાણ હરી લેનારી થઇ પડે છે. આ બન્ને ધંધાદારીઓનાં પાપ જો ત્રાજવે અને કાટલે તોળી શકાતાં હોય, તો કસાઇ કરતાં એક લોભી અને નિર્દય વકીલનું પાપ વધી ગયા વિના રહે નહિ. કસાઈ પોતાના ધંધામાં સમાએલું પાપ બહુ ઓછે અંશે સમજે છે, પરન્તુ એક બુદ્ધિવિભવવાળો વકીલ તો પોતાના લોભજન્ય પાપને સારી રીતે સમજી શકે છે, છતાં તે તરફ લોભબુદ્ધિથી પ્રેરાય છે. આવો અનિષ્ટ લોભ જો એક વકીલના હૃદયમાં ન હોય, તો તેના હૃદયમાં બીજા સ્વાભાવિક ગુણો જન્મ પામવાનો સંભવ રહી શકે છે. એક વકીલ સત્યપ્રિય, ન્યાયપ્રિય અને દયાળુ ન હોય, પરન્તુ જો તે નિર્લોભી હોય, તો એ સંભવિત લાગે છે કે તેનામાં શનૈઃ શનૈઃ એ ગુણો દાખલ થવા પામે. પરન્તુ જેની બુદ્ધિ લોભથી

આવૃત્ત થઇ ગઇ છે તેનામાંથી તો તે ગુણો હોવા છતાં પણ જતા રહે છે."

"ખરૂં કહ્યું, બાપાજી! વકીલ નિર્લોભી હોય તો જ તેનો ધંધો સારો લેખાય." સીતાકુમારીએ સંન્યાસી બાવાનું સઘળું વ્યાખ્યાન શ્રવણ કરીને કહ્યું.

"ઇન્દુ! વકીલોના ધર્મ વિષેનું મારૂં વ્યાખ્યાન મેં અત્યારે સંપૂર્ણ કરી નાંખ્યું છે. તું આ ધંધામાં જોડાયો છું તેથી હું આ સઘળું કહી સંભળાવવાને પ્રેરાયો છું; તને તેમાંથી કાંઇ ગ્રહણ કરવાયોગ્ય લાગે છે?"

"હા, પિતાજી! આપનું વ્યાખ્યાન ખરેખર અમૂલ્ય છે. હું તે સાંભળીને મને કૃતાર્થ થયો સમજું છું. આપે સૂચવેલાં સૂત્રો હું મારી નોંધપોથીમાં લખી રાખીશ અને તે સૂત્રો મારા જીવનમાં વણી લેવાને હમેશાં આતુર રહીશ."

"ભવતુ ભવતુ! હવે હું તુષ્ટ થયો! બેટા સીતા! હવે જાઓ, સૂઇ રહો; રાત બહુ ગઇ છે." સંન્યાસી બાવાએ કહ્યું. સૌ ઉઠયાં અને પોતપોતાને બીછાને ગયાં.

---

## પ્રકરણ ૨૬ મું.

### કાળા કામનો પ્રારંભ.

ધર્મના સ્વરૂપ ઉપરથી તે ધર્મના અનુયાયીઓની નીતિનું માપ કાઢવું તે આજકાલના જમાનામાં મોટી ભૂલરૂપ લેખાય છે. હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોના ઉમદા તત્ત્વપરથી તે ધર્મના સઘળા અનુયાયીઓમાં તે ઉમદા તત્ત્વ સારી રીતે પોષણ પામેલું હશે તેવી એક સામાન્ય માન્યતામાં લોકો ભૂલ કરતા સિદ્ધ થાય છે. જૈનો જીવદયાને પાળનારા લેખાય છે, વૈષ્ણવો ભક્તિમાં એક્કા લેખાય છે અને મુસલમાનો

નિત્યકર્મમાં એક્કા લેખાય છે, પરન્તુ તેઓમાંના થોડા દાખલાઓ લેઇને તેઓનાં જો આંતર્ જીવન તપાસવામાં આવે તો તે ધર્મની વિરૂદ્ધ જતાં કર્મોમાં રત થએલા અનેક દષ્ટાંતો આંખો સામે આવીને ઊભાં રહેશે.

પુનમચંદ શેઠ એક જૈન ગૃહસ્થ હતા. તેઓ 'શ્રાવક' કહેવાતા હતા, પરન્તુ વસ્તુતઃ તેમનું હૃદય 'સાવજ' જેવું ઘાતકી હતું. પોતાની ન્યાત જાતમાં એક ચુસ્ત જૈન લેખાવાને પુનમચંદ શેઠ દેહેરે અપાસરે જવામાં વખત ગાળવામાં કસર કરતા નહિ, સામાયિક–પ્રતિક્રમણ જેવી ધાર્મિક ક્રિયા કરવામાં પછાત પડતા નહિ અને એક શ્રીમંત તથા ઉદાર જૈન તરીકે કીર્તિ મેળવવાને ધન ખર્ચવામાં પણ પોતાનો હાથ સંકોચતા નહિ, પરન્તુ ધન મેળવવાને માટે જુઠું બોલવું પડે, ચોરી કરવી પડે, કોઇનું અહિત કરવું પડે અથવા તો કોઇનું કાટલું કાઢવાની પણ જરૂર પડે તો તેવું કોઇ પણ કામ કરવામાં તેમનું દિલ જરા પણ સંકુચિત થતું નહિ! ઘણી વાર આપણા જોવામાં એવા માણસો આવે છે કે જેઓ બહારથી શુદ્ધ હૃદયવાળા હોવાનો એવો તો ગંભીર દેખાવ કરે છે કે તેને માટે કોઇને શંકા પણ આવતી નથી, પરન્તુ અંદરખાનેનું તેઓનું વર્તન એક રાક્ષસ કરતાં પણ ચડીઆતું હોય છે! તેવાઓમાંના એક પુનમચંદ શેઠ હતા. કેસરના ચાંદલા કરીને ભરબજારમાં વ્યાપાર ખેલતા શ્રાવક વેપારીઓને માટે કેટલાકો મશ્કરીમાં કહે છે કે "તેઓ તો કેસરીયાં કરીને રણસંગ્રામમાં ઘરાકોનાં માથાં વાઢવાને ઉતરી પડયા છે" તે કથન પુનમચંદ શેઠને માટે ખરૂં પડતું હતું.

કુંદન પોતાના મામા ધર્મચંદ શેઠને ત્યાંથી આવીને પોતાના કાકા પુનમચંદ શેઠને ત્યાં રહ્યાને આજ દશેક દિવસ થયા હતા. કુંદનને પોતાના કબ્જામાં લીધા પછી તેને પાછી ધર્મચંદને ત્યાં મોકલવાની પુનમચંદે તુરત જ ના કહેવરાવી હતી એટલે ધર્મચંદને પોતાની ભાણેજની

દુઃસ્થિતિને માટે આંસુ પાડીને બેસી રહ્યા વિના છૂટકો નહોતો. પુનમચંદના કપટી સ્વભાવને ધર્મચંદ સારી પેઠે પિછાણતો હતો એટલે તે કુંદનને પાછી મોકલશે કે નહિ તે માટે તેને શંકા હતી અને તે શંકા ખરી પડી. કોર્ટમાં ગોળ ગોળ વચન આપીને તેણે વચન પાળ્યું નહિ અને ધર્મચંદ નિરાશ થતો, આંસુ પાડતો, ઈન્દુવદનરાયને ઊંડા અંતરના શાપ દેતો તથા કુંદનની સ્થિતિને માટે ભાવી ઉપર આધાર રાખતો મૌન રહ્યો. તેના હાથમાં હવે કાંઇ પણ બાજી રહી નહોતી એટલે તેણે ઉંડા નિઃશ્વાસ સાથે પોતાના મરણ પામેલા બનેવી અને બ્હેનની જેમ કુંદનના જીવવાની આશા પણ મેલી દીધી હતી.

કુંદનને કાકાને ત્યાં આવીને રહેવું ગમતું નહોતું. મામાને ત્યાં જે સુખમાં તે રહી શકી હતી તે સુખમાં તે કાકાને ત્યાં રહી શકશે નહિ એમ તે માનતી હતી. કાકાના ઘરનો કડવો અનુભવ તેને મળેલો હતો. ધર્મચંદને ત્યાં રહ્યા પહેલાં જ્યારે તે પોતાના કાકાની સાથે રહેતી હતી ત્યારે તેણે જે દુઃખ અને અડચણ વેઠયાં હતાં, તે દુઃખ અને અડચણના અનુભવપરથી તે માનતી હતી કે પુનઃ તે નરકમાં આવીને પડી છે અને તેથી પુનમચંદને ત્યાં આવ્યા પછી તે આખો દિવસ રડી રડીને જ ગાળવા લાગી. પહેલાં કાકી તેને ધમકાવતી અને પ્રસંગ આવ્યે મારતી, પોતાના છોકરાને તે જેવી રીતે રાખતી હતી તેની સાથે સરખાવતાં કુંદનને ઘરમાં એક ચાકરડીની પેઠે રાખવામાં આવતી, ખાવાનું પણ તેને જુદા જ પ્રકારનું અપાતું, નોકર ચાકર પણ તેને ધમકાવતા અને આ સર્વ પ્રકારની મુસીબતોનો નવો યુગ કુંદનને મન શરૂ થનાર હતો તેથી તે રડતી હતી. એક આખો દિવસ તો તેણે એકસરખા ગભરાટમાં અને રડવામાં ગાળ્યો, પણ બીજા દિવસના પ્રભાતમાં તેણે જોયું કે પોતાના કાકાનું ઘર હવે પોતાને માટે પહેલાંના જેવું નરક રહ્યું નથી પણ એક

સ્વર્ગ બની ગયું છે! કુંદન કાંઇ નાની નહોતી. તેણે અગીઆર વર્ષ પૂરાં કર્યાં હતાં અને બારમા વર્ષમાં પ્રવેશ કર્યો હતો. જુવાનીના મળસ્કાનો ઉજાસ તેના વદનસરોજ ઉપર પડતો હતો અને તેથી તે પ્રફુલ્લિત થતી જતી હતી. કાકા, કાકી તથા નોકરોની માયાળુ દષ્ટિ તેણે બીજી સવારથી જ પોતા તરફ વળેલી જોઈ અને તેથી જોકે તે ચકિત થઇ પણ તેનાથી આનંદિત થયા વિના રહેવાયું નહિ. કાકા અને કાકી "મારી કુંદન, મારી કુંદન" કરતાં દોડી આવ્યાં અને હર્ષનાં આંસુ પાડતાં તેની પ્રત્યે વ્હાલ બતાવવા લાગ્યાં. નોકરો પણ 'કુંદન બા' કહીને ઘર ગજાવી મૂકવા લાગ્યા. કુંદનની સગવડ માટે શેઠે તે જ દિવસે એક નવી ચાકરડી રાખી અને તેને સખ્ત તાકીદ આપી કે તેણે કુંદનની સગવડ ઉપર ધ્યાન આપવા વિના બીજું કશું કરવું નહિ. કુંદનને અંગ્રેજી ભણવાની ઇચ્છા હતી તેથી એક માસ્તર શોધી કાઢવાની પણ શેઠે ગુમાસ્તાને સૂચના આપી. ખાવા પીવામાં પણ સૌની સાથે કુંદનને બેસાડવામાં આવતી અને પાણી માંગે ત્યાં દૂધ હાજર કરવામાં આવતું! બે ત્રણ દિવસ લાગલાગટ આવો જ પ્રકાર જોઇને કુંદને માન્યું કે "હવે પોતે જરા મોટી અને સમજણી થઇ હોવાથી કાકા–કાકી પોતાની સાથે માયાળુતાથી વર્તે છે અને પોતાની જૂની ચાલને માટે હવે તેઓ પસ્તાય છે." કપટી વાતાવરણની જરા પણ અસર વિનાની ભોળી–અજ્ઞ બિચારી કુમારિકા આમ માને તો તેમાં આશ્ચર્ય જેવું કશું જ નથી.

આઠ દશ દિવસમાં તો કુંદનને મન કાકાના ઘરમાં સ્નેહવત્સલ મામાના ઘરના જેવું જ સુખ ભાસવા લાગ્યું. કાકાનો અને કાકીનો પોતાપર અનુપમ પ્રેમ ઉતર્યો છે અને તેથી હવે પોતાને સુખ મળશે એવું તેણે માન્યું. એક વાર તો પુનમચંદે કહ્યું: "જો બેટા કુંદન! હવે તું સમજણી થઇ; કહે તને અહીં શું દુખ છે કે તું તારા મામાને ત્યાં જઇ રહી હતી?"

કુંદને શરમાઈ જતાં જવાબ આપ્યોઃ "ના, કાકા! મને અહીં કાંઇ દુઃખ નથી."

જે દિવસે શેઠે જાણ્યું કે હવે કુંદનનો પૂરતો વિશ્વાસ પોતામાં બેઠો છે, તે જ દિવસે તેમણે પોતાનું કાળું કામ કેવી રીતે પાર ઉતારવું તેનો વિચાર કરવા માંડયો. કુંદનના પિતાની સઘળી મિલકત પોતાને જ પચે એવું કોઇ પણ કપટી કાર્ય કરવાની શેઠની ઇચ્છા હતી અને તે ઇચ્છા પૂર્ણ કરવામાં જ આ સઘળી મહેનતની સફળતા હતી. રાત્રિ પડી. રાત્રે નવ વાગે શેઠ ફરીને ઘેર આવ્યા. કુંદનના કુશળ ખબર પૂછીને દસેક વાગતાં શેઠ બિછાને ગયા. કુંદન, છોકરાં, નોકર ચાકર સૌ સૂઇ ગયાં અને લગભગ મધ્યરાત્રિનો સમય થવા આવ્યો એટલે શેઠે શેઠાણીને જાગૃત કર્યાં: "કેમ, જાગે છે કે?"

શેઠાણીએ ઉંઘમાંથી ઉઠતાં કહ્યુંઃ "હા, જાગું છું."

"ઉઠ, અહીં આવ, મારે તને કાંઇક પૂછવું છે."

ઉંઘને ખંખેરી નાંખીને અને વસ્ત્રોને જરા ઠીકઠાક કરીને શેઠાણી શેઠની સામે મ્હોં કરીને બેઠાં. શેઠે ધીમેથી પૂછ્યુંઃ "બોલ, કુંદનને માટે હવે તારો શો વિચાર છે?"

"કેમ? કુંદનની બાબતમાં તમે મને શું પૂછો છો?"

"હું પૂછું છું કે કુંદનનો ઘાટ ઘડવાને કેવી રીતે કામ લેવાની તારી ઇચ્છા છે. એ તો નક્કી છે કે જો તે જીવતી હશે તો આપણને તેનું દ્રવ્ય મળનાર નથી. વીલ ઉડાવી દઇએ તોપણ તેનો મામો સામો થઇને આપણને ખુહાર કરશે." શેઠે શેઠાણીને કહ્યું.

"ત્યારે શું તમે કુંદનનું કાટલું કાઢી નાંખવાનો વિચાર કરો છો? અરર મા! આપણાથી એવું થાય? શ્રાવકના ઘરમાં એવું મહાપાપ?"

"ચૂપ રહે! આસ્તેથી બોલ; કોઈ સાંભળશે. શ્રાવક હોઇને શું થયું?

પૈસા વધુ હોય તો દાન પુણ્ય પણ થાય; માટે બોલ, તારો શો વિચાર છે? એકે સપાટે તેનું કાટલું કાઢી નાંખવું છે કે ધીમે ધીમે?"

"ના, ના, એવું તો નથી કરવું!" અબળ મનની અબળાનું હ્રદય તે પાપ કરતાં અટક્યું, પણ સાવજ તો પહેલાંના જેવો જ દૃઢ રહ્યો.

"એમ નથી કરવું ત્યારે શું કરવું છે? એટલું તો નક્કી માનજે કે હું કુંદનને જીવતી તો રહેવા દેનાર નથી જ. વહેલે કે મોડે હું તેને જીવતી ઉરાડી મેલનાર છું અને તેની મીલકત હું મારા કબ્જામાં લેનાર છું. તું એમ કરવાની ના કહે છે, પણ એ છોકરી જીવે તો આપણને કેટલા ગેરલાભ થાય તે તું સમજે છે?"

"શા ગેરલાભ થાય?"

"ઘણાએ. તેની કેટલીક મીલકત આપણે આપણા વેપારના ઉપયોગમાં લીધી છે અને કેટલીક તો આપણે વેચી પણ દીધી છે. પહેલાં મેં એમ ધાર્યું હતું કે વીલ ઉરાડી દઇશું એટલે પછી મીલકતનો કાંઇ પત્તો રહેશે નહિ; પણ સાળો ધર્મચંદ તો વીલનો મુદ્દો આગળ કરીને જ મારી પાછળ પડયો છે, તે જો વીલ ઉડાવી દઇએ તો આપણને ખુહાર કર્યા વિના રહે નહિ. હવે જ્યારે વીલ ઉડાવી દેવાય તેવું રહ્યું નથી, ત્યારે કુંદનને પાર કરી નાંખવી જ જોઇએ અને જો તેમ ન કરીએ તો વીલમાં જણાવ્યા મુજબ તેની સઘળી મીલકત આપણે તેના લગન વખતે પૂરી કરી આપવી જોઇએ. જે મીલકતનો આપણે આપણા વેપારમાં ઉપયોગ કર્યો હોય તેનું વ્યાજ પણ આપવું પડે. જો એક કુંદનને પાર કરી નાંખીએ તો પછી કુંદનના વારસ તરીકે વીલમાં જણાવેલી સઘળી મીલકત મને પોતાને જ મળે ખરી કે નહિ?"

"અરર! પણ એક બિચારી કુંવારી કન્યાને કાપી નાંખવી તે પાપ કેટલું બધું? આવું પાપ કરતાં તમારૂં મન કેમ કબુલ કરે છે?"

"પૈસા જોઇને! ઘેલી! અંધારી રાત્રે ઘરના એક ખૂણામાં થતું પાપ કોણ જુએ છે? પણ પાસે પૈસા હોય તો આપણો અતુલ વૈભવ આખી દુનિયા જોઇ શકે છે!"

"બળ્યો એ વૈભવ! બીજું ભલે ગમે તે કરો, પણ તેને મારી નાંખવાની વાત તો મને ગમતી નથી." શેઠાણીએ છેવટસુધી પોતાનો એક ને એક જ વિચાર પકડી રાખ્યો.

શેઠાણીની આ જકથી ક્રોધમાં ભવાં ચડાવીને શેઠ બોલ્યા: "તું તો દોઢડાહી જ બહુ છે! બોલ, તું જ બોલ; કુંદન મરે નહિ અને ધન આપણા હાથમાં જ રહે, એવી કાંઇ યુક્તિ તું પોતે જ બતાવ."

"હું ક્યાંથી બતાવું? કોઇ વકીલને પૂછો એટલે તે યુક્તિ બતાવશે. ધન આપણા હાથમાં રહે તે તો સારૂં, પણ તેટલા ખાતર કુંદનને મારી નંખાય નહિ. આપણાથી એવું પાપ ન થાય."

"તારી એવી મૂર્ખતા હું માનનાર નથી! હું તો જઉં છું અને કુંદનને ઉંઘમાં જ ઝેર આપી દઉં છું. દાક્તરે મને બે શીશીઓ આપી છે. એક શીશી તો એવી છે કે તે સુંઘાડીને તેમાંથી થોડી દવા તેના કાળજાપર ચોપડી કે તુરત જ પાર! બીજી દવા એવી છે કે રોજ થોડી થોડી દવા તેના ખાણામાં નાંખી દઇએ એટલે એક મહીને ક્ષીણ થઇને મરી જાય. હું તો ધારૂં છું કે એકે ઝપાટે કામ કાઢી નાંખવું તે જ ઠીક છે." એમ કહી શેઠ ઊભા થયા અને ખીંટીએ ભેરવેલા કોટના ગજવામાંથી બે શીશીઓ કાઢી.

"નાં, ના, ના, ના. જોજો એમ કરતા; એ કાંઈ સારૂં નહિ. તમે એમ ઝેર દેશો અને સવારમાં તે મરી જશે તો પોલિસને વહેમ નહિ આવે? તપાસ થશે અને કપટ પકડાશે તો કેદમાં જશો!"

"ઓહોહો! તું પુનમચંદને ઓળખતી નથી કે શું? મુંબઇની

આખી પોલીસ મારા હાથમાં છે! તું મને કાચો ન માનીશ! એમાં કાંઇ બ્હીવા જેવું નથી.” શેઠે હાથમાં શીશીઓ સાથે ઊભાં ઊભાં જ કહ્યું.

“મને આ ગમતું નથી! શ્રાવકના ઘરમાં આવું પાપ હોય?”

“ન હોય તો કહે, બીજો શો ઉપાય હવે રહ્યો છે? તારો મત એવો હોય તો લે આ ધીમું ઝેર, રોજ એના ભાણામાં છાનું છાનું નાંખતી રહેજે! એ કામ તારૂં છે!”

“મારાથી એ ન થાય!” શેઠાણીએ દુઃખી હૃદયે કહ્યું.

“ન થાય તો હું જઉં છું, કુંદન સુતી છે ત્યાં; એક ઝપાટે ફુંક ફરી જાય એટલે પંચાત પતે!” એમ કહેતાં ઘાતકી હૃદયનો પુનમચંદ શીશીઓ સાથે ઓરડાનાં દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો. શેઠાણી ગભરાટમાં અને અકળાટમાં તેને જતો જોઈ રહ્યાં!

---

## પ્રકરણ ૨૭ મું.

---

### શેઠાણીની યુક્તિ.

કુંદનનો ઘાત કરી નાંખવાને તૈયાર થએલા સ્વામીને તે કામમાંથી નિવૃત્ત કરવાનો બીજો કાંઈ ઉપાય રહ્યો નહિ એટલે શેઠાણીએ બીજી કોઇ રીતે શેઠની ધનની આશાને પરિપૂર્ણ કરવાની યુક્તિ શોધવા પ્રયત્ન કર્યો. સુવાના ઓરડામાંથી બહાર નીકળીને કુંદનના સુવાના ઓરડા તરફ ઝેરની શીશીઓ સાથે જતા પુનમચંદની પાછળ શેઠાણી એકદમ દોડયાં અને કુંદનના ઓરડા પાસે તે પહોંચે તે પહેલાં શેઠને પકડી લીધા! કોઇ ન સાંભળે તેવી રીતે આસ્તેથી શેઠાણીએ કહ્યુંઃ “પાછા ફરો! હું તમને એક બીજી યુક્તિ બતાવું.”

શેઠ ખમચ્યા. રખેને કોઇ જાગી જાય તેવી ચોરીથી કાંઇ પણ ન

બોલતાં શેઠ શેઠાણીની સાથે પોતાના સૂવાના ઓરડામાં પાછા ફર્યા અને બોલ્યા: "બોલ, શી યુક્તિ બતાવે છે? મને ખાત્રી છે કે તારી યુક્તિમાં કાંઇ જ માલ નહિ હોય, પણ તારું મન સાચવવાની ખાતર તારી યુક્તિ મને જાણવા દે."

"જુઓ," શેઠાણી બોલ્યાં: "કુંદનને મારી નાંખવાનું કારણ તો તેનું ધન મેળવવું એ જ છે કે નહિ? જો આ રીતે તમે ઝેર દેશો તો આખા મુંબઇમાં હોહો થશે અને પોલીસ ગમે તેટલી તમારા કબ્જામાં હોય, પણ તેની ખાત્રી શી? તે પણ ક્યાં લાંચખાઉ નથી? ખૂનનો ગુન્હો અને બે-પાંચ લાખ ખાઇ જાય, તોપણ છૂટકો કરે નહિ."

"તે ખરું; તો પછી આ ધીમું ઝેર તારી પાસે રાખ અને તેનો ઉપયોગ કર; પછી તો કાંઈ ભય જેવું નથી ને!"

"ત્યારે કુંદન મરે નહિ અને ધન આપણને મળે તેવું થાય તો શું ખોટું?"

"તો તેવી કાંઇ યુક્તિ બતાવ."

"મારો મત તો એવો છે કે કુંદનને બિલકુલ મારી નાંખવી નહિ, પણ તેને પૂરેપૂરા લાડકોડમાં રાખવી. આપણે તેના હિતની કાળજી અંતરથી રાખીશું એટલે આપણે શોધી આપીશું તેવા વર સાથે પરણવાને તે કાંઈ વાંધો લેશે નહિ. પછી પેલા કાનજી સાથે તેને પરણાવી દેવી. કાનજી આપણા હાથનું રમકડું છે. જેમ કહીશું તેમ તે કરી આપશે. પાંચ-પચીસ હજાર આપીને સઘળી મીલકત સોંપી દીધાની ફારગતી લખાવી લેજો એટલે પત્યું."

"તને કાનજીનું બહુ લાગતું જણાય છે! કાનજીને દુકાનમાંથી આખો પચીસ રૂપૈડી પગાર મળે છે. તેને પરણવાની કુંદન હા કહે ખરી?"

"તેને સમજાવવાનું હું માથે લઉં છું. કાનજી છે તો હુંશીયાર, ભણેલો ગણેલો ખરો અને કુંદનના પરિચયમાં આવશે તો તે તેને ગમશે

પણ ખરો. કાનજી અને કુંદનનું લગ્ન થાય તો પછી કાંઇ વાંધો છે ?"

"તો કાંઇ ફીકર નહિ. કાનજી તો જેમ કહીએ તેમ લખી આપે તેવો છે. પણ હમણાં તે હરામખોર જુગારી થઇ ગયો છે, એમ મેં સાંભળ્યું છે. 'રંડીપુત્તા શાહજાદા' એ કાંઇ ખોટું નથી ! બિચારી માને સૂકો રોટલો પણ ન મળે અને ભાઇ મુંબઇમાં લાલસાહેબ થઇને ફરે છે !"

"ભલેને ગમે તેવો હોય! તેવો હોય ત્યારે જ આપણી મરજી પ્રમાણે લખી આપે ને! કોઈ સમજુ છોકરો હોય તો તેમ માને ખરો ?"

"તો ભલે; કુંદનને ઝેર આપવાનો વિચાર હું બંધ રાખું છું. હવે કુંદન અને કાનજીનું જુગતે જોડું મેળવી આપવું તેનો સઘળો ભાર તારે માથે છે. એ ચાર મહીનામાં કુંદનને સમજાવી દે એટલે પછી આપણે તુરત જ તેનું લગ્ન કરી નાંખીએ."

"તેની તમારે કાંઇ ચિન્તા રાખવી નહિ." શેઠાણીએ શેઠને નિશ્ચિંત બનાવ્યા અને શેઠનો ઘાતકી વિચાર તે ક્ષણે તો બંધ રહ્યો.

પુનમચંદ શેઠ અને માનકોર શેઠાણીનાં હૃદયો કાંઇ જુદી જુદી ધાતુઓનાં બનેલાં નહોતાં. ધન મેળવવા માટે પાપ કરતાં પાછું નહિ જોવાનો જે સિદ્ધાંત પુનમચંદે પકડી રાખ્યો હતો, તે જ સિદ્ધાંત માનકોર શેઠાણીએ પણ પકડી રાખ્યો હતો. પરન્તુ માનકોર કાંઇક વિચારશીલ હતી, ત્યારે પુનમચંદ અવિચારી અને સાહસિક હતો. કુંદનને ધન મેળવવાને પુનમચંદની અવિચારી બુદ્ધિએ તેને ખૂન કરવાને તૈયાર કર્યો હતો, ત્યારે તે જ હેતુ સિદ્ધ કરવાને માનકોર શેઠાણીએ આ યુક્તિ શોધી કાઢી હતી. બન્નેનો વિચાર તો હરકોઈ ઉપાયે તે ધન પચાવી પાડવાનો હતો.

કાનજી પુનમચંદ શેઠની પેઢીમાં પચીસ રૂપિયાના પગારથી ગુમાસ્તો હતો. તે માનકોર શેઠાણીના પિયરના ગામનો રહેવાશી અને શેઠાણીનો કાંઇક દૂરનો સગો પણ થતો હતો. બે વરસ પહેલાં શેઠાણી પોતાને પિયર

કાઠિયાવાડમાં ગએલાં તે વખતે કાનજીની માએ શેઠાણી પાસે બે આંસુ પાડી પોતાના છોકરાને મુંબઇ લઇ જઇ કોઇ ઠેકાણે નોકરીએ રખાવવા વિનવ્યું હતું. માનકોર શેઠાણીએ પોતાના વૈભવનો ખ્યાલ રાખીને કાનજીની વિધવા માતાની એ વિનતિ સ્વીકારી હતી અને કાનજીને મુંબઇમાં લાવી પોતાની જ પેઢીમાં ગોઠવ્યો હતો. કાનજીએ પાંચ છ અંગ્રેજી ધોરણ સુધી અભ્યાસ કરેલો હતો, પણ ગરીબાઇને લીધે તે પાછળથી અભ્યાસ ચલાવી શક્યો નહોતો. બુદ્ધિનો તે તેજદાર હતો, પણ સ્વભાવનો બહુ છીછરો અને પોતાની પરિસ્થિતિને નહિ સમજતાં મનસ્વીપણે વર્તતો હતો. શેઠની પેઢીના કામકાજમાં તે ચપળ હતો અને બે માણસોનું કામ તે એકલો કરતો, એટલે તેના વિચિત્ર વર્તન છતાં શેઠે તેને સાચવી રાખ્યો હતો. કાનજી ઉપર માનકોર શેઠાણીએ નોકરી આપવા જેવો ઉપકાર કર્યો હતો તેમ જ કાનજીની મા સ્વભાવની ગરીબ અને શેઠાણીના હાથના રમકડા તુલ્ય હતી એટલે કાનજી વેરે જો કુંદનનું લગ્ન થાય, તો કુંદનના બાપની મીલકતની મનધારી વ્યવસ્થા કરવામાં કાંઇ અડચણ નડે નહિ એમ શેઠાણી માનતાં હતાં.

## પ્રકરણ ૨૮ મું.

### કુંદનની મનોભિલાષા.

કુંદનના ઘાતની જે પળ તેના મસ્તિકપર ફરતી હતી તે દૂર જઇને પડી. તેના સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે તે વખતે તો તે મોતમાંથી બચી ગઇ. પોતાને માથે જે કારસ્થાન રચવામાં આવતાં હતાં તેની તે બિચારીને ખબર નહોતી બલકે તે વિષે સ્વપ્ન પણ નહોતું. તે તો નિર્દોષ ભાવથી પોતાનાં કાકા–કાકીનો પોતાપર અતુલ પ્રેમ છે એમ સમજતી હતી. કુંદન

ઉપર અત્યારસુધી પુનમચંદ અને માનકોર જે હેત દર્શાવતાં હતાં તે ક-રતાં વધુ હેત દર્શાવવાની હવે તેમને જરૂર હતી, કારણકે કુંદનનું લગ્ન તેઓની ધારણા પ્રમાણે પાર ઉતરે તેવી સગવડ ઉતાવળે કરવાની જરૂર હતી.

દિવસ પછી દિવસ જવા લાગ્યા અને કુંદન ઉપર તેઓનો પ્રતિદિન વધતો જતો પ્રેમ દેખાવ આપવા લાગ્યો. એક દિવસ તો કુંદને કહ્યું: " કાકા! મારે થોડો અંગ્રેજી અભ્યાસ કરવો છે અને તમે માસ્તર રાખ-વાનું કહ્યું હતું ને ? "

" હા; અને હજી શું ગુમાસ્તો તારે માટે કોઇ માસ્તર નથી શોધી લાવ્યો ? " શેઠે આંખો ફાડીને આશ્ચર્ય દર્શાવતાં કહ્યું: " જો, એ કેવો ભુલકણો છે! કેવી નોકરી કરે છે? અલ્યા રામા! જા, તુ ગોપાળજીને ત્યાં અને તેને મારી પાસે બોલાવી લાવ! હું તેની બરાબર ખબર લઉં."

રામો ગયો અને થોડી વારમાં ગોપાળજીની સાથે પાછો ફર્યો. શેઠે ગોપાળજીની સામે નજર કરીને ગર્જના કરતાં કહ્યું: " ગોપાળજી! ગોપા-ળજી! આ તારી કેવી બેદરકારી ? આમ નોકરી કરવી હશે તો મારે ત્યાં નહિ ચાલે. શું મારા હુકમની તુ દરકાર પણ નથી રાખતો ? "

" પણ શું શેઠ સાહેબ ? મને કાંઇ સાંભરતું નથી " ગોપાળજી બોલ્યો.

" નથી સાંભરતું ? શેનું સાંભરે ? નોકરી કરવાની ધાનત હોય તો સાંભરે ને ? બહુ સારૂં. જા, આજથી તું મારી નોકરીમાં નથી. " શેઠે ગુસ્સો કરીને કહ્યું.

" પણ શેઠજી ! હું ગરીબનો કાંઇ વાંક તો બતાવો ! "

" ત્યારે આજસુધી આપણાં કુંદન બ્હેનના અંગ્રેજી અભ્યાસ માટે માસ્તર કેમ શોધી કાઢયો નથી ? તને તે કામ બતાવ્યાને આજ કેટલા દહાડા થઇ ગયા ? " શેઠે સંભારી આપ્યું.

" હા, સાહેબ ! પણ કોઇ માસ્તર જડતો નથી એટલે હું શું કરૂં ? જેને

કહું છું. તે પચીસ કે ત્રીસ રૂપિયા માંગે છે. પંદર રૂપિયામાં મળે ત્યાંસુધી ઠીક.”

“અરે દોઢડાહ્યા! તને કોણ પચીસ કે પચાસ કે સો ખર્ચવાની ના કહે છે? ભલે ગમે તે પગાર લે, પણ માસ્તર તુરત જ લાવ; તેટલા માટે કાંઇ કુંદન બ્હેનનો અભ્યાસ અટકે?”

“તો કાલે જ લાવ્યો સમજો. આટલા દિવસ તો મેં પગારના ફાયદા માટે કાઢ્યા હતા.” ગોપાળજીએ કહ્યું.

“વારૂ, વારૂ, જા હવે. જોજે ભુલતો.” એમ કહી શેઠે ગોપાળજીને રજા આપી. પોતાના કાકા પોતાને માટે ગમે તેટલું ખર્ચ કરવાને હમેશાં તૈયાર છે એમ કુંદનના મનમાં ઠસ્યા વિના રહ્યું નહિ.

* * *

અંગ્રેજી અભ્યાસ કરવાની કુંદનના મનની એક અભિલાષા તો બીજે જ દિવસે પરિપૂર્ણ થઇ. ચાલીસ રૂપિયાના પગારથી શેઠે એક ગ્રેજ્યુએટ શિક્ષકને રોજના બે કલાકને માટે રોકી લીધો અને કુંદન મન દઇને અભ્યાસ કરવા લાગી.

એક વખત રાત્રે જમ્યા પછી કુંદન પોતાના ઓરડામાં એક ખુરશીપર બેઠી બેઠી કાંઇક વિચાર કરતી હતી. ઓરડાની મધ્યમાં લટકતો દીવો તેના નિર્દોષ સુકોમળ વદન ઉપર પ્રકાશ નાંખી રહ્યો હતો. પોતાના કાકા અને કાકીની પ્રકૃતિ કેટલી બધી માયાળુ થઇ ગઇ છે અને પોતે પહેલાં કરતાં કેટલી વધારે સુખી છે તેની કલ્પના કરતી તે આનંદ પામતી હતી. એવામાં માનકોર શેઠાણીએ ઓરડામાં પગ મેલતાં જ પૂછ્યું: “કેમ બ્હેન! શું કરે છે?”

“આવો કાકી! અમસ્થી બેઠી છું. મનમાં મનમાં મારો આજના અભ્યાસનો પાઠ સંભારૂં છું.” કુંદને કહ્યું. માનકોર શેઠાણી આવીને પાસેના પલંગપર બેઠાં.

"હા બ્હેન! હવે જલ્દી જલ્દી ભણી લે! જો, તું હવે દહાડે દહાડે મોટી થતી જાય છે. કદાચ ક્યાંક ચોકઠું બેસી જાય તો આવતે વરસે જ લગ્ન કરી નાંખવાનો મારો અને તારા કાકાનો વિચાર છે."

કુંદન પોતાના લગ્નની વાત સાંભળીને કાંઇક શરમાઈ અને મ્હોં મલકાવતી નીચું જોવા લાગી. અજ્ઞાતયૌવના મુગ્ધાની અવસ્થામાંથી જ્ઞાતયૌવના મુગ્ધાવસ્થામાં કુંદન ધીમે ધીમે પ્રવેશ કરતી જતી હતી અને તેથી તેનામાં શરમાળપણાના ભાવો સ્ફુરતા જતા હતા. તે થોડી વાર રહીને આસ્તેથી બોલી: "પણ કાકી! જો તમે એમ બહુ ઉતાવળાં થશો, તો પછી હું વધુ ભણી શકીશ નહિ."

"કેમ ભણી શકીશ નહિ? જો બા, મારો વિચાર તને પરણાવવાનો છે પણ હું તને એવે ઠેકાણે પરણાવીશ કે જેથી તું મારી આંખોની સામે ને સામે જ રહે. હું તને કોઇ દૂર દેશાવર કે મુંબઇમાં પણ કોઇ આઘે ઠેકાણે રહેવા જવા દેનાર નથી."

"લગ્ન થયા પછી તે કાંઇ એવું મનનું ધાર્યું રહે? કદાચ દૂર પણ જવું પડે." કુંદન બોલી.

"ના; હું તને—નમાઇ છોકરીને મારી આંખોથી અળગી થવા દેનાર નથી! હા, બા! જેવો મારો બચુ છે તેવી જ મારે તું છે! મારો વિચાર તો એવો છે કે કોઇ ભણેલો ગણેલો અને હુંશિયાર એવો વર શોધી કાઢું કે તે આપણે ત્યાં ઘરજમાઇ તરીકે રહે, એટલે પછી તું મારાથી દૂર થાય નહિ અને તારા અભ્યાસમાં પણ કાંઈ અડચણ નડે નહિ. પણ હા બ્હેન! ઘરજમાઈ રહે તેવો તો કોઇ ગરીબ માણસ મળશે!"

કુંદન શરમાતી શરમાતી પરન્તુ ગંભીર ભાવથી બોલી: "ગરીબ કે તવંગરનું આપણે શું કામ છે? સારો સ્વભાવ હોય એટલે સંતોષ. પછી તો માબાપે શોધી આપેલો પતિ ગમે તેવો હોય તોપણ સ્ત્રીને મન દેવ છે!"

"વાહ રે મારી ડાહી દીકરી! શું તારા ડહાપણનાં વખાણ કરૂં?" કુંદનના શબ્દો સાંભળીને માનકોર શેઠાણીથી ઉત્સાહમાં આવી જવાયું અને કુંદનને પોતાની બાથમાં લેઇ છાતી સાથે ચાંપી. કુંદન પોતાના ડહાપણનાં વખાણ કાકીને મ્હોંએ સાંભળીને આનંદિત થઇ. માનકોર શેઠાણીએ આગળ પૂછવા માંડ્યું: "પણ હેં બ્હેન! એક વાર ખુલ્લા દિલથી કહી દે કે તારા માટે ગરીબ પતિ શોધીને તેને ઘરજમાઇ તરીકે રાખીએ તો તે તને ગમે કે નહિ? મારા મનમાં તો એમ કે તેથી તારો અભ્યાસ અટકે નહિ અને વળી તને આંખેથી અળગી કરતાં અમારો જીવ કહ્યું કરે નહિ તેટલા માટે ઘરમાં ને ઘરમાં તું રહે તો વધારે સારૂં."

"કાકી! ખરૂં કહું છું કે મને તો સઘળું પસંદ છે. વડીલો જેને મને સોંપે તે મને પસંદ જ છે અને તેની સેવામાં જ જીવન ગાળવું તે આ જન્મની કૃતકાર્યતા છે! કાકી! 'ભામિનીભૂષણ' તો તમે પણ વાંચ્યું જ છે તો!"

"હા બ્હેન! હું તારા ડહાપણથી સંતોષ પામી. હવે તારા કાકાને ઝારે કહેવું પડશે કે કોઇ વર શોધી કાઢવાની ઉતાવળ કરો! વારૂ, હવે સૂઇ જા, હું તો અમસ્થી અહીં આવી હતી." એમ કહી શેઠાણી ચાલ્યાં ગયાં. કુંદન લગ્ન પહેલાંની અને લગ્ન પછીની સ્થિતિની કલ્પનાઓ કરતી નિદ્રિત થઇ.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### રાગ અને ત્યાગની વચ્ચે.

'વકીલોના ધર્મ' વિષેના સંન્યાસીના વ્યાખ્યાનને ઇંદુવદનરાયે મોટા કંટાળા સાથે સાંભળ્યું હતું; જોકે તેણે પિતાના તે શબ્દોને માનપૂર્વક

શ્રવણ કર્યાં હતા અને તે શબ્દો પોતાને રૂચતા હોવાનું કહીને પિતાને સંતોષ આપ્યો હતો, તોપણ વસ્તુતઃ તે લુખ્ખું વ્યાખ્યાન સાંભળવામાં તેને બિલકુલ રસ પડતો નહોતો. બીજે દિવસે પુનઃ સંન્યાસીએ 'યોગ' અને 'પ્રાણાયામ' વિષે વ્યાખ્યાન માંડયું. આ વ્યાખ્યાન લાગલાગટ ત્રણ દિવસ સુધી ચાલ્યું અને તે સાંભળતાં તો ઈન્દુના કંટાળાનો પાર રહ્યો નહિ! તે વ્યાખ્યાન પૂરૂં થયું એટલે ઈન્દુએ પિતાને કહી દીધું કે "પિતાજી! રોજ રાત્રે મને ઘેર રોકાવું ઠીક પડતું નથી અને રાત્રે ફરવા જવાની ટેવ હોવાથી મારી તંદુરસ્તીમાં બગાડો થાય છે, તો હવેથી તમે એકલી સીતાને જ બોધક વાતો કહેતા રહો."

વૃદ્ધ પિતા પુત્રના આ કથનનો ભાવાર્થ સમજી શકે તેવો ચપળ હતો. પોતાનો ઉપદેશ તેને રૂચતો નથી અને તેથી હવે તેને કંટાળો આવવા લાગ્યો છે એમ તે તુરત જ સમજી ગયો અને તેથી તેણે પુત્રને વધારે કંટાળો નહિ આપવાનું જ વાજબી માન્યું અને માત્ર સીતા તથા રૂક્મિણીને જ રોજ રાત્રે નાની નાની બોધક વાતોથી તથા બીજા બોધથી જ્ઞાન આપવાનો પ્રયાસ શરૂ કર્યો. આ વાતોમાં સીતાને બહુ જ રસ પડવા લાગ્યો. દિવસે પણ જ્યારે સંન્યાસી બાવા નવરા હોય અને પોતાને બીજું કાંઇ કામ ન હોય ત્યારે તે તેમની પાસે આવીને બેસતી અને કાંઇ વાતો કરવાનું તથા પોતાને સમજાવવાનું કહેતી. જેવી રીતે સીતાને સંન્યાસી પિતામહના બોધક શબ્દોમાં રસ લાગ્યો તેવી રીતે પિતામહને પૌત્રીની જ્ઞાનજિજ્ઞાસા, તેના નિર્દોષ ભાવ અને મૃદુ હૃદયમાં રસ અને આનંદ પડવા લાગ્યો. દિવસો પછી દિવસો જવા લાગ્યા અને મ્હોંએથી કહેવાની વાતો ખૂટી ગઇ; એટલે પિતામહે પુત્રીને ભગવદ્ગીતાનો અભ્યાસ શરૂ કરાવ્યો. સીતા બુદ્ધિશાલિની અને ભણેલી હતી ખરી, પરન્તુ સંસ્કૃત અભ્યાસ તેણે કર્યો નહોતો, તેથી તે સાથે

સંસ્કૃતનું ઉપલક જ્ઞાન આપવાનું પણ તેમણે શરૂ કર્યું. એક બાજુએ સંસ્કૃત જ્ઞાન આગળ વધવા લાગ્યું અને બીજી બાજુએ ગીતાનો અભ્યાસ ચાલુ થયો. રોજ એક કે બે શ્લોકનું વિવરણ અને તેના ઉપર વિવેચન કરીને પિતામહ પૌત્રીના મૃદુ મસ્તિકમાં સમાય એટલો ઉપદેશસંભાર ભરતા અને સીતાને તુષ્ટ કરી પોતે પણ તુષ્ટ થતા.

જે જ્ઞાનાનંદ આ વૃદ્ધ સંન્યાસી અને બાળક સીતાને આહ્‌લાદક થઇ પડ્યો હતો, તે જ કેટલેક અંશે ઇન્દુવદનરાય અને તેના ગુમાસ્તા ગિરિજાશંકરને અપ્રિય થઇ પડ્યો હતો. એક બાજુએ ઇન્દુવદનરાય પોતાના અસીલોની સાથે વાતચીત કરતો, નવા નવા કાવા દાવા ઊભા કરતો અને સાહેદીઓને જૂઠી સાક્ષી આપવાનું શીખવતો હોય ત્યારે બીજી બાજુએ પાસેના જ ખંડમાં એક ભગવાં વસ્ત્રોવાળો સંન્યાસી ગીતાના શ્લોકનું વિવરણ સમજાવતો હોય, એ બધી પંચાત ધીમે ધીમે ઇન્દુવદનરાયને પણ અસહ્ય થઇ પડી. ગિરિજાશંકર તો તે સંન્યાસીપર બહુ જ ચ્હીડાતો હતો પરન્તુ પોતાના શેઠના બાપ રહ્યા એટલે કાંઇ બોલી શકતો નહિ; તોપણ જ્યારે તે વ્યાખ્યાન પોતાને કે બેરીસ્ટર સાહેબને બહુ ખલેલ પહોંચાડનાર થઈ પડતું, ત્યારે ગિરિજાશંકર પોતાની બેઠકપરથી ઉઠીને ત્યાં આવતો અને કહેતોઃ " બાપાજી ! જરા ધીમે બોલાય તો ઠીક, ઓફીસમાં બહુ અડચણ થાય છે ! "

જેમ જેમ ઇન્દુને પિતાનો પરિચય વધવા લાગ્યો તેમ તેમ પિતાપ્રતિની પૂજ્ય બુદ્ધિમાં ઘટાડો થવા લાગ્યો અને અનાદરબુદ્ધિનો પ્રવેશ થવા લાગ્યો. **अतिपरिचयादवज्ञा सततगमनादनादरो भवति** એ કથનનો પ્રત્યક્ષ અનુભવ વૃદ્ધ અને ત્યાગી પિતાને થવા લાગ્યો. જ્યારે પોતાને ત્યાં આવ્યાને પિતાને બહુ દિવસ થયા, ત્યારે ઇન્દુને એમ જ થવા લાગ્યું કે હવે પુનઃ તે કાશી તરફ પાછા પધારે તો સારૂં ! માત્ર થોડા દિવસને માટે મુંબઇમાં આવનાર અને પુત્રને ઘેર થોડા

જ દિવસ થોભવાનું કહેનાર પિતાને રહ્યાને બે ચાર માસ વીતી ગયા એટલે ઇન્દુને વધારે કંટાળો આવવા લાગ્યો. પુત્રનો આ કંટાળો સત્વર દૂર કરી નાંખવાને ત્યાંથી એકદમ જતા રહેવાની ઇચ્છા કોઇ કોઈ વાર સંન્યાસીને થઇ જતી હતી પરન્તુ તેનું ચિત્ત સીતાની અભ્યાસ આગળ વધારવાની જિજ્ઞાસાથી તેને બાંધી રાખતું હતું. સીતા જે ઉત્સાહભેર પોતાનો અભ્યાસ આગળ વધારતી હતી અને અભ્યાસ દર્મ્યાન જે ચંચળતા દર્શાવતી હતી તેથી વૃદ્ધ પિતામહના ચિત્તનું એટલું બધું આકર્પણ થયું હતું કે તેને તે નિર્દોષ આનંદ મૂકી દેવાનું અને સીતાને ઘડીભર દૂર રાખવાનું ગમ્યું નહિ. "જો સીતા બે ચાર સારાં ધર્મપુસ્તકનો અભ્યાસ મારા અહીંના રોકાણમાં કરી લે, તો ખરેખર તે ભવિષ્યમાં એક વિદુષી બાળા તરીકે પ્રકાશી નીકળે; અને અહા! મારા કુળને એવી એક બાળાની ઉજ્જ્વળ કીર્તિથી પ્રકાશિત થએલું જોઇને તે સમયે મને કેટલો આનંદ થાય?" આવી અભિલાષામાં બંધાઇ રહેલો સંન્યાસી પુત્ર તરફના અસ્પષ્ટ અનાદરને જાણ્યા છતાં છૂટી શકતો નહોતો. સંન્યાસીનો આ રાગ કાંઇ અપ્રશસ્ત રાગ નહોતો. તેની અભિલાષા ઉચિત અને મહતી હતી, તોપણ છેવટે તે રાગ જ હતો—ત્યાગને પ્રતિકૂળ હતો! રાગરૂપ બંધનમાં નહિ સપડાવાની કાળજી હમેશને માટે રાખનાર આ સમયે પોતાની પરિસ્થિતિને જોઇ શકતો નહોતો! પુત્રના ગૃહનો ત્યાગ કરી જવાની ઇચ્છા ઘણી ઘણી વાર તેના હૃદયમાં ઉભરાઇ આવતી હતી, તોપણ તે તેનો ત્યાગ કરી શકતો નહોતો અને તેનો ત્યાગ નહિ કરવા દેનાર બીજી કાંઇ પણ વસ્તુ નથી, પરન્તુ પૌત્રીપરનો રાગ છે—વત્સલતા છે એમ તે સમજી શકતો નહોતો અને તેથી અત્યારે તે વૃદ્ધ સંન્યાસી રાગ અને ત્યાગનાં દોરડાંઓથી બાંધેલા હીંચકાપર હીંચી રહ્યો હતો!

# પ્રકરણ ૩૦ મું.

## આગ ! આગ ! !

મધ્યરાત્રિ વ્યતીત થઇ ગઈ છે, છતાં કોલાહલવાળી મુંબઇ નગરી અત્યારે કેવળ શાંત નથી. રાજમાર્ગપરથી પસાર થતી ઘોડાગાડીઓના ઘોડાના દાબડાના અવાજ, રસ્તે થઇને ચાલ્યા જતા છાકટાઓનાં મુખમાંથી નીકળતાં બિભત્સ શૃંગારી ગાયનો, કોઇનો ખડખડાટ હસવાનો અવાજ અને કોઇ કોઇ વાર પસાર થતી મોટારનો ધખધખાટ રાત્રિની સ્વાભાવિક શાંતિમાં ખલેલ ઉપજાવી રહે છે. બેરીસ્ટર ઇન્દુવદનરાય પોતાના સૂવાના ઓરડામાં ઘસઘસાટ નિદ્રા લેઈ રહ્યો છે. ઓફીસના એક ખૂણામાંના ટેબલપર ટોમ–ટોમ પણ અર્ધજાગૃત અવસ્થામાં કોઇ કોઈ વાર સાંકળી અને પટ્ટાનો ખખડાટ કરતો સુતો છે. બીજા ખૂણામાં વૃદ્ધ સંન્યાસી બાવા પોતાના આશ્રમના નિયમ મુજબ નીચે એક દર્ભની સાદડી પ્રાથરીને તે પર સૂતા છે અને પૂર્ણ નિદ્રાને અનુભવે છે. મધરાત વીતાંસુધી નીચેના માળપર રહેલા કેટલાક દક્ષિણીઓ ઘોંઘાટ અને તોફાન તથા હાસ્યવિનોદ કરી રહ્યા હતા તેથી મોડી રાતસુધી સંન્યાસીને નિદ્રા આવી નહોતી, પણ અત્યારે એ ઘોંઘાટ શાંત થવાથી તુરત જ નિદ્રા આવી ગઇ છે. સર્વત્ર જડતા પ્રસરેલી છે.

ઓફીસ કલૉકમાં દોઢ વાગ્યાનો અર્ધા કલાકનો એક ડંકો વાગ્યો તે જ સાથે “ આગ આગ ” એવી હૃદય ફાટી જાય તેવી એક કારમી ચીસ સંભળાઇ અને તેની સાથે સંન્યાસીની આંખ ઉઘડી ગઇ. તે એકદમ બિછાનામાંથી બેઠો થયો અને ઓફીસનું દ્વાર ઉઘાડી બારીમાંથી ડોકીયું કર્યું, તો ધુમાડાનો ગોટ તેની નજરે પડ્યો. “ આગ ક્યાં છે ? ” એવી બૂમ તેનાથી પડાઇ ગઇ.

તત્ક્ષણ બીજાઓ જાગી ઉઠ્યા અને કોલાહલ વધી પડ્યો. "ભોંય-તળીયે સળગ્યું છે" એમ એકી સાથે કોઇ બે ચાર જણાઓ બોલી ઉઠ્યા અને સંન્યાસી ગભરાયો. હજી અગ્નિની જ્વાળા તેની નજરે પડી નહોતી. તે દાદર ઉઘાડીને સત્વર નીચે ઉતર્યો તો ઇન્દુની ઓરીસની બરાબર નીચેના ખંડો તેણે સળગતા જોયા. વૃદ્ધ શરીરમાં સ્વાભાવિક રીતે રહેલી અશક્તિ એ ક્ષણે અદૃશ્ય થઇ ગઇ અને અસાધારણ બળ તેના શરીરમાં આવ્યું હોય તેવી રીતે તે પાછો ઉપર ગયો અને "ઇન્દુ ! રામા ! જાગો, જાગો ! આગ લાગી છે" એમ બૂમો પાડવા લાગ્યો. રામો જાગ્યો ખરો, પણ ઇન્દુ, રૂક્મિણી કે સીતા એ ત્રણે ઓરડામાં સુતેલાં તેમાંથી કોઇ જાગ્યું નહિ.

નીચે આગ વધારે ફેલાઇ. વારનીશ કરેલાં બારી બારણાં કાગળની પેઠે સળગવા લાગ્યાં અને થોડી વારમાં તો આગનો વિસ્તાર વધતાં વાર લાગી નહિ. જેમ જેમ આગની જવાળાઓ વધુ ફેલાવા લાગી, તેમ તેમ ધોંધાટ વધવા લાગ્યો અને પાણી, પાણીની બૂમો પડવા લાગી. પોલીસનો માણસ આગના બંબા અને પાણીને માટે ટેલીફોન કરવા દોડ્યો અને પ્રતિક્ષણે કીકીયારી વધવા લાગી. "મેડાવાળાઓ જલ્દી નીચે ઉતરો, નીચે ઉતરો," એવી બૂમો પણ તે સાથે સંભળાવા લાગી અને સંન્યાસીના હૃદયને ત્રાસ ઉપજાવવા લાગી.

રામા અને સંન્યાસીએ ઇન્દુના સૂવાના ઓરડાનાં બારણાં બહુ જ ધબધબાવીને ઈન્દુને જગાડ્યો અને તે જ ક્ષણે સંન્યાસી ગભરાઇ ગએલે કંઠે બોલી ઉઠ્યોઃ "ઇન્દુ ! નીચે આગ લાગી છે. આપણો મેડો બળવા લાગ્યો છે માટે તુરત નીચે ઉતરો !"

"હેં ! ક્યાંથી ?" ઈન્દુ પણ ગભરાટમાં જ બોલી ઉઠ્યો.

"સાહેબ, એ પુછાયલા હવે વખત નથી. જલ્દી બહાર નીકલો." રામાએ કહ્યું.

રૂકિમણી પણ ઇન્દુની પછી તુરત જ જાગી ગઇ હતી. આગનું નામ સાંભળતાં જ તે દોડતી ઓરડાની બહાર નીકળી અને સૌ એકદમ માત્ર પ્રાણની જ પરવા રાખીને નીચે ઉતરી ગયાં. તેઓ ઉતર્યાં અને તુરત જ દાદર બળવા લાગ્યો તથા એ રીતે ચડવા ઉતરવાનો માર્ગ બંધ થઇ ગયો. તે જ ક્ષણે આગનો બંબો આવી પહોંચ્યો. આગ ઓલવનારા માણસો પણ આવી પહોંચ્યા. માળપર માણસો રહ્યાં હોવાથી તેઓને ઉતારવા માટે નીસરણીઓ પણ આવી પહોંચી. એટલામાં રૂકિમણી ગભરાટ સાથે ચીસ પાડી ઉઠી: "હાય, હાય, મારી સીતા હજી ઉપર રહી ગઇ!"

"હેં!" ઇન્દુ અને સંન્યાસીને પણ સીતા સાંભરી અને તેઓ ગભરાટમાં પડ્યા. મકાનનો જે ભાગ બળતો નહોતો તે પરનાં માણસોને નીચે ઉતારવાને નીસરણીઓ કામે લગાડવામાં આવી હતી પણ બળતા ભાગપર નીસરણી લગાડી શકાય તેમ નહોતું.

"હવે શું કરવું?" તેમ બોલતો ઇન્દુ નીસરણીવાળા તરફ દોડ્યો અને તેને ઉપર એક છોકરી રહી ગયાનું કહ્યું.

"હવે કાંઈ થાય નહિ. જુઓને આખો માળ સળગી ઉઠ્યો છે, ત્યાં ઉપર કેવી રીતે જઈ શકાય?" પેલો બોલ્યો.

"અરે ભલા માણસ! તું કહીશ તે તને ઇનામ આપીશ, પણ આટલું કામ કર્યા વિના ચાલે તેમ નથી." ઇન્દુએ નીસરણીવાળાને લાંચ આપવા માંગી. લાંચ ખાનારને સૌથી પહેલાં લાંચ આપવાનો જ ઉપાય જડી આવે તે સ્વાભાવિક છે!

નીસરણીવાળાના મ્હોંમાં ઇનામનું નામ સાંભળીને પાણી છૂટ્યું. તેણે તે તરફ નજર કરી, પણ ઉપર જઇ શકાય તેમ લાગ્યું નહિ. ઇન્દુ નિરાશ થયો અને ગભરાતો પાછો ફર્યો. એટલામાં તો પાણીનો મારો પણ

શરૂ થઈ ગયો. ઈન્દુએ સીતાને જીવતી મેળવવાની આશા છોડી દીધી. રૂક્મિણી બૂમો પાડતી રહવા લાગી.

સીતાકુમારી આગમાં બળી જશે એવી કલ્પનાથી ગાંડો થઇ ગએલો સંન્યાસી એકદમ દાદર તરફ દોડ્યો અને જોતજોતાંમાં બળતામાં થઇને ઉપર ચડી ગયો. " પેલો બાવો મૂઓ, બળ્યો, " એમ લોકો ચીસ પાડી ઉઠ્યા.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### પૌત્રીને માટે પિતામહનો આત્મભોગ.

પૌત્રીપરના અનન્ય રાગથી પ્રેરાઇને ત્યાગી સંન્યાસીએ પોતાના વૃદ્ધ અને શિથિલ અવયવોનો વિચાર કર્યા વિના આગમાં ઝીપલાવ્યું હતું. સ્હેજસાજ દાઝીને પણ તે સત્વર ઉપર ચડી ગયો. સીતા જ્યાં સૂતી હતી તે તરફ દોડી જતાં પહેલાં સંન્યાસીએ બિચારા ટોમ–ટોમની દુર્દશા જોઇ. ટોમ–ટોમને તેના ટેબલ સાથે સાંકળથી બાંધેલો હતો અને આસપાસની આગથી બળી જળી રહેલો તે બિચારો કૂતરો બરાડા મારતો છૂટો થવાને પ્રયત્ન કરી રહ્યો હતો પરન્તુ તેનો તે પ્રયત્ન નિષ્ફળ જતો હતો. સીતાકુમારીને બચાવવા માટે જ સંન્યાસીએ બળતા ઘરમાં પ્રવેશ કરવાનું જોખમ માથે લીધું હતું અને તેથી તેણે સૌથી પહેલું કામ સીતાકુમારીને બચાવવાનું જ કરવું જોઇતું હતું. પરન્તુ તે તરફડીયાં મારતા અવાક્ પ્રાણીની દુર્દશા જોતાં જ તેને દયા સ્ફુરી આવી અને તેથી તેણે તેની સાંકળ છોડી નાંખવા માટે પાંચ સેંકડ રોકાવાનું ઉચિત માન્યું. સંન્યાસીએ સાંકળ છોડી નાંખી એટલે ટોમ–ટોમ છલંગો મારતો બારી ભણી નાઠો અને એટલે ઉંચેથી રસ્તાપર લોકોના ટોળા વચ્ચે જઇને

પડ્યો. તેને પડતો જોતાં જ એકઠા થએલા લોકો દૂર ખસી ગયા અને ટોમ–ટોમ સખ્ત રીતે પછડાયો. પછાડ વાગતાંની સાથે જ તેની ચીસ નીકળી ગઇ અને એ અવાક્ પ્રાણીનો જીવ ચાલ્યો ગયો.

સંન્યાસીએ ટોમ–ટોમને છૂટો કર્યા પછી આગળ જઇને જોયું તો સીતા પોતાના નાના પલંગની નીચે બેભાન બનીને પડેલી ! સારા ભાગ્યે આસપાસનાં બારી બારણાં સળગ્યાં હોવા છતાં પલંગપરની તળાઇ કે આસપાસની બીજી વસ્તુઓસુધી આગ પહોંચી નહોતી. સખ્ત તાપ અને અકળાટથી સીતાકુમારી ઉંઘમાંથી એકાએક જાગી ગઇ હતી અને આસપાસ આગ લાગેલી જોતાં તથા પોતાની પાસેનાં માતાપિતાનાં બિછાનાં ખાલી જોતાં એકદમ ચીસો પાડવા લાગી હતી, પરન્તુ તે ચીસોને કોઇ સાંભળે તે પહેલાં તો ધુમાડાના ગોટથી અકળાઇને તે બેભાન બની જઇને પછડાઇ પડી હતી ! સંન્યાસીએ તેને સાવધાન કરવાનો કાંઇ જ પ્રયત્ન કર્યો નહિ, પરન્તુ એવી જ અવસ્થામાં નીચે પહોંચતી કરવાનું ઉચિત માન્યું. દાદરનો માર્ગ આગથી રોકાઇ જવાથી સીતાકુમારીને ઉંચકીને તે માર્ગે નીચે પહોંચવું સલામતીભર્યું નહોતું. તેણે બારી પાસે ઊભા રહીને નીચેના માણસોને ઉદ્દેશીને બૂમો મારવા માંડીઃ “ નીચે ચાદરો પકડીને ઊભા રહો, હું સીતાને ફેંકું છું. ” ચાર પાંચ વાર તેણે જોરથી એ પ્રમાણે બૂમો મારી ત્યારે નીચેના લોકોનું ધ્યાન ખેંચાયું અને તેઓ સંન્યાસીના કથનને સમજ્યા. ટોમ–ટોમ પડીને મરી ગયો હતો, તેથી પણ ચાદરો પકડી રાખવાની અગત્ય તરફ આગ ઓલવનારાઓનું ધ્યાન ખેંચાયું હતું. એકદમ નીચેના માણસો ચાદર પકડીને ઊભા રહ્યા અને સંન્યાસીએ સીતાના અસાવધ શરીરને બારીએથી ફેંક્યું જે બરાબર ચાદરમાં પડ્યું.

પૌત્રીની પાછળ રાગબદ્ધ ત્યાગી પિતામહનો ભોગ લેવાનો જ વિ-

ધાતાએ નિશ્ચય કરી રાખ્યો હોય તેમ આગ આગળ વધવા લાગી અને ઘરમાંના ફરનીચરને પણ તેણે પોતાના ઝપાટામાં લીધું. સીતાને ચાદરમાં ફેંક્યા પછી પોતે જો ચાદરમાં પડે તો સીતા કચડાઇ જાય એમ માનીને સંન્યાસી દાદર માર્ગે નીચે ઉતરવા દોડ્યો. તે ઉપર આવ્યો ત્યારે દાદરને તુરતની આગ લાગી હતી તેથી બળતાં દાઝતાંએ તેનાં પગથીયાંપર થઇને ઉપર ચડી શકાય તેમ હતું, પરન્તુ અત્યારે તો દાદરનાં પાટીયાં ઝળાઝળ બળી રહ્યાં હતાં અને તેથી તે પર પગ મેલવો તે જીવને પૂરતા જોખમમાં નાંખવા જેવું જ હતું. સંન્યાસી દાદર પાસે આવતાં જ થોભ્યો. આગમાં થઇને નીચે ઉતરવું કે ન ઉતરવું તે સંબંધે વિચારવા માંડ્યું, પણ થોડી વારમાં તો પાછળ જવાનો પણ માર્ગ રહ્યો નહિ અને આગનો તાપ અસહ્ય થઇ પડ્યો. "આગમાં થઇને જેમ આવ્યો તેમ આગમાં થઇને જઇ કેમ ન શકું ?" એવા એક સામાન્ય વિચારથી પ્રેરાઇને તેણે એકદમ આગથી બળતાં પગથીયાંપર પગ મેલ્યો. બે ત્રણ પગથીયાં તો તે વટાવી ગયો પરન્તુ ત્યારપછીનાં પગથીયાંપર પગ મેલતાં જ તેનાં વસ્ત્રો સળગ્યાં અને લગભગ બળી રહેલો દાદર કડકડ કરતો તૂટી પડ્યો! "પેલો બાવો પડ્યો" એમ બોલતા લોકો દાદર તરફ ધાયા. દાદરનાં કેટલાંક સળગતાં પાટીયાં પડી ગયેલા સંન્યાસી ઉપર પડ્યાં હતાં. લોકોએ ઉતાવળે ઉતાવળે તે દૂર કરીને બેભાન બની ગએલા સંન્યાસીને બહાર કાઢ્યો. તેનાં સળગતાં વસ્ત્રોને બુઝની નાંખ્યાં અને ત્યાંથી બારોબાર તેને ઇસ્પીતાલમાં પહોંચતો કરવામાં આવ્યો.

સીતાકુમારીને માળપરથી ફેંદી દેવામાં આવી પણ તેથી તેના શરીરને કાંઇ જ ઇજા થઇ નહોતી. ધુમાડાને લીધે ગુંગળાઇ જવાથી અને સર્વત્ર ફરી વળેલી આગના ત્રાસથી તે ભયભીત થઇ જવાને લીધે બેભાન બની ગઇ હતી. ચાદરમાં પડતાં જ ઇન્દુ તેને લઇને પાસેના માળામાં

ગયો હતો અને ત્યાં તેને સાવધાન કરવાનો કેટલાક વખત સુધી પ્રયત્ન કરવામાં આવ્યાથી તે ભાનમાં આવી હતી. એટલામાં ઇન્દુને ખબર મળી કે પોતાના પિતા સખ્ત રીતે દાઝી જવાથી તેમને ઇસ્પીતાલમાં લેઇ જવામાં આવ્યા છે. સીતાને તેની માતાની દેખરેખ નીચે રાખીને ઇન્દુ ઇસ્પીતાલ તરફ દોડચો.

ઇસ્પીતાલમાં સંન્યાસીના શરીરપરનાં સઘળાં અર્ધાં બળેલાં વસ્ત્રો ઉતારી નાંખવામાં આવ્યાં હતાં. શરીરના કેટલાક ભાગોપર સખ્ત ડામ પડયા હતા. એક હાથપરથી તો ચામડી જ ઉતરી ગઈ હતી. પીઠમાં ડામને લીધે ફોલ્લા ઉપડી આવ્યા હતા અને તેમાંથી પરૂ વહ્યું જતું હતું. શરીરે અતુલ પીડા થવાથી બેભાન અવસ્થામાં પણ શરીર તરફડીયાં મારી રહ્યું હતું. પિતાના શરીરની આ અવસ્થા સીતાને બચાવવા જતાં થએલી જોઇને ઇન્દુને બહુ લાગી આવ્યું અને પોતે પિતાની અનેક વાર અવગણુના કરી હોવા છતાં પિતાના હૃદયમાં જે વાત્સલ્ય હતું તેને માટે ઇન્દુના મનમાં માન ઉત્પન્ન થયું. આંખમાં જળ ભરાઇ આવ્યું અને "પિતાજી પિતાજી" સંબોધનવડે પિતાને જાગૃત કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

ડાક્તરે કહ્યું: "મીસ્તર! તમારા પિતાજી નહિ જાગે, કારણકે તે હમણાંસુધી ભાનમાં હતા, પણ થોડા વખત પહેલાં મેં તેમને ક્લોરોફોર્મ આપ્યું છે કે જેથી આ પીડા તેમને બહુ ન લાગે."

"વારૂ સાહેબ! પણ તેમને થએલી આ ઇજા સારી થઈ શકશે?" ઇન્દુએ ડાકટરને એક સાધારણ પ્રશ્ન કર્યો.

"તે સંબંધે હું કાંઈ કહી શકું નહિ. અત્યારે હજી હું પહેલી વારનો પાટો બાંધું છું. આજે સાંજે બીજી વખત પાટો બાંધું તે વખતે હું તમને કાંઇક નિશ્ચયપૂર્વક જણાવી શકું." ડાક્તરે કહ્યું અને તેણે બે નર્સો તથા એક મદદનીશ ડાક્તરની સાથે રહીને સંન્યાસીને પાટાપીંડી કરવાની શરૂઆત કરી.

એકાદ કલાકમાં તે કામ પૂરૂં થયું અને થોડી વાર પછી પ્રભાત થયું. પ્રભાતની ઠંડ જેમ જેમ ખીલવા લાગી તેમ તેમ સંન્યાસીને વધારે દુઃખ આપવા લાગી અને સૂર્યોદય થતાં તો સંન્યાસી ક્લોરોફોર્મની અસરથી મુક્ત થઇને ભાનમાં આવ્યો. પાસે ઇન્દુને બેઠેલો જોઈને તેણે સહસા પ્રશ્ન કર્યો: "ઇન્દુ! **સીતા** ક્યાં છે? તેને કેમ છે?"

"પિતાજી! **સીતા**ની તમે કાંઇ પણ ચિન્તા કરશો નહિ, તેને હવે સારૂં છે. તેને કાંઇ જ ઇજા થઇ નથી. માત્ર તે ગભરાટથી બેભાન થઇ ગઇ હતી અને હવે તે ભાનમાં આવી ગઇ છે. પણ તમને હવે કેમ છે, પિતાજી?"

"બાપુ! હું મરી જઉં તેની મને ચિન્તા નથી અને દુઃખ માત્ર થોડું જ છે કે હું મારા પશ્ચાત્ જીવનમાં રાગબદ્ધ થવા પામ્યો અને સંન્યાસાશ્રમથી કિંચિત્ અંશે ચ્યુત થવા પામ્યો! ઇંદુ! **સીતા**માં મને અત્યંત રાગ ઉત્પન્ન થયો, તે આશા આપનારી બાળકીમાં જો જ્ઞાનસંભાર ભરવામાં આવે તો બહુ સારૂં એવી મને ઇચ્છા થઇ અને સંસારનો રાગ મને અડે નહિ એવી સાવચેતી સાથે હું તારા ઘરમાં આવ્યો હતો છતાં હું બેભાન બની ગયો—રાગબંધનમાં બંધાયો અને એ રાગને લીધે જ મારી આ અવસ્થા થઇ—એ રાગ જ મારા મરણનો કારણભુત થશે! અહા! રાગ—સંસારનો રાગ તે ખરેખર એક પ્રકારનો મદિરા છે! તે મદિરાથી હું મુક્ત રહું તેટલા માટે કેટલી બધી સાવધાનતાથી હું વર્તતો હતો છતાં છેવટે મારી સાવધાનતા ઉડી ગઇ, સંસારનાં કુટુંબી જનોમાં મને રાગ ઉત્પન્ન થયો અને તે રાગે મને આગમાં દોડાવીને મારી આ સ્થિતિ કરી! સંન્યાસીને યુક્ત સમાધિમરણને બદલે આ પીડામાં મારૂં અસમાધિયુક્ત મરણ થશે, તેની મને બહુ ચિન્તા છે. તે જ મારા દુઃખનું કારણ છે; ઇન્દુ! મારૂં તપ, મારૂં તેજ, મારી યોગસંપત્તિ એ સઘળું

મારામાંથી હરાઈ ગયું હોય તેમ જ મને જણાય છે. ઓ પ્રભુ! આ મારી મોટી ચૂકને ક્ષંતવ્ય ગણીને આ દાસ ઉપર દયા કરજે!"

"પિતાજી! એ દુઃખને હવે તમે વિસરી જાઓ અને ઇશ્વરના નામનો જપ કરી આ પીડામાંથી મુક્ત થવા માટે પ્રભુપ્રાર્થના કરો!"

"નહિ, હું આ વ્યાધિને અંતે જીવતો રહેવા ઇચ્છતો નથી. હવે મારો અંતકાળ બહુ દૂર નથી. મારા ચિત્તની વ્યાકુળતા પ્રતિક્ષણે વધતી જાય છે અને આ જીંદગીનો દીવો થોડા સમયમાં બુઝાઇ જશે એમ મને લાગે છે. પણ જતાં જતાંએ તને છેવટના બે શબ્દો કહેવાની જરૂર જોઉં છું."

"ભલે ખુશીથી કહો. વત્સલ પિતાના છેવટના શબ્દોને આ પુત્ર શિરસાવંદ્ય લેખવાની પોતાની ફરજને ભૂલી જશે નહિ."

"પણ રૂક્મિણી અહીં નથી. તેને બોલાવવા માટે માણસ મોકલ."

"મોકલું છું." કહી ઇન્દુએ રામાને મોકલ્યો અને કહ્યું: "તું સીતા પાસે રહેજે અને તેને અહીં મોકલજે."

સંન્યાસી આંખો મીંચીને બિછાનામાં સ્વસ્થ રહ્યો. ઓષ્ઠ નહિ સ્ફુરતા હોવા છતાં તેના મુખમાં પ્રભુના નામનો જપ થયાં કરતો હતો. શારીરિક પીડાને લીધે ચિત્તવૃત્તિ શાંત રહી શકતી નહોતી તથાપિ તે શાંત રાખવાને તેનું મનસ્ પ્રયત્ન કરતું હતું અને ઇન્દુ તથા એક નર્સ તેની આ સ્થિતિ જોઇ રહ્યાં હતાં. થોડી વારે નર્સ બોલી: "સાહેબ! મને લાગે છે કે આ બાવાજી હવે બહુ વખત નહિ કાઢે" એમ બોલતી તે ચાલી ગઈ. ઈન્દુની આંખોમાં જળ ભરાઇ આવ્યું. કઠણ હૃદયવાળાઓને પણ જેવી રીતે સ્મશાનભૂમિમાં જતાં વૈરાગ્ય ઉત્પન્ન થઇ જાય છે, તેવી જ રીતે અંતકાળનો સમય એવો છે કે તેથી હરકોઇ માણસનું હૃદય આર્દ્ર થયા વિના રહેતું નથી.

થોડી વારે રૂક્મિણી આવી પહોંચી. સંન્યાસીના ખાટલા પાસે જઇને તે બોલી: "પિતાજી! હવે તમને કેમ છે?"

સંન્યાસીએ આસ્તે રહીને નેત્રો ઉઘાડયાં. ઓષ્ઠ સ્ફુર્યા. મુખમાંથી પહેલાં તો કાંઈ ઉચ્ચાર નીકળી શક્યો નહિ. થોડી વાર રહીને સંન્યાસીએ મંદ પડી જતા અવાજે કહ્યું: "ઇન્દુ! રૂક્મિણી! હવે હું જઉં છું. મારાં ગાત્રો શિથિલ થતાં જાય છે. હવે હું આ જગતમાં વધારે મિનિટો ગાળી શકું તેમ નથી. તમે બન્નેને મારી સૂચના છે કે સ્વધર્મને વળગી રહીને સંસાર ચલાવજો. ઇન્દુ! વકીલાતનો પવિત્ર ધંધો કરતાં તે વિષેના પવિત્ર ધર્મ મેં તને વ્યાખ્યાનમાં કહ્યા છે તે ભૂલી જઇશ નહિ."

ઇન્દુએ મસ્તક હલાવીને પિતાના શબ્દોને માન આપ્યું.

"અને એક વધુ બાબત અને છેલ્લી બાબત મારે તમને કહેવાની છે! ઓ પ્રભુ!! હું કેટલો દુષ્ટ છું! મરણને કાંઠે છું, છતાં રાગમાંથી મુક્ત થઇ શકતો નથી! અરર! મારાં ગાત્રો તૂટે છે; હું જઉં છું—મરૂં છું, ઇન્દુ—રૂક્મિણી!" વૃદ્ધ સંન્યાસીનું દુઃખ જોઇને રૂક્મિણી તો અશ્રુ સારવા લાગી. ઇન્દુ બોલ્યો: "શી આજ્ઞા છે પિતાજી?"

"સંન્યાસી થયો છતાં સંસારની ઉપાધિઓ વચ્ચે મરૂં છું તેથી મને બહુ દુઃખ થાય છે! પ્રભુ પ્રભુ! મને તેમાંથી મુક્ત કર! પણ હાય! હું તે વાસનાને અળગી કરી શકતો નથી!" થોડી વાર રહીને સંન્યાસી બોલ્યો: "ઇન્દુ! સીતાની બુદ્ધિશક્તિને ખીલવજે. તેની શક્તિ ખીલવવા જેવી છે. મારી એ અભિલાષા પૂર્ણ ન થઇ અને એના જ રાગમાં બંધાયલો હું હવે જવા બેઠો છું. મારે સીતા સંબંધે તમને બીજી એક સૂચના કરવાની છે."

"ખુશીથી કહો, હું આપના શબ્દોને બરાબર પાળીશ."

"સીતાનું વેવીશાળ તેની બાળક વયમાં સંસારના મારા પરમ મિત્ર મહીશ્વરરાયના પુત્ર પ્રભાકર વેરે કર્યું હતું તે તું જાણે છે."

"હા, પણ પ્રભાકર તો મરી ગયો છે એટલે હવે તે વેવીશાળ

ફોક છે. સીતાનું વેવીશાળ બીજે ક્યાંક કરવાની પેરવીમાં જ હું છું.”

“પ્રભાકર મરી ગયો નથી, ઇન્દુ ! તે જીવે છે! મેં તેને જોયો છે ! તે બિચારો અનાથ છોકરો અત્યારે બહુ દુઃખી છે, પણ મારી ઇચ્છા એવી છે કે તારે તેની સ્થિતિનો પુનરૂદ્ધાર કરવો. તેના કાકો દોલતરાય તેની મીલકત પચાવી પડયો છે તે તેને પાછી સોંપાવવી અને સીતાને એ જ પ્રભાકર વેરે પરણાવવી......ઇન્દુ ! રૂકિમણી... ! એ મારી છેવટની ઇચ્છા છે અને એ તમે પૂરી......”

પ્રભાકર જીવતો છે અને પિતાએ તેને જોયો છે તે સાંભળીને ઈન્દુ આશ્ચર્ય પામ્યો. તે બોલ્યોઃ “પણ પિતાજી! તે પ્રભાકર હાલમાં ક્યાં છે ?”

ઈન્દુનો તે પ્રશ્ન સંન્યાસીએ બરાબર સાંભળ્યો પણ તેટલામાં તેની વાચાશક્તિ બંધ થઈ ગઇ હતી. આંખોના ઇસારાથી તે કાંઇ સમજાવી શકે તેમ નહોતું કે હાથથી લખી શકે તેમ નહોતું ! બે ત્રણ વાર ઈન્દુએ તે જ પ્રશ્ન કર્યો પણ તેનો કાંઇ જવાબ સંન્યાસી આપી શકે તે પહેલાં તો તેનો આત્મા તેના ખોળીયામાંથી પ્રયાણ કરી ગયો !

---

## પ્રકરણ ૩૨ મું.

---

### પૂર્વ ઇતિહાસમાં એક ડોકિયું.

સંસારની માયિક જાળમાં વૃદ્ધાવસ્થામાં પણ સપડાએલા રહેવું પડે નહિ, તેટલા સારૂ ગૃહનો ત્યાગ કરી જનાર સંન્યાસી ઘણાં વર્ષોસુધી ત્યાગી તરીકે જીવન ગાળીને પશ્ચાદવસ્થામાં રાગબદ્ધ થયો અને તેને પરિણામે યોગભ્રષ્ટ થવાયું તથા ઉપાધિગ્રસ્ત મરણ પમાયું. ઉચ્ચ આશયથી ભ્રષ્ટ થનાર જીવાત્માઓની આવી દુરવસ્થા થતી ઘણી વાર જોવામાં આવે

છે. બાર વર્ષસુધી સંન્યાસીએ તીર્થાશ્રમમાં રહીને યોગસંપત્તિ મેળવી હતી, અતુલ તેજ પ્રાપ્ત કર્યું હતું અને જ્ઞાન તથા ઉપાસનામાં ઉચ્ચ પદવીને સંપાદન કરી હતી. પશ્ચાદવસ્થામાં અને છેવટની યાત્રામાં જન્મભૂમિ જોવાની અને કુટુંબીઓને મળવાની અભિલાષા તેના હૃદયમાં સ્ફુરી આવી હતી કે જેવી અભિલાષા ઘણા ચિરસમયવિયોગી જીવોને સ્વાભાવિક રીતે થઇ આવે છે. આ અભિલાષા પરિપૂર્ણ કરતાં તેને પુનઃ રાગબદ્ધ ન થવાય તેવી ચિન્તા હતી અને તેથી પૂરી સાવધાનતા સાથે તે વર્તતો હતો. કિન્તુ રાગબન્ધનનો પ્રથમ પ્રારંભ પ્રભાકરને જોતાં જ શરૂ થયો ! તેની માઠી અવસ્થા જોતાં તેની સ્થિતિ એવી શાથી થઈ પડી તે વિષે તપાસ કરવાનું તેને મન થયું. થોડા દિવસ નગરીયામાં જઇને નિવાસ કર્યો. સંસારના મિત્ર મહીધરરાયના ભૂમિસાત થતા નિવાસસ્થાનનું દુઃખદ અવલોકન તેનાં નેત્રામાંથી આંસુ ખેરવવા લાગ્યું. એ પ્રમાણે જેમ જેમ પૂર્વ સ્થિતિનું સ્મરણ થવા લાગ્યું તેમ તેમ રાગબન્ધન વધારે દૃઢ થતું ગયું અને જેવી રીતે મદ્યપી પુરૂષ મદ્યપાનથી બેભાન નહિ થવાની સાવધાનતા રાખે છે, છતાં તેનાથી મદ્યના પ્રભાવને લીધે સ્વયમેવ બેભાન જ થઇ જવાય છે, તેવી રીતે સંન્યાસીનું ચિત્ત સ્વયમેવ રાગબદ્ધ થવા લાગ્યું. ઇન્દુવદનરાયના ગૃહમાં પ્રવેશ કર્યા પછી પુત્ર, પુત્રવધૂ અને પૌત્રીને જોયાથી એ રાગબંધન વધારે મજબૂત થવા લાગ્યું. અને તે કેટલું બધું વજ્રલેપ થતું ગયું એ આપણે જોઇ ગયા છીએ છેવટે એ રાગબદ્ધતાએ જ તેને પૌત્રીપર મોહ ઉત્પન્ન કર્યો, આગમાં દોડાવ્યો, અત્યંત પશ્ચાત્તાપ કરાવ્યો અને મરણ કરાવ્યું ! **का हानिः धर्मच्युतिः**–ધર્મથી ચ્યુત થવું–ભ્રષ્ટ થવું તે કરતાં વધારે મોટી હાનિ બીજી કઇ છે ? **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः** એ ભર્તૃહરિનું વાક્ય ખરૂં જ છે !

ઇન્દુવદનરાયના ત્યાગી પિતાએ ઇહલોકનો પણ ત્યાગ કર્યો. પિતાનું

મરણ ઈન્દુના હૃદય ઉપર અસર કરનારૂં નીવડયું, પરન્તુ તે અસર તે એક અકસ્માત્ થયો હોવાને લીધે જ થવા પામી હતી. વૃદ્ધ પિતા પ્રતિ તેને અંતરમાં જોઇએ તેટલું માન નહોતું. ઉપલક દેખાવથી જે કાંઈ માન પિતાને આપવું જોઇએ તે માન તે આપતો હતો. સંન્યાસીના મરણુથી જો કોઇને પણ વધારે દુઃખ થયું હોય તો તે સીતાકુમારીને થયું હતું અને કેટલેક અંશે રૂક્મિણીને પણ થયું હતું. સીતા ઉપર પિતામહનો જે સ્નેહ હતો તે તેને ઘણી વાર સાંભરી આવતો અને જ્યારે તેને સાંભરતું કે પોતાને બચાવવા જતાં જ પિતામહે જાન ગુમાવ્યો છે, ત્યારે તો તે પોસ પોસ આંસુએ રડતી અને તે દિવસે ગમગીનીને લીધે ખાવું પીવું પણ ત્યજી દેતી. તેનો સંસ્કૃત અભ્યાસ તો તે દિવસથી જ અટકી ગયો. રૂક્મિણીને સસરાજીનો માયાળુ સ્વભાવ બહુ સાંભરી આવતો હતો અને તેથી તે રડતી હતી. એ પ્રમાણે એક સુશીલ વડીલનું સ્મરણ જૂદે જૂદે ભાવે ઇન્દુવદનરાયના કુટુંબમાં સચવાઈ રહ્યું.

સંન્યાસીના પૂર્વ આશ્રમના—ગૃહસ્થાશ્રમના ઇતિહાસમાં એક ડોકિયું કરી જવાની આ પ્રસંગે જરૂર છે. સંન્યાસીનું ગૃહસ્થાશ્રમનું નામ ધરણીધરરાય હતું. ત્રીશ વર્ષ સુધી સરકારી નોકરીમાં ચડતો ઉતરતો અને છેવટે મુનસફનો ઓધ્ધો ભોગવીને તેમણે બાવન વર્ષની વયે પેન્શન લીધું હતું. જુવાનીમાં જે કાંઈ ધર્મરતિનું તત્ત્વ ધરણીધરરાયમાં હતું તે પશ્ચાત્ અવસ્થામાં ધર્મરાગના રૂપે વિકાસ પામ્યું હતું. મુનસફ તરીકેના ઓદ્ધામાં પણ તેમનો ધર્મરાગ એટલો બધો ખીલી નીકળ્યો હતો કે તે ચાલતે મુકદ્દમે ઘણી વાર વાદી—પ્રતિવાદીને ધર્મ અને નીતિનો ઉપદેશ આપવા મંડી જતા અને તેવો જ ઉપદેશ વકીલોને પણ ઘણી વાર આપતા. જે કોઇ વકીલની બદદ્યાનતને તે ખુલ્લી રીતે સમજતા તેના ઉપર તે એટલો બધો તિરસ્કાર ધરાવતા હતા કે ઘણીવાર કોર્ટની વચ્ચે તે વકીલોને

ઠપકો અને તે સાથે ઉપદેશ આપવા લાગી જતા. તેમની આ ટેવ કેટલાક પેટભરૂ વકીલોને રૂચતી નહિ, તોપણ સૌ ધરણીધરરાય મુનસફના સૌજન્યનાં તો મ્હોંફાટ વખાણ કરતા.

સરકારી નોકરી દરમ્યાન તેમણે સારૂં દ્રવ્ય મેળવ્યું હતું અને તેથી ઈન્દુ કમાવાની ચિન્તા વિના અભ્યાસને ઠીક આગળ વધારી શક્યો હતો. ધરણીધરરાયનો આખા જગતમાં જો કોઇ પણ અંતરનો મિત્ર હોય તો તે સુરતની પાસેના નગરીયા નામના નાના ગામના નિવાસી મહીધરરાય હતા. મહીધરરાય એક મોટા જમીનદાર હતા અને વર્ષે દિવસે દસેક હજારની જમીનની જ આવક હતી. ખર્ચ ગામડાના પ્રમાણમાં થોડું હોવાને લીધે તેમની ગાંઠે સારા પ્રમાણમાં દ્રવ્ય એકઠું થવા પામ્યું હતું. મહીધરરાય અને ધરણીધરરાય સુરતની અંગ્રેજી નિશાળમાં સાથે અભ્યાસ કરતા ત્યારથી તેમની વચ્ચે મિત્રતા જોડાઇ હતી. મહીધરરાયે તો અંગ્રેજી પાંચ છ ચોપડીઓનો અભ્યાસ કર્યા પછી નિશાળ મૂકી દીધી પણ ધરણીધરરાયે અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ધરણીધરરાય અભ્યાસમાં આગળ વધ્યા અને સરકારી નોકરીને મોટે ઓધ્ધે ચડયા તોપણ તેમની મહીધરરાય સાથેની બાળ મૈત્રી તો ચાલુ જ રહી. વખત જતાં તેઓ બન્ને એક બીજાના અંતરના મિત્રો થઇ પડયા. બીજે ને ત્રીજે દિવસે કાંતો ધરણીધરરાય નગરીયે જતા અને નહિતો મહીધરરાય ખાસ ધરણીધરરાયને મળવાને જ સુરત સુધી આવતા.

દિવસે દિવસે આ મૈત્રી વધારે દૃઢ થતી ગઇ. આ સંસારના વિચિત્ર વ્યવહારમાં ગુંથાએલા કેટલાક મિત્રોના સંબંધમાં એમ બનતું જોવામાં આવે છે કે બે મિત્રો કોઇ કારણવશાત્ પરસ્પર દ્વેષ ધરાવતા થઇ પડે છે. મહીધરરાય અને ધરણીધરરાયની વર્ષોની મૈત્રી હોવા છતાં આવો અનિષ્ટ પ્રસંગ કોઇ વખત આવ્યો નહોતો. મહીધરરાય બહુ ઉંચી કેળવણી

પામ્યા નહોતા તોપણ તેમનો સ્વભાવ ધરણીધરરાયના સ્વભાવની સાથે બરાબર મળતો આવતો અને તેઓની મૈત્રી જોઇને ઘણા લોકો આશ્ચર્ય પામતા હતા.

દુર્ભાગ્યે મહીધરરાયને બિલકુલ સંતાન નહોતું. લગ્ન પછી તુરતમાં તેમને એક પુત્રી થઇ હતી પરન્તુ તે બાળ વયમાં જ મરણ પામી હતી અને ત્યારપછી તેમને કાંઈ જ સંતતિ થઇ નહોતી. આથી કેટલાકો તેમને ઉત્તરાવસ્થામાં બીજું લગ્ન કરવાની સૂચના કરતા, પરન્તુ ધરણીધરરાયની સલાહ માનીને તેમણે તે ભ્રમજનક સૂચનાને સ્વીકારી નહોતી. છતાં ઇશ્વિરેચ્છા બળવતી છે. ઉત્તરાવસ્થામાં ૪૭ વર્ષની વયે તેમને એક પુત્ર થયો અને મહીધરરાયના ગૃહમાં આનંદોત્સવ વર્તી રહ્યો. વંધ્યત્વના મહેણાથી બળતી તેમની પત્નીને તો અતુલ આનંદ થયો અને મહીધરરાયને પણ પોતાના વંશનો રક્ષક પુત્ર આમોદજનક થઇ પડ્યો.

પ્રભાકરનો જન્મ થયાને ચાર વર્ષ વીતી ગયાં. તુરતમાં ધરણીધરરાયે પેન્શન લીધું હતું અને તે હરિભજનમાં દિવસો ગાળતા હતા. સુરત શહેરની ધમાધમમાંથી મુક્ત થઇને તે વરસમાં છુટક છુટક બે ત્રણ માસ મહીધરરાયને ત્યાં નગરીયામાં જ દિવસો ગાળતા હતા. એકવાર સાંજે મહીધરરાયને ત્યાં બન્ને મિત્રો અગાશીમાં વાયુલહરિનો આસ્વાદ ચાખતા બેઠા હતા. નાનો પ્રભાકર ધરણીધરરાયના ખોળામાં રમતો હતો. તેવામાં ધરણીધરરાય સ્વાભાવિક રીતે બોલ્યા: “ મહીધર ! આપણી મિત્રાચારી આપણી ન્યાતમાં ખરેખર દાખલારૂપ થઇ પડ્યા વિના રહેશે નહિ ! ઘણાએ મિત્રો મિત્રાચારીમાં જ મરણ પામ્યા પહેલાં દુશ્મનો થઇ પડે છે અને આટલી લાંબી મૈત્રી ભાગ્યે જ કોઇની ટકી હશે. આપણી આ મૈત્રી વધારે પ્રમાણમાં દૃષ્ટાંતરૂપ થઇ પડે તેવું એક કાર્ય કરવાની મને અત્યારે ઇચ્છા થઇ આવી છે. ”

મહીધરરાયે મન્દ સ્મિત કરીને કહ્યું: "એવી વળી શી નવી ઇચ્છા સ્ફુરી આવી છે?"

"મારો વિચાર એવો છે કે આપણી આજસુધીની મૈત્રી હવે સગાઇનું રૂપ લે. લોકો એમ માને છે કે જો મિત્ર એક બીજાના સગા બને છે તો તેઓ પોતાની મૈત્રીને ભૂલી જાય છે અને સગપણની આંખે જોઇને તેઓ ભવિષ્યમાં એક બીજાના વૈરી બને છે. મારે લોકોની આ માન્યતા ખોટી ઠરાવી આપવી છે અને આપણી મૈત્રીને વધારે દૃષ્ટાંતરૂપ બનાવવી છે."

"પણ તે માટે તું શું કરવા માંગે છે?"

"મારી ઇચ્છા એવી છે કે પ્રભાકર અને મારા ઈન્દુની સીતાનું વેવીશાળ કરી નાંખવું. આપણો સંબંધ આપણા મરણ પછી આપણાં કુટુંબોને પણ દાખલો લેવાજોગ થઇ પડે તેવો હેતુ પણ આ કાર્યથી સિદ્ધ થશે. કેમ તારો વિચાર શો છે?" ધરણીધરરાયે પૂછ્યું.

"તારી ઇચ્છા તેવી હોય તો ભલે તેમ કર." મહીધરરાયે મિત્રની યોજનાને સંમતિ આપી.

"સીતાનો જન્મ થયાને માત્ર ચાર માસ થયા છે. પ્રભાકરને ચાર વર્ષ થયાં છે. જોડું બરાબર થશે. નાનપણમાં સગપણ કરવાથી ન્યાતના કેટલાક સુધારાવાળાઓ ટીકા કરશે; પણ તેની ચિન્તા નહિ. આપણે હવે વૃદ્ધ થયા. કોને ખબર છે કે ક્યારે મરીશું! માટે મરણ પહેલાં જે સંબંધ બંધાઇ ગયો તે ખરો."

"ભલે ત્યારે; હું પણ તારા જ મતનો છું."

એ પ્રમાણે બન્ને મિત્રોએ ગોઠવણ કરી અને બીજે દિવસે નગરીયામાં અને સુરતમાં વેવીશાળની સાકરો વહેંચાઇ. આ સંબંધ બાંધવાનો હેતુ શો હતો તે બન્ને કુટુંબોની ભવિષ્યની પ્રજા જાણે તેટલા મટો

મહીધરરાયે ધરણીધરરાયની સુચનાથી એક નાનો લેખ તૈયાર કર્યો. તેમાં જણાવ્યું હતું કે,

"પ્રભાકરઃ મારો ( મહીધરરાય વૃંદાવનરાયનો ) પુત્ર–જન્મ સંવત "૧૯૮૩ ના ચૈત્ર સુદી ૭ ની રાત્રિ પ્રહર ૨, ઘડી ૭, ૨૩ પળ. નિશા- "નીમાં તેની પીઠપર સપ્તર્ષી તીલ ( આકાશમાં સપ્તર્ષીના ગૃહ છે તે જ "સુજબના કાળા તીલ ) છે. તેનું વેવીશાળ મારા પરમ મિત્ર ધરણી- "ધરરાયના પુત્ર ઈન્દુવદનરાયની પુત્રી ૪ માસની વયની સીતાકુમારી "વેરે કરવામાં આવ્યું છે. તેનો હેતુ એ છે કે અમારી મૈત્રી અમારી "ભવિષ્યની પ્રજાને દૃષ્ટાંતરૂપ થઇ પડે અને બન્ને કુટુંબો નિકટના સં- "બંધથી સંકળાયલાં રહે. મારી ભવિષ્યની પ્રજાને મારૂં સૂચન છે કે "તેમણે અમારા આ હેતુને લક્ષમાં રાખી વિચરવું. આજ સંવત ૧૯૮૭ "ના મહા સુદી ૩. લી. મહીધરરાય."

ઉપરના લેખવાળો કાગળ એક સોનાના તાવીજમાં નાંખીને તે તાવીજ પ્રભાકરને પહેરાવી બન્ને મિત્રો આનંદિત થયા. તાવીજને પ્રભાકરની કોટમાં નાંખ્યા પછી તેને આનંદપૂર્વક નિહાળી રહેતાં મહીધરરાયે પોતાના મિત્રને કહ્યું: "આ જ ઠીક છે; એ તાવીજ હમેશાં પ્રભાકરની કોટમાં હું રાખીશ. તે મોટો થશે, સમજણો થશે અને પરણશે તથા હું જીવતો નહિ હોઉં તો તે તાવીજમાંનો લેખ વાંચી જોતાં તેને કેટલું આશ્ચર્ય અને આનંદ પેદા થશે ? તે લેખની ઉપયોગિતા ઉપરાંત કુતૂહલની ખાતર પણ તે ઠીક કામનો થશે." એમ વિચારીને તે તાવીજ હમેશાં પ્રભાકરની કોટમાં જ રાખવામાં આવ્યું. મહીધરરાય, તેમની પત્ની અને ધરણીધરરાય સિવાય બીજું કોઇ આ તાવીજમાં નાંખેલા ગુપ્ત લેખની વાત જાણતું નહોતું અને તે અન્ય કોઇને જણાવવાની જરૂર પણ નહોતી.

* * * *

તે વખતને કેટલાક માસ વહી ગયા અને તે જ ખાસ આકસ્મિક ઘટનાઓવાળા નીવડયા. ધરણીધરરાયને સંસારની માયિક જાળ રૂચી નહિ અને તેમણે ગૃહત્યાગ કરી કાશીનિવાસ સ્વીકાર્યો. તેમના ગયા પછી થોડે મહિને પ્લેગથી મહીધરરાય અને તેમની પત્નીનું મરણ થયું. મહીધરરાયનો પિત્રાઇ દોલતરાય પ્રભાકરનો પાલક થયો. મહીધરરાયની સંપત્તિ મેળવવા માટે તેની દાનત બગડી. નાસીક ત્રંબકની જાત્રાએ પોતાના કુટુંબની સાથે તે પ્રભાકરને પણ તેડી ગયો. મહીને દિવસે તે નગરીયામાં પાછો આવ્યો અને સર્વત્ર જાહેર કર્યું કે પ્રભાકર તાવથી મરી ગયો હતો! પ્રભાકરની સઘળી સંપત્તિ તે હાથ કરી બેઠો. ખરી રીતે પ્રભાકર કાંઈ મરી ગયો નહોતો. દોલતરાયે જ તેને લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજમાં મેલ્યો હતો અને ઓર્ફનેજના વ્યવસ્થાપકને પોતાનું નામ 'મણીશંકર' જણાવીને કહ્યું હતું કે પ્રભાકર જુનાગઢનો એક ગરીબ નાગરનો છોકરો હતો. જાત્રાએથી આવતાં તે છોકરાનો બાપ મરી ગયો અને હવે તે છોકરાનું કોઇ વાલી વારસ નથી તેથી તેને ઓર્ફનેજમાં મેલવાની જરૂર પડી છે. બિચારા અણસમજણા પ્રભાકરને તે દિવસથી પિતાની સંપત્તિ તો સ્વપ્નરૂપ જ થઇ પડી અને પિતાની અમૂલ્ય પ્રસાદીરૂપ તાવીજ પણ દોલતરાયે તેની કોટમાંથી માત્ર પાંચ પચીસ રૂપિયાના સોનાના લોભથી કાઢી લીધું!

## પ્રકરણ ૩૩ મું.

### કલહપ્રવેશ.

વૃદ્ધ સંન્યાસીના મરણને કેટલાક દિવસ વીતી ગયા. થોડા દિવસ સુધી તો પિતાની મૂર્તિ ઈન્દુની આંખો સામે જ તરી રહી, પણ જેમ

જેમ વધુ વખત વીતતો ગયો તેમ તેમ પિતાનું મરણ, પિતાએ આપેલો બોધ, પિતાની આત્મભોગવૃત્તિ, પિતાએ છેવટે કરેલી સૂચનાઓ એ સઘળું વિસારે પડવા લાગ્યું. આવા બનાવો સમયવહન સાથે વિસરી જવાની જ ટેવવાળી મનુષ્યસૃષ્ટિ હોય છે અને માત્ર સહૃદય મનુષ્યો જગતનાં મનુષ્યોના ઉપકારોને સંભારી તેનું અનુકરણ કરે છે. ઇન્દુવદનરાય એક જંજાળી અને નીતિ–રીતિથી દૂર રહીને ચાલનારો માણસ હતો, એટલે પિતાના મરણને અને તેના ઉપકારોને તે થોડા જ વખતમાં વિસરી જાય તો તે સ્વાભાવિક હતું.

પરન્તુ રૂક્મિણી જીવને ભોગે પોતાની પુત્રીને બચાવનાર અને માયાળુ સસરાજીને ભૂલી ગઇ નહોતી. વળી સસરાજીએ મરતાં મરતાં જે છેવટની સૂચના કરી હતી કે પ્રભાકર જીવતો છે અને તેનો ઉદ્ધાર કરી તેની સાથે સીતાને પરણાવવી તે સૂચના તો તે જરા પણ ભૂલી ગઇ નહોતી. કુટુંબના વડીલે મરતાં મરતાં એક બોલ કહ્યો અને તે બોલ ન પળાય તો સાત પેઢી નરકે જાય એવી ધર્મિષ્ઠ માન્યતાવાળી રૂક્મિણીએ સીતાને પ્રભાકર વેરે જ પરણાવવાનો અને એ રીતે મહીધરરાયના કુટુંબની સાથે પોતાના વડીલે જે સંબંધ બાંધ્યો હતો તે નિભાવી રાખવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

સંન્યાસીના મરણને કેટલાક માસ વીતી ગયા એટલે રૂક્મણીએ એક વાર ઇન્દુવદનરાય જમવા બેઠા હતા તે વખતે વાત કાઢીઃ "ત્યારે હવે પિતાજીએ કહ્યું હતું તેમ પ્રભાકરની કાંઇ તપાસ તો કરો. દિવસે દિવસે સીતા મોટી થતી જાય છે. એક મહીના પછી તેને તેરમું વર્ષ બેસશે."

"કોની, પ્રભાકરની તપાસ કરવાનું તું કહે છે? તેની તપાસ હું ક્યાં કરૂં? તે ખોવાયાને આજ ૧૦–૧૨ વર્ષ થયાં અને તેટલા વખત પછી ઉમરે પહોંચેલો એક છોકરો ઓળખાય પણ ખરો? મારો વિચાર તો

સીતાને બીજે કોઇ યોગ્ય સ્થળે વેવીશાળ કરી પરણાવવાનો છે."

"એમ કેમ થાય? પિતાજીનો છેવટનો બોલ તો આપણથી ઉથાપાય જ કેમ?"

"ત્યારે શું કરવું તે તું જ કહે. પ્રભાકરને તેમણે ક્યાં જોયો હતો, તે ક્યાં રહેતો હતો એ સઘળું કહી શકે તે પહેલાં તો તેમનું મરણ થયું એટલે પછી હવે તેની તપાસ કરવી તે ન બની શકે તેવું કામ છે. તે કદાચ જીવતો હોય તોપણ હિંદુસ્તાનના કયા ભાગમાં હશે તેની પણ શી ખબર?"

"દુર્ભાગ્યે તે કહ્યા પહેલાં પિતાજીનું મરણ થયું એટલે પ્રભાકરને શોધવાનું કામ મુશ્કેલ થયું છે ખરૂં; પણ પિતાજીએ એટલું કહેલું મને યાદ છે કે પ્રભાકર અનાથ અવસ્થામાં બહુ દુઃખી છે. ગુજરાતમાં, મુંબઇમાં અને દક્ષિણમાં જેટલાં અનાથાશ્રમો હોય તે સઘળાંમાં તપાસ કરાવશો તો હું ધારૂં છું કે તેનો પત્તો લાગી આવશે."

"ઠીક છે, તપાસ કરીશું; હવે એ બાબત માથું ખાવું મૂકી દે." ઇન્દુએ ચ્હીડાતાં જવાબ આપ્યો અને જમીને ઉઠી ગયો.

તે વાતચીત થયાને એક માસ વધારે વીતી ગયો. પ્રભાકરને શોધવા માટે ઇન્દુએ કાંઇ જ તપાસ કરી નહોતી. ધંધાની જંજાળ આજકાલ બહુ વધી પડી હતી. સોલીસીટરોની પેઢીઓ સાથેનો ઇન્દુનો સહવાસ સારી પેઠે વધી ગયો હતો એટલે તેઓ તરફથી પણ તેને સારૂં કામ મળતું. તે ઉપરાંત ગિરિજાશંકર પણ પરચુરણ કામકાજ મેળવી આપવામાં કસર રાખતો નહિ. આવી રીતે ઇન્દુવદનરાય બારિસ્ટરની પેઢીની આબાદી દિન પ્રતિદિન વધતી જતી હતી. કામકાજના બોજામાંથી તે માથું પણ ઉંચું કરી શકતો નહિ એટલે પ્રભાકરને શોધવાનું તેને આખા મહિનામાં એક વાર પણ સાંભર્યું નહોતું.

ઈન્દુ આ બાબતપર ધ્યાન આપતો નહોતો તેથી રૂક્મિણીને બહુ દુઃખ થતું હતું. તેનો વિચાર વડીલની આજ્ઞાને દૃઢ રીતે વળગી રહીને સીતાને પ્રભાકર વેરે પરણાવવાનો હતો અને જેમ જેમ વધુ વખત જતો હતો તેમ તેમ સીતાની વય વધતી જતી હતી. સીતા બાબતની ચિન્તા રૂક્મિણીના મનને આ રીતે એવડી દુઃખદાયક થઈ પડી હતી. વળી તેણે પુનઃ સ્વામીને પ્રભાકરની તપાસ કરવા માટે યાદ કરાવ્યું. ઇન્દુ ચ્હીડાતો બોલ્યો: " હું તે શું કરૂં? હું તે મારો ધંધો કરૂં કે એ ભિખારી છોકરા પાછળ ભમવા નીકળું ? "

" એમાં ચ્હીડાઓ છો શાને ? સઘળાં અનાથાશ્રમોના વ્યવસ્થાપકોને લખી જણાવો કે આવો કોઈ છોકરો તેમના અનાથાશ્રમમાં હોય તો તે બાબત તમને ખબર આપે. "

" પણ તેવાં અનાથાશ્રમો ક્યાં આવેલા છે તેની માહિતી પણ જોઇએ કે નહિ ? તે માહિતી એકઠી કરવાની મને ફુરસદ પણ જોઇએ ને ? "

" તો આમ કરો. છાપામાં એક જાહેરખબર છપાવો અને સઘળાં અનાથાશ્રમોને એક સામાન્ય ખબર આપો. તેથી પણ કદાચ તે મળી આવે. "

" ઠીક, એમ કરીશું. " ઈન્દુએ ભ્રકુટી ચડાવી જવાબ આપ્યો.

એક માસ વધારે પસાર થયો, પણ ઇન્દુએ વર્તમાનપત્રોમાં તેની જાહેર ખબર છપાવી નહિ. એકાદ વાર તેને સાંભર્યું હતું, પણ તે તરફ મૂળથી જ તેનું દુર્લક્ષ હતું કારણકે પ્રભાકર જડી આવે તેવો સંભવ નહોતો અને તેને બદલે કોઇ ભળતો જ છોકરો ઊભો થવાનો તેને ભય હતો. વળી પ્રભાકર જેવા ભિખારી અને અનાથ છોકરાનો ઉદ્ધાર કરવાની તરખડમાં પડવા કરતાં કોઇ શ્રીમંત નાગરના છોકરા વેરે સીતાને પરણાવી દેવાનો વિચાર ઈન્દુને વધારે ડહાપણભરેલો લાગતો હતો અને તેથી રૂક્મિણીની સૂચનાઓની તે દરકાર કરતો નહિ.

પોતાની સૂચનાઓ સાંભળીને સ્વામી ચ્હીડાતા હોવા છતાં રૂક્મિણીને ફરજને વશ થઈને એક વાર ફરીથી પ્રભાકરની બાબત યાદી આપવી પડી. "પેલી જાહેર ખબર ક્યા ક્યા છાપામાં છપાવી ?" રૂક્મિણીએ ડાવકો પ્રશ્ન કર્યો.

"હજી છપાવી નથી—છપાવવાની હું જરૂર પણ જોતો નથી. એવી જાહેર ખબરથી તે વળી ૧૦–૧૨ વર્ષ પહેલાં ખોવાએલો છોકરો હાથ લાગતો હશે ?" ઈન્દુએ ઉડાવનારો જવાબ આપ્યો.

"હું તમને પૂછુંછું કે તમારો વિચાર પ્રભાકરને શોધી કાઢીને સીતાને તેની વેરે પરણાવવાનો છે કે નથી ? એક વાર મને ખુલ્લું કહી દો." રૂક્મિણીએ ગંભીર ભાવપૂર્વક પ્રશ્ન કર્યો.

"હું ખુલ્લું કહું છું કે એ બાબતમાં મારો વિચાર શિથિલ છે. એ બધી તરખડમાં પડવા કરતાં ન્યાતના કોઈ બીજા લાયક છોકરાને શોધી કાઢવો તે વધારે વાજબી છે." ઈન્દુએ પોતાનો ખુલ્લો ભાવ જણાવ્યો.

"તે બનશે નહિ. પિતાજીની છેવટની આજ્ઞાનો લોપ હું કરવા ઇચ્છતી નહિ. બીજો લાખોપતિ હશે અને પ્રભાકર ભિખારી હશે તોપણ હું મારી સીતા તે પ્રભાકરને જ આપીશ."

"એવું દોઢડહાપણ તારે કાંઈ જ કરવું નહિ. મારી મરજીમાં આવશે તેમ હું કરીશ; સમજી ? તારી સલાહ લેવા આવીએ ત્યારે તારે કહેવું હોય તે કહેજે." એમ કહી રૂક્મિણી ઉપર તિરસ્કાર વ્યક્ત કરી ઈન્દુ પાસું ફેરવીને સૂતો. રૂક્મિણીને ચૂપ રહેવું પડ્યું !

---

## પ્રકરણ ૩૪ મું.

### રૂક્મિણીની દૃઢતા.

વળી બે મહિના સુધી રૂક્મિણીએ પોતાનું મૌન્ય પકડી રાખ્યું. પતિ-પત્ની વચ્ચે લગભગ અબોલા જ રહેવા લાગ્યા. કાર્યવશાત્ કાંઇ કહેવાની જરૂર પડે તો જ રૂક્મિણી પતિ સાથે બોલતી અને નહિતો ચૂપ જ રહેતી. ઇન્દુ પોતાનું ધાર્યું કરવાની જ ગોઠવણમાં હતો. મુંબઇના એક સુપ્રસિદ્ધ બી. એ. એલ. એલ. બી. વકીલ વિશ્વમોહનરાય મૂળ સુરતના જ વતની હતા અને તેમનો પુત્ર સન્મુખ ગયે વર્ષે મેટ્રિક્યુલેશનમાં પાસ થયો હતો. તેની વેરે સીતાનું વેવીશાળ કરી નાંખવાનો ઇન્દુએ વિચાર કર્યો હતો. વિશ્વમોહનરાયની વકીલાત કરવાની રીતિનીતિ ઇન્દુવદનરાયની રીતિનીતિથી કેવળ વિરૂદ્ધ જ હતી. જે કેસમાં કાંઈ દગલબાજી કરવાની જરૂર પડે અથવા ખોટા સાક્ષીઓ ઊભા કરવા પડે કે વાદી પ્રતિવાદીનો ખોટો બચાવ કરવો પડે તેવો મુકર્દમો વિશ્વમોહનરાય કદાપિ હાથમાં જ લેતા નહિ. કદાચ ગફલતમાં તેવો કોઇ કેસ હાથમાં આવી જાય અને પાછળથી માલૂમ પડે કે પોતે ભૂલ કરી છે તો અસીલની માફી માગીને તેના અગાઉથી લીધેલા પૈસા તેને પાછા આપી દેતા. તેમની આ પદ્ધતિથી તેમને વકીલ તરીકે રોકનારાઓ બહુ થોડા હતા અને ઇન્દુવદનરાય જેટલી આવક પણ તે મેળવી શકતા નહિ, તોપણ જેઓ તેમને પસંદ કરનારા હતા તેઓ વિશ્વમોહનરાય સિવાય બીજા કોઇને રોકતા જ નહિ અને થોડી આવક છતાં વિશ્વમોહનરાય ઉડાઉ ઇન્દુવદનરાય કરતાં વધારે બચાવી શકતા હતા. ઇન્દુની પેઠે ગુમાસ્તાને ૫૦ ટકા કમિશન આપવાની તેમને જરૂર પડતી નહિ એટલે એકંદર રીતે વિશ્વમોહનરાય પોતાને સુખી માનતા

હતા. પુનમચંદના મુકર્દમામાં પહેલાં તેમને રોકવામાં આવ્યા હતા પણ પાછળથી પુનમચંદની બદદાનત તેમના જાણવામાં આવતાં જ તેના વકીલ તરીકે વધુ વાર ઊભા રહેવાની વિશ્વમોહનરાયે ખુલ્લી ના કહી દીધી હતી.

વિશ્વમોહનરાયમાં સૌથી મોટા ગુણ દયાનો હતો. કોઈ ગરીબ બિચારો માણસ અન્યાયથી માર્યો જતો હોય તો વિશ્વમોહનરાય ફી લીધા વિના અને કોઇ વાર તો સ્ટાંપના પૈસા પણ ઘરના ખર્ચીને તે કેસ લડતા અને જો કેસમાં અસીલની જીત થતી તો જ તેમાંથી તે પૈસા લેતા અને નહિતો તેટલો ધર્માદો કર્યો માનતા. આથી દર વર્ષે કેટલાક ગરીબોને અન્યાયમાંથી બચાવી લેવા જેવો ઉપકાર પણ તે કરી શકતા હતા.

વિશ્વમોહનરાયના પુત્ર સન્મુખની વય સત્તર વર્ષની હતી અને અભ્યાસમાં તે ચંચળ હોવાથી ઇન્દુવદનરાયને તે છોકરો પોતાની પુત્રી માટે બરાબર લાયક જણાયો હતો. પ્રભાકર કદાચ જીવતો હોય તો તે અનાથ અને રખડતી જીંદગી ભોગવીને કેવળ અભણ રહ્યો હોય એમ માનીને તે કરતાં સન્મુખને તે સો દરજ્જે વધારે પસંદ કરવાયોગ્ય લેખતો હતો. છેવટે તેણે પોતાના મનનો વિચાર વિશ્વમોહનરાયને જણાવ્યો અને વિશ્વમોહનરાયે સીતાને જોયા પછી એ સંબંધ બાંધવા પોતાની ખુશી બતાવી.

આજે જમતાં જમતાં ઇન્દુએ વાત ઉપાડી: " વિશ્વમોહનરાય આવતી કાલે આપણે ત્યાં આવવાના છે."

" શામાટે ?" રૂક્મિણીએ પ્રશ્ન કર્યો.

" તેમના સન્મુખ વેરે આપણી સીતાનું વેવીશાળ કરવાનું લગભગ નક્કી થઇ ગયું છે."

" હું તમને એકવાર ના કહી ચૂકી છું કે પ્રભાકર વિના બીજા કોઇ વેરે હું મારી સીતાને પરણાવીશ નહિ: પછી તમે શાને કોઇની સાથે એ વાતચીત કરો છો ?"

"ડાહી ન થા હવે. એ બાબતમાં તું શું સમજે? સન્મુખને તેં જોયો છે? પ્રીવિયસમાં અભ્યાસ કરે છે. સ્વભાવે શાંત અને ઉંમરે ૧૭ વરસનો છે. રખડતા અનાથ પ્રભાકર કરતાં તે સારો નહિ કે?"

"તે ગમે તેટલો સારો હોય, પણ મારે મન કથીર છે. હું તો પિતાજીની છેવટની આજ્ઞા પ્રમાણે પ્રભાકરમાં જ સોનું જોઉં છું. કહો, હવે તમારે કેમ છે?"

"તું મુંગી રહે, નહિતો હવે મારો મિજાજ હાથમાં નહિ રહે!" ઇન્દુએ પત્ની ઉપર અસાધારણ ક્રોધ દર્શાવ્યો.

"હું મુંગી નહિ રહું. વિશ્વમોહનરાય ઘેર આવશે તો તેમનું અપમાન કરીને હું ઘરમાંથી રજા આપીશ; પણ હા, પિતાજીની આજ્ઞા લોપવાનું પાપ તો નહિ કરૂં; પછી ભલે તમે મને મારી નાંખજો."

"ઠીક છે; હું જોઉં છું કે તું શું કરી શકે છે?" ક્રોધમાં ને ક્રોધમાં હાથ ધોઇ ઇન્દુ ભાણાપરથી ઉઠી ગયો.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### વિશ્વમોહનરાય અને રૂક્મિણી.

અગાઉથી ઠરાવ્યા મુજબ સ્હવારમાં આઠ વાગતાં તો વિશ્વમોહનરાય વકીલ ઇન્દુવદનરાયને ત્યાં આવી પહોંચ્યા. સીતા રંગે રૂપે નમણી છે કે કેમ તે જોવા તથા તેના બુદ્ધિકૌશલ્યની તપાસ કરવા માટે જ વિશ્વમોહનરાયે આજે ઇન્દુવદનરાયના ઘરની મુલાકાત લીધી હતી. પોતાની પુત્રવધૂમાં અમુક અમુક ગુણોનો વાસ હોવો જોઇએ એવો વિશ્વમોહનરાયનો નિશ્ચય હોવાથી તેમણે પોતાના પુત્ર સન્મુખનું વેવીશાળ સીતા વેરે કર્યા અગાઉ આટલી તપાસ કરવાનું ઉચિત માન્યું હતું. વિશ્વમોહ-

હનરાયને અપમાન કરીને પાછા કાઢવા જેવા કડવા શબ્દો રૂકિમણીએ કહ્યા હોવા છતાં તે તેવું કાંઇ ઉતાવળીઉં પગલું ભરે તેમ ઇન્દુ માનતો નહોતો. એ ખરૂં હતું કે રૂકિમણીના તેવા સ્વભાવના નિત્યના પરિચયથી ઇન્દુને તેના તરફનો કાંઇ ભય નહોતો.

પરન્તુ રૂકિમણીને સ્વામીના આ અનુચિત કાર્ય તરફ ભારે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. સ્વર્ગવાસી પિતાના છેલ્લા શબ્દોનું માન પણ નહિ રાખનાર સ્વામી ઉપર ધર્મનિષ્ઠ રૂકિમણી ક્રુદ્ધ થાય તે સ્વાભાવિક હતું. વિશ્વમોહનરાયનું અપમાન કરવા જેટલું ઉતાવળીઉં પગલું ભરે તેવી રૂકિમણી નહોતી. તેના સુશીલ સ્વભાવમાં તેવી ઉદ્ધતાઇનું તત્ત્વ પણ નહોતું અને તેથી તે એક વાર તેવું કાર્ય કરવાનો નિશ્ચય કરે તોપણ તેની સુશીલતા તેના નિશ્ચયને ડગમગાવી નાંખે અને તે નમ્ર બની જાય. આ વખતે તે ઉશ્કેરાઇ ગઇ હતી અને સીતાનું લગ્ન સસરાજીની ઇચ્છાનુસાર પ્રભાકર વેરે જ થાય તેવો તેનો નિશ્ચય હતો અને તેથી સ્વામીનું ધાર્યું કોઇ પણ રીતે સફળ ન થાય તેવી તેની ઇચ્છા હતી.

વિશ્વમોહનરાય આવીને ઓફીસમાં બેઠા. જૂની ઓફીસ બળી ગયા પછી પડોશમાં જ ઇન્દુએ પોતાની ઓફીસ સ્થાપી હતી અને જૂની ઓફીસ કરતાં તેમાં ઠાઠમાઠ પણ વધારે સારો રાખ્યો હતો. પહેલી દષ્ટિએ તો વિશ્વમોહનરાય તે સઘળો ઠાઠ જોવામાં જ રોકાયા અને બોલ્યા: "ઇન્દુભાઇ! તમે પણ ઓફીસનો દેખાવ ઠીક જ કર્યો છે તો!"

બેરીસ્ટર સાહેબ ભારમાં જ રહીને સ્મિત કરતા કરતા બોલ્યા: "હું, હા! અસાધારણ ભભકાથી ઓફીસને દીપાયમાન કરવી એવું મને કાંઈ બહુ પસંદ નથી; પણ અમારે આ ગિરિજાશંકરને તેવું બહુ રૂચે છે એટલે તેમણે તેમના ટેસ્ટ પ્રમાણે સઘળી ગોઠવણ કરી છે."

"ત્યારે રહેવાનું ક્યાં રાખ્યું છે?"

"ઉપલા મજલાપર. ઑફીસની નજીકમાં જ રહેવાનું હોય છે તો જરા વધારે સગવડભરેલું થઇ પડે છે."

"વારુ, હમણાં ધંધો તો ઠીક ચાલે છે ને?"

"જી હા, ઠીક ચાલે છે; અરે રામા! ઉપર જઇને સીતાને બોલાવ તો જરા!"

રામો ગયો અને થોડી વારે એકલો જ પાછો ફરીને બોલ્યોઃ "શેઠ સાબ! બાઇ સાહેબ સાંગતાત કી વકીલ સાહેબલા ઉપર જ લાવો તો સારૂં."

"વારુ, ચાલો ઇન્દુભાઇ! આપણે ઉપર જઇશું; સીતા કદાચ ઓફીસમાં આવતાં શરમાતી હશે!" એમ કહેતા વિશ્વમોહનરાય ઉઠયા અને પાછળ ઇન્દુને પણ ઉઠવું પડ્યું. તેનું હૃદય થરથર્યું. કદાચ રૂક્મિણી ઓડનું ચોડ વેતરી નાંખશે તો બહુ ખરાબ કહેવાશે એવી ચિંતા તેને થવા લાગી. તે જરા ગુસ્સો કરીને સીતાને નીચે બોલાવવાની જ ઇચ્છા રાખતો હતો, પણ વિશ્વમોહનરાય ઉપર જવાની ખુશી બતાવીને ઊભા પણ થઇ ગયા એટલે ઇન્દુને આગળ થયા વિના ચાલ્યું નહિ.

આગળ ઇન્દુ અને પાછળ વિશ્વમોહનરાય એ પ્રમાણે બન્ને જણ ઉપરને મજલે ગયા. એક ગોળ ટેબલની આસપાસ ત્રણ ચાર ખુરશીઓ પડી હતી તેપર બન્ને જણે બેઠક લીધી અને રામો પાનસુપારી મૂકી ગયો તેમાંથી બન્નેએ થોડો થોડો મુખવાસ લીધો.

થોડી વારે રૂક્મિણી ત્યાં આગળ આવી અને વિશ્વમોહનરાયને સંબોધીને જ બોલીઃ "વિશ્વમોહનરાય! તમારા ચિરંજીવી સન્મુખભાઇને મેં જોયા છે. અમારી સીતાને તે બરાબર લાયક છે એ વાત ખરી; પણ મારો વિચાર મારા સસરાજીએ જે વેવીશાળ કર્યું છે તે જ કાયમ રાખવાનો છે અને તેથી એમની ઇચ્છા ગમે તેવી હોય પણ મારી ઇચ્છા

મારી સીતાને મહીધરરાયના પ્રભાકર વિના બીજા કોઇને પણ આપવાની નથી. ”

આ સાંભળતાં જ ઇન્દુનો મીજાજ ગયો. તે ભ્રકુટી ચઢાવતો બોલી ઉઠયો: “ અમારી વાતમાં તારે વચ્ચે પડવાની જરૂર નથી. સીતાના હિતની ચિન્તા તને છે અને મને શું નથી ? જા, તું તારે ઘરમાં બેસી રહે.

વિશ્વમોહનરાય બોલ્યા: “ નહિ, ઇન્દુવદનરાય ! તમારાં પત્ની જે કહે છે તે ખરૂં કહે છે; તેમની વાત કાંઇ તિરસ્કારી કાઢવાજોગ નથી. તમારા પિતાજી જે વેવીશાળ કરી ગયા છે તે તમારે કબૂલ રાખવું જોઇએ. ”

“ તે ખરૂં, પણ આજે એ પ્રભાકર જીવતો જ કયાં છે ? આજથી દશ બાર વર્ષ પહેલાં તે મરી ગયો છે. મારા પિતા થોડા વખત પહેલાં મરણ પામ્યા તે વખતે તે કહેતા ગયા કે પ્રભાકર જીવતો છે અને તેને મેં જોયો છે; હવે આટલી વાત ઉપર આધાર રાખીને ઉંમરલાયક થએલી કન્યાને ઠેકાણે ન પાડીએ અને રાહ જોઇને બેસી રહીએ તે શું સારૂં કહેવાય ? ”

રૂક્મિણી બોલી ઉઠી: “ સત્યને છુપાવો નહિ. પ્રભાકર અનાથાવસ્થામાં છે તે તો પિતાજી કહેતા હતા, પછી તમે શામાટે તેને શોધવાનો યત્ન કરતા નથી ? તેનો ઉદ્ધાર કરવાનું શું પિતાજીએ નહોતું કહ્યું ? ”

વિશ્વમોહનરાય બોલ્યા: “ જો એમ હોય તો તેને શોધીને તેની વેરે સીતાને પરણાવવી તે જ ન્યાય છે. તે બાબત નક્કી ન થાય ત્યાંસુધી સન્મુખનું સગપણ પણ હું સીતા વેરે કરવા ઇચ્છું નહિ. ઇન્દુભાઇ ! એક વાર પ્રભાકરને શોધવાને મહેનત કરો; તે જો જડે તો ભલે, નહિ-તો જાઓ, હું વચન આપું છું કે મારો સન્મુખ સીતાને માટે તૈયાર છે; પછી શી ફીકર છે ? ”

“ વિશ્વમોહનરાય ! તમે ભુલો છો; પ્રભાકર જીવતો હોવો જ સંભ-

વિત નથી અને જીવતો હોય તો શી ખબર કે તે હિંદના ક્યા ભાગમાં છે? માટે એ વાત જવા દો અને સન્મુખ અને સીતાનું જોડું આપણે અહીં જ નક્કી કરી વાળો."

"નહિ, નહિ, એવું ગેરવાજબી કાર્ય મારાથી નહિ થાય; તમારે એક વાર પ્રયત્ન કરવો જોઇએ અને છેવટે જ આ ઉપાય હાથ ધરવો જોઇએ." એમ બોલતા વિશ્વમોહનરાય ઉઠયા અને દાદર ઉતરવા લાગ્યા. રૂક્મિણી ત્યાંથી ખસી ગઇ, ઇન્દુ નિરાશ થઇ ગયો અને રૂક્મિણી ઉપર એટલો ક્રોધાન્વિત થઇ ગયો કે જો વિશ્વમોહનરાય ત્યાં ન હોત તો તે તેના ઉપર પ્રહાર કર્યા વિના ન રહેત!

વિશ્વમોહનરાય થોડી વાર ઓફીસમાં બેસીને જતા રહ્યા. ઇન્દુ નિરાશાના કોટમાં ઘેરાઇ ગયો. રૂક્મિણીએ સઘળી બાજી બગાડી નાંખી અને વિશ્વમોહનરાય પાસે પોતાની અક્કલના તથા પોઝીશનના કાંકરા કરી નાંખ્યા તે માટે તેને બહુ લાગી આવ્યું અને તે એટલેસુધી કે તે દિવસે તેણે ખાધું પણ નહિ! તેને રૂક્મિણીનું મ્હોં જોવું પણ ગમતું નહોતું અને તેથી જ તેણે રસોડામાં પગ મેલ્યો નહિ. તે નખથી શિખાસુધી ક્રોધાગ્નિથી બળી રહ્યો હતો અને ચિન્તામાં નિમગ્ન બની ગયો હતો.

---

## પ્રકરણ ૩૬ મું.

### સ્વામી કે શત્રુ?

પત્નીથી અપમાનિત થએલા પતિના મનનો ઉદ્વેગ કેવો અપરિમિત હોય? વિશ્વમોહનરાયની સમક્ષ રૂક્મિણીએ ઇન્દુને અપકીર્તિત કર્યો, ત્યારથી જ ઇન્દુના મનનો સઘળો રોષ તેના પર ઉતરી પડયો હતો. પત્ની સાથેના અબોલા હવે હમેશના અને સજ્જડ થઇ પડયા હતા. રૂક્મિણીને

જોતાં જ ઈન્દુને તે કાળ સરખી લાગતી અને તે વખતે ક્રોધથી બળું બળું થઇ જતો. રૂકિમણી સીતાને પ્રભાકર વેરે પરણાવવા માટે જેટલા પ્રમાણમાં આગ્રહ ધારી બેઠી હતી તેથી વધારે પ્રમાણમાં દુરાગ્રહ હવે ઇન્દુ પકડી બેઠો. કદાચ પ્રભાકર પોતાની મેળે જડી આવે તોપણ હવે સીતાને તેની વેરે ન પરણાવવી અને હઠીલી રૂકિમણીના મનનું ધાર્યું થવા દેવું નહિ એવું તેણે ધારી રાખ્યું.

દિવસ પછી દિવસ વીતી જવા લાગ્યા. ઇન્દુનો રોષ વધતો ગયો અને તેનો દુરાગ્રહ વધારે મજબૂત થતો ગયો. રૂકિમણીને શીકસ્ત આપીને પોતાનું ધાર્યું કરવાનો નિશ્ચય પાર પાડવાને તે પ્રયત્ન કરવા લાગ્યો. એક વાર મનને અપ્રિય થઇ પડેલી ગૃહિણીને બેજાન કરી નાંખવાનો વિચાર પણ તેના દિલમાં ઊભો થયો, પરન્તુ તેવું સાહસ કરવાનો મનમાં વિચાર આવતાં જ દિલ ડગમગ્યું. ખૂન કરવાની સગવડ મેળવવી મુશ્કેલ છે એ વિચાર પણ સહજ ડોકિયું કરી ગયો.

પુનમચંદ શેઠ અને ઇન્દુવદનરાયનો સંબંધ હવે લગભગ હમેશના જેવો થઇ ગયો હતો. શેઠની પેઢીનું પરચુરણ કામકાજ ઇન્દુવદનરાયને મળતું અને મેસર્સ ગીરીદેવ, રોકજોખ તથા ધરભરેની પેઢી તરફથી પણ કોઇ કોઇ વાર એનગેજમેન્ટ મળતી. આથી મહીનામાં એક બે વાર શેઠ અને બારીસ્ટર મળતા અને કાંઇ જરૂર જોગી વાતચીત કરીને છૂટા પડતા.

આજે શનિવારનો દિવસ હતો. ઇન્દુવદનરાયનો વિચાર દરિયાકિનારાપર જરા ફરીને નાટકમાં જવાનો હતો અને તેથી ઓફીસમાંથી નીકળી ગાડીની તલાસમાં તે ઊભો હતો તેવામાં અચાનક પુનમચંદ શેઠની ગાડી નીકળી. શેઠની નજર સ્વાભાવિક રીતે બેરીસ્ટર ભણી ગઇ અને “ બેરીસ્ટર સાહેબ સલામ ! ” એમ સસ્મિત વદને બોલતાં શેઠે ગાડી ઊભી રખાવી. “ કેમ ? ક્યાં જવાના વિચારમાં છો ? ”

" દરિયાકિનારે જવાનો વિચાર કરૂં છું. માત્ર ફરવા જવું છે."

" ચાલો ત્યારે, ગાડીમાં આવી જાઓ; હું પણ ફરવા જઉં છું."

બેરીસ્ટર સાહેબ શેઠની ગાડીમાં ચડી બેઠા. ગાડી મસ્જીદ બંદર તરફ ચાલી. ત્યાં થોડું ફરીને શેઠ દાદર તરફ ઉપડયા. બેરીસ્ટર પણ સાથે જ રહ્યા.

" આપ પણ મારી સાથે જ આવશો ને ? મારે જરા દાદર જવું છે."

" રાત્રિને વખતે દાદર શું કામ ?" ઈન્દુએ પૂછ્યું.

" જરા ગમ્મત છે, આખો દિવસ પેઢીનું વૈતરૂં કરીએ ત્યારે રાત્રે જરા સુખચેન પણ જોઇએ ને ? કેમ તમને તે પસંદ ખરૂં કે નહિ ?" શેઠે જવાબ મેળવવાને બેરીસ્ટર ભણી નજર કરી રાખી.

ઈન્દુ શેઠની વૃત્તિ સમજી ગયો. શેઠે દાદરમાં કોઇ સ્ત્રી રાખી હશે એમ તે સમજ્યો અને શેઠના પ્રશ્નનો ઉત્તર આપતાં બોલ્યોઃ " કામકાજથી થાકી ગયા પછી આરામ તો જોઇએ જ અને ઘડીભર વિનોદ પણ જોઇએ."

" ત્યારે તો ચાલો, તમને પણ મારી સાથે આનંદ પડશે."

બન્ને જણ દાદર ગયા. દાદરમાં શેઠનો બંગલો હતો. ત્યાં એક વૃદ્ધ સ્ત્રી શેઠને માટે રાહ જોઈ રહી હતી. શેઠ તે સ્ત્રીને એકાંતમાં મળ્યા. થોડી વારે તે સ્ત્રી પોતાની સાથે બે નાજુક સ્ત્રીઓને લેઇને હાજર થઇ. શેઠે તે વૃદ્ધ સ્ત્રીના હાથમાં સો રૂપિયાની નોટ મેલી. ઈન્દુ આ સઘળો બનાવ જોઈ રહ્યો. શેઠની હિંમત જોઇને તે તાજુબ થયો. પોતાની પેઠે ઈન્દુને પણ બે ઘડી આરામ લેવા માટે શેઠે આગ્રહ કર્યો. ઇન્દુએ પહેલાં તો જરા આનાકાની કરી, પણ પછી તો બાળકનું મન લાડુ જોઇને લલચાઇ જાય તેમ બેરીસ્ટર સાહેબ પલળી ગયા અને શેઠના આગ્રહનો સ્વીકાર કર્યો !

* * * *

મધરાત થતાં પુનમચંદ શેઠ અને ઇન્દુવદનરાય દાદરથી પાછા ફર્યા. માર્ગમાં બેરીસ્ટરે વાત કાઢી: "કેમ શેઠ સાહેબ, હવે કુંદનને તમારે ત્યાં ગમે છે કે નહિ ?"

"કેમ ન ગમે ? હવે તો તે તેના મામાનું નામ પણ દેતી નથી. હું પણ મારો ઇરાદો પૂરો કરવાની તજવીજમાં જ છું."

"શો ઇરાદો ?"

"આપને મેં હજી નથી જણાવ્યું ? લ્યોને જણાવી જ દઉં. આપણા વચ્ચે વળી ક્યાં ભેદભાવ રહ્યો છે ? કુંદનને મારા ગુમાસ્તા કાનજીવેરે પરણાવી દેવાની તજવીજ ચાલે છે. તે કાનજીને પરણશે કે તુરત જ તેની સઘળી મીલકત મારા હાથમાં આવી ગઈ સમજવી." શેઠે કહ્યું.

"શેઠજી ! તમારો ઇરાદો છેવટે તમે પાર પાડયો ખરો !"

"અરે બેરીસ્ટર સાહેબ ! તમે મને કેવો સમજો છો ? લીધી વાત હું કદી મેલું જ નહિ. મેં તો ક્યારની એ કુંદનની મીલકત કબજે કરી લીધી હોત; પણ શું કરૂં ? મારી સ્ત્રી વચ્ચે પડી." શેઠે જરા ફુલાતાં કહ્યું.

"કેવી રીતે ?"

શેઠ ધીમેથી બોલ્યા: "કુંદનનું કાટલું કાઢી નાંખવાની જ મેં તૈયારી કરી રાખી હતી, સઘળી સામગ્રી તૈયાર હતી, પણ તેવામાં મારી સ્ત્રીએ આ રીતે મીલકત મેળવવાની યુક્તિ સૂચવી એટલે પછી તે ઘાતકી પ્રયોગ મારે બંધ રાખવો પડયો."

"પણ તેમ કરતાં તમે ખૂનના ગુન્હામાં સપડાઈ જાત તો ?"

"હું ? હું શું સપડાઉં ? અરે રામ રામ કરો ! શું હું કાચો છું ? અમારા ડોસાભાઇ દુબલાજી ડાક્ટરે એવી મજાની દવા આપેલી કે એક રાતમાં બેડો પાર થઇ જાય અને ભલભલા ડાક્તર પણ ખૂન થયું છે એમ કળી શકે નહિ !"

"એવી દવા પણ શું આવતી હશે કે?"

"હા, કેમ ન આવે? રસાયણશાસ્ત્રીઓએ શું ખૂન કરવાની સહેલી ગોઠવણ કરી આપવા જેવી દયા નહિ રાખી હોય?"

"ત્યારે મને એવી દવાની જરૂર છે." ઇન્દુએ થડકતે હૃદયે કહ્યું.

"આપને વળી શી જરૂર પડી છે? કોનું કાટલું કાઢવું ધાર્યું છે?"

"તે વાત હું પછી આપને કહીશ; પણ અત્યારે જ તમારે મકાનેથી મને તે દવા લાવી આપો."

"ચાલો; ખુશીથી આપીશ. માર્ગમાં જ મારૂં મકાન આવે છે. ત્યાંથી દવા લઇને ગાડીમાં જ આપ આપને ઘેર જઇ શકશો."

થોડી વારે ગાડી શેઠને મકાને પહોંચી. શેઠે ઝેરની શીશી ઇન્દુને આપી અને તેનો ઉપયોગ કરવાની રીત પણ સૂચવી. અપ્રિય થઈ પડેલી સ્ત્રીનું ખૂન કરવાને તૈયાર થએલો ઇન્દુ તે રૂક્મિણીનો સ્વામી કે શત્રુ?

## પ્રકરણ ૩૭ મું.

### પત્નીહત્યા!

મનુષ્યમાં દુર્ગુણનો વાસ શાથી થતો હશે? જેટલી ઝડપથી દુર્ગુણનો વાસ થાય છે તેટલી ઝડપથી સદ્‌ગુણનો વાસ કેમ નહિ થતો હોય? માનવપ્રકૃતિના અભ્યાસીઓ કહે છે કે મનુષ્યની પ્રકૃતિનું બંધારણ જ એવા પ્રકારનું છે કે તેના તરફ દુર્ગુણનું આકર્ષણ વિશેષ ત્વરાથી થાય છે. નાટક એક એવા પ્રકારનું સાહિત્ય છે કે જેમાં અનેક પ્રકારના રસોનું મનોનુકૂળ મિશ્રણ કરવામાં આવ્યું હોય છે; હાસ્ય, કરૂણા, શૃંગાર, શાંત ઇત્યાદિ રસોનું પ્રતિપાદન કરનારા પ્રસંગો નાટકના પ્રયોગમાં બહુવિધ આવે છે; પરન્તુ તેમાંથી શાંત કે કરૂણા રસની અસર માનવપ્રકૃતિ ઉપર ક્ષણિક

નીવડે છે અને શૃંગાર અને હાસ્યના પ્રસંગો જાણે કે વજ્રલેપ થતા હોયની તેવી રીતે દૃઢ અસર કરનારા નીવડે છે. પ્રભુભક્તિને માટે દેવમંદિરોમાં કરવામાં આવતી મનોરમ રચનાઓ તરફ લોકો આકર્ષાઇ રહે છે અને પ્રભુભક્તિના નામનું સ્વપ્ન પણુ આવતું નથી તેનું કારણુ પણુ એ જ છે. માત્ર સુંદર દેખાવમાં લોભાઇ રહેવાના સ્વભાવથી માનવપ્રકૃતિને તે દેખાવ માત્ર રૂચે છે; પરન્તુ અંતર્ગત પ્રભુભક્તિનો વાયુ પણુ વાતો નથી; બલકે જો તેવો વાયુ વાય છે તો એક ક્ષણમાં પસાર થઇ જાય છે ! માનવપ્રકૃતિનું બંધારણુ જ આમાં કારણીભુત છે.

ઇન્દુવદનરાય એક ભણેલો ગણેલો વિદ્વાન્ ધારાશાસ્ત્રી હતો. પાશ્ચાત્ય પ્રદેશમાં તે રહી આવ્યો હતો. નીતિ–અનીતિને સારી પેઠે સમજતો હતો. પુણ્યપાપની પણુ કાંઇક કલ્પના તેને પિતાના આધ્યાત્મિક ગુણરૂપ વારસામાં મળી હતી. પરન્તુ મુંબઇના મોહમય પાશમાં અને લક્ષ્મીના અભિમાનભર્યા આવાસમાં એ નીતિ–અનીતિની સમજણુ અને પિતાનો અમૂલ્ય આધ્યાત્મિક વારસો તેણે ગુમાવી દીધો હતો. કાવાદાવા કરીને પૈસાદાર થએલા વકીલ બારીસ્ટરો જેઓ પેટ્રોલને બદલે અસીલોનાં લોહી બાળીને મોટાર દોડાવતા હોય છે, એક કલાકની સલાહ માટે બસો કે પાંચસો રૂપીયાનાં બીલ કરી નાણાંની નીચોવણી કરતા સોલીસીટરો અને કજીઆ કરાવીને પૈસા કુટી કાઢનારા કજીઆદલાલો તથા કલાર્કો જ્યાં સઘળી દિશાએ જોવામાં આવતા હોય, જ્યાં પરોપકાર, સત્ય અને નીતિનું દૃશ્ય ભાગ્યે જ નજરે પડતું હોય અને જ્યાં પાપ–પુણ્ય કરતાં લાભ–ખોટનો જ વિચાર પ્રધાનપણે પ્રવર્તતો હોય, ત્યાં નીતિ–અનીતિ કે સત્યાસત્યની કલ્પના ક્યાંથી ટકી શકે ? ઇન્દુવદનરાયની બુદ્ધિ ઉપર–પ્રકૃતિપર આ સઘળા ચુંબકની અસર થવા પામી હતી. તેની કાયદાબાજ બુદ્ધિ કે જે સાચાને ખોટું પુરવાર કરવામાં અનેક વાર ફતેહ મેળવી ચૂકી

હતી, જે અનેક ખૂનીઓને નિર્દોષ પુરવાર કરીને મુક્ત કરી ચૂકી હતી અને જે સેંકડો ખોટા દાવાઓને માટે પણ હુકમનામાં મેળવીને પાવરધી થઇ ચૂકી હતી, તેને સ્ત્રીનું ખૂન કરવાનું કાર્ય કાંઈ બહુ મોટું નહોતું!

રૂક્મિણી તેના પતિની વૈરિણી કેવી રીતે થઇ પડી હતી તે આગળ દર્શાવવામાં આવ્યું છે. ખાસ કરીને વિશ્વમોહનરાયની સમક્ષ ઈન્દુના માનના કાંકરા થયા, ત્યારથી રૂક્મિણી ઈન્દુને અત્યંત અપ્રિય થઈ પડી હતી અને જ્યાંસુધી તે જીવતી રહે ત્યાંસુધી સીતાનું સગપણ બીજે ક્યાંય કરી શકાવાનું સંભવિત નહોતું. તેથી અનાજ્ઞાશીલ પત્નીને બેજાન કરી નાંખવામાં જ ઇન્દુએ પોતાનું હિત માન્યું. પહેલાં તો તે વિચાર આવતાં જ તેનું અંતઃકરણ થરથર્યું હતું; પરન્તુ પુનમચંદ જેવો વાણીયો સહીસલામત રીતે ખૂન કરવાની હિંમત ધરે અને પોતે ડરકુ થાય તે વિચારે તેનામાં કાંઇક હીંમત આણી હતી. ખોટા મુકર્દમાને સાચા અને સાચાને ખોટા સિદ્ધ કરવાની પોતાની બુદ્ધિનો તત્ક્ષણ તે હિંમતને આશ્રય મળ્યો. વળી વિષપ્રયોગ કરવા માટેનું સાહિત્ય પણ પુનમચંદ તરફથી તુરત જ મળી ગયું! આ સઘળી સામગ્રી—રૂક્મિણીના કાળરૂપ સામગ્રી યમદેવે જ તૈયાર કરીને મોકલી હોય અને ઈન્દુને તે યમદેવના દૂતના રૂપમાં જ રૂક્મિણીનો પતિ ઠરાવ્યો હોય તેમ જણાયું.

જે વખતે ઈન્દુ ઝેરની શીશી સાથે પોતાને મકાને આવ્યો ત્યારે મધરાત થઇ ગઈ હતી. રામાએ બારણું ઉઘાડયું અને ઇન્દુ ઉપર ગયો. કપડાં ઉતારીને બિછાનામાં પડયો. બત્તી ધીમી બળતી હતી તેને જરા સતેજ કરી. આસપાસ નજર કરીને રૂક્મિણીના ચહેરા ભણી જોયું. તે નિર્દોષ વદન આનંદસ્વપ્નમાં નિમગ્ન હતું! તે વદનપરની નિર્દોષતાએ ખૂની હૃદયના સ્વામીપર કાંઇ જ અસર નીપજાવી નહિ. બાજુમાં એક નાના ઘોડાના ખાટલામાં સીતાકુમારી ભરનિદ્રામાં હતી. ઈન્દુએ વ્હાલથી તેના

કપાળપર હાથ ફેરવ્યો. સહજ સ્પર્શ થતાં બાળાએ પાસું બદલાવ્યું. તે જાગી જશે એવી બીતિથી ઇન્દુ જરા ચમક્યો. "સીતા, સીતા!" એવા ધીમા સાદ કર્યાં, પણ સીતા બોલી નહિ એટલે તે સમજી ગયો કે તે નિદ્રામાં છે.

ખીંટીએ ભેરવેલા વેસ્ટકોટના ગજવામાંથી ઇન્દુએ આસ્તે રહીને ઝેરની શીશી કાઢી. ધીમે પગલે તે રૂક્મિણીના પલંગની નજીકમાં આવ્યો અને પાસું ફેરવી સૂતેલી પત્નીની પાછળ પલંગની ઇસપર તે ધીમેથી બેઠો. એક ચોર રાત્રિને સમયે સંતાતો અને લપ્પાતો ઘરમાં પેસે અને ઘરમાં સૂતેલાંઓ રખેને જાગી જાય તેવી બ્હીકથી આસ્તે આસ્તે પગલાં ભરે તેવી રીતે આસ્તેથી પલંગપર બેસીને તથા ડોક લંબાવીને ઇન્દુએ રૂક્મિણીના વદન તરફ નજર કરી. રૂક્મિણી ભરઉંઘમાં જ હતી અને કઠોર હ્રદયના પતિને તેનું કુકર્મ કરતાં કોઇ પણ અટકાવી શકે તેમ નહોતું. પોતાના હાથમાંની શીશીપર ઇન્દુએ નજર કરી અને હવે તુરત જ કામ કરી નાંખવું તેવો વિચાર કર્યો. પરન્તુ મનની ત્વરિત ગતિએ વળી વિઘ્ન આણ્યું. તેને વિચાર થયો કે એક જ રાતમાં અચાનક રીતે રૂક્મિણી મરી જશે અને કદાચ પોલિસને ખબર પડતાં તે તપાસ કરશે તો? પડોશીઓને ખૂન થયાનો વ્હેમ જશે તો? કાંઇ રોગનું નામ આપીશું અને કોઇ પૂછશે કે કયા દાકતરની દવા કરતા'તા, તો પછી શું કહીશું? એ સઘળા વિચારો મનમાં આવવા લાગ્યા; પરન્તુ તેના સઘળા ખુલાસા ઇન્દુની બુદ્ધિએ તરત જ કરી વાળ્યા, પછી તેણે પોતાની ધારણા પ્રમાણે કૃત્રિમ નાટક ભજવવાનો મનમાં વિચાર કરી વાળ્યો અને તેણે માન્યું કે એમ કરવાથી પોલિસમાં પણ કાંઇ ખબર પડશે નહિ, તેમ જ પડોશીઓને પણ ખૂનનો વ્હેમ આવશે નહિ.

આ પ્રમાણે મનમાં નિશ્ચય કરી વાળ્યા પછી હવે કામ પૂરૂં કરી

નાંખવામાં બહુ વિલંબ કરવાનું તેણે વાજબી માન્યું નહિ. પુનઃ તેણે ઝેરની શીશી સામે નજર કરી અને રૂક્મિણીની મીંચેલી આંખો ભણી નેત્રો લંબાવ્યાં. તે નિર્દોષ અબળા પહેલાંની જેમ જ અત્યારે પણ ઘસઘસાટ ઉંઘતી હતી! તે બિચારી જાણતી નહોતી કે પોતાનો સ્વામી જ પોતાના જીવનનો શત્રુ બનીને મસ્તિકપર મૃત્યુમધુકરની પેઠે પરિભ્રમણ કરી રહ્યો છે! ઇન્દુએ ઝેરની શીશીનો બૂચ ઉઘાડયો અને એ ખુલ્લી શીશી રૂક્મિણીના નાક તરફ લંબાવી. નાકને શીશી અડકતાં જ—સ્પર્શ થતાં જ ઇન્દુ ધ્રુજી ઉઠયો—રખેને તે જાગી જશે એવા ભયથી હાથ પાછો ખેંચી લેવાયો; છતાં તે નિર્દોષ આંખો તો મીંચેલી જ હતી! મુગ્ધ મન પાપને ભલે અપાપ સમજે, પરન્તુ આત્મા—અંતરાત્મા પાપને પાપ જ સમજે છે અને તેની વિશુદ્ધ પ્રેરણા કેવળ અદશ્ય થતી નથી. પાપ કરતાં ભય રાખવાનો આત્માનો સ્વભાવ સ્વયમેવ સ્ફુરી આવ્યા વિના રહેતો નથી. ઈન્દુના મન ઉપર અંધકારનું આવરણ આવી ગયું હતું, પરન્તુ તેનો આત્મા આ પાપને સમજતો હતો અને તેથી જ તે પાપના પ્રારંભમાં તે આત્મા ભય પામી જાય તે સ્વાભાવિક હતું.

ઇન્દુ સ્વલ્પ સમય તેમ ને તેમ જ બેસી રહ્યો. કાંઇક જૂદા જૂદા વિચારો મગજમાં જન્મ પામ્યા ખરા, પરન્તુ તુરત જ તે અદશ્ય થઇ ગયા. પોતાની વૈરિણી ઠરી ચૂકેલી પત્નીનો વિનાશ કરી સ્વમાન સાચવવાનો વિચાર ઇન્દુના મનમાંથી દૂર થઇ શકયો નહિ. પુનઃ તેણે ઝેરની શીશીવાળો હાથ રૂક્મિણીના નાક તરફ લંબાવ્યો; પણ તે પહેલાં તે નિદ્રાધીન જ છે તેની ખાત્રી કરવાની ભયાતુર આત્માને પ્રેરણા થઈ. "રૂક્મિણી! રૂક્મિણી!" એવા બે ધીમા સાદ ઇન્દુએ તે ખાત્રી કરવા માટે કર્યા.

"શું છે? શું કામ છે? મને તમે બોલાવો છો?" એમ કહેતી

રૂક્મિણી જાગૃત થઇ ! લંબાવેલો હાથ ઇન્દુએ પોતાની પીઠ પાછળ છુપાવી દીધો અને રૂક્મિણી સહસા જાગી જવાથી તે પણ ચમકી ગયો ! તેના ચિત્તમાં એકદમ ગભરાટ પેસી ગયો અને રૂક્મિણીના પ્રશ્નોનો જવાબ આપવાનું પણ તેને ભાન રહ્યું નહિ !

"હું જાગું છું, કહોને તમારે શું કામ છે ?" બિછાનામાં પડયાં પડયાં રૂક્મિણીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"મને બફારો બહુ લાગે છે અને પેલા પંખા કયાં મૂકયા છે ?" ઇન્દુએ જવાબ આપવાનું એક બ્હાનું શોધી કાઢયું !

"ટેબલપર નથી ?"

"ના."

"ત્યારે ચાકરે કબાટમાં મૂક્યા હશે. કબાટમાંથી લઇ લ્યો ! મારી આંખો તો ઉંઘમાં ઉંચીએ થઇ શકતી નથી." એમ કહેતી રૂક્મિણી ફરી પડખું વાળી સૂતી.

પાપ છૂપું રાખવામાં ફતેહમંદ નીવડવાથી આનંદિત થતો પરન્તુ થરથરતા હૃદયવાળો ઇન્દુ ઉઠયો. ઝેરની શીશી બંધ કરીને પુનઃ તેને ગજવાગાં નાંખી દીધી. કબાટમાંથી પંખો કાઢીને તેવડે પવન ખાતો તે પોતાના બિછાનામાં પડયો, પણ ઉંઘ્યો નહિ. અર્ધો કલાક ગયો. ઉંઘતી રૂક્મિણીનાં નસકોરાં બોલવા લાગ્યાં અને પુનઃ ઇન્દુ ગજવામાંથી શીશી કાઢીને પત્નીનો ઘાત કરવા માટે તૈયાર થયો ! મનમાં વિચાર થયોઃ "હું કેવો ડરકુ બની ગયો છું ! જરા પણ હિંમત રાખી શકતો નથી ! ફક્ત થોડો વખત નાક સામે શીશી ધરી .રાખવામાં શામાટે થરથરી ઉઠવું જોઇએ ?" જરા હિંમત આવી અને આ વખતે તે રૂક્મિણીના પલંગ તરફ ધીમે પગલે નહિ પણ ઉતાવળે પગલે ગયો. પલંગની ઇસપર બેઠો. આ વખતે રૂક્મિણીનું વદન પોતાની તરફ જ હતું. તેણે તુરત જ શીશી

ઉઘાડી અને રૂક્મિણીના નાક આગળ ધરી. પહેલાં તો જરા કમ્પ અનુભવાયો પણ તુરત જ હિંમતનો વિચાર મનમાં આવ્યો અને હાથ દૃઢ રીતે સ્થિર રહી શકયો. પાંચેક મિનિટ વીતી ગઇ અને તુરત જ રૂક્મિણીના શ્વાસોચ્છ્‌વાસમાં વિકૃતિ જણાવા લાગી. તે ગુંગળાઇ જતી હોય–મુંઝાઈ જતી હોય તેમ ઉંઘમાં ને ઉંઘમાં વિહ્‌વળ થતી જણાઇ. શ્વાસ ઘુંટાવા–ઘોળાવા લાગ્યો. આમથી તેમ અને તેમથી આમ તે પડખાં બદલાવવા લાગી. ઇન્દુ વિષની અસરને સમજી ગયો અને તુરત જ શીશીમાંનું થોડું વિષ રૂક્મિણીના કાળજા ઉપર પુનમચંદ શેઠની સૂચના પ્રમાણે લગાવી દીધું ! શીશી બંધ કરીને તે પાછો બિછાનામાં આવીને પડયો.

*  *  *  *

પ્રભાત થતાં પહેલાં તો રૂક્મિણી બિછાનામાં ને બિછાનામાં શબ થઇને પડી ! તે ઉંઘમાંથી જાગી પણ શકી નહિ કે કાંઇ બોલી પણ શકી નહિ. પરોઢમાં ઈન્દુ ઉઠયો. એક ભાડુતી ગાડી કરીને પુનમચંદ શેઠને ત્યાં પહોંચ્યો. વિષપ્રયોગની સઘળી વાત કહી. શેઠ તો દાંતમાં આંગળી નાંખતા ચકિત થયા. ઇન્દુએ હવે ડોસાભાઈ દુબલાજી ડાક્તરની મદદની જરૂર દર્શાવી. શેઠ અને બેરીસ્ટર ડોસાભાઇને ત્યાં ગયા અને સઘળી વાત કરી. ડોસાભાઇએ બરાબર વખત વિચારીને વીસ હજાર રૂપિયાની માંગણી કરી ! વકીલ સૌને લુંટે તો વકીલને લુંટનાર કેમ કોઇ ન મળે ? છેવટે પંદર હજારે ઠર્યું. ઈન્દુએ પંદર હજાર રૂપિયાનો ચેક લખી આપ્યો એટલે ડોસાભાઇ ડાક્તર પ્રભાત થતાં પહેલાં ઈન્દુને ત્યાં આવ્યા. રૂક્મિણીનું શબ જોયું. ગોળો ચડવાથી બેભાન છે એમ કહી દવા આપી. સ્હવાર થતાં ડાક્તર બીજી વીઝીટ કરવા આવ્યા અને જાહેર કરી દીધું કે એકાએક મરણ થઇ ગયું છે માટે કુંકી બાળો !

## પ્રકરણ ૩૮ મું.

### કુંદન અને કાનજી.

પોતાના કાકા પુનમચંદ શેઠને ત્યાં કુંદનને હવે જરા પણ દુઃખ પડતું નહોતું. શેઠાણીનું પણ કુંદન ઉપર આતુલિત હેત હતું. જેમ જેમ દિવસ જતા હતા, તેમ તેમ એ હેતમાં વૃદ્ધિ જ થતી હતી. ઘણી વાર એમ જોવામાં આવે છે કે દિવસ વીત્યે સ્નેહમાં અને હેતમાં ન્યૂનતા આવતી જાય છે, પણ પુનમચંદ શેઠ અને માનકોર શેઠાણીનું હેત તો કુંદનપર દિવસે દિવસે વૃદ્ધિ પામતું જતું હતું. કુંદનને કેટલીક વાર દરિયા-કિનારે ફરવા જવાની ઇચ્છા થતી અને શેઠ તો માત્ર પોતાને માટે જ ગાડી રાખતા. સાંજે વખતસર ગાડી ઘેર ન હોય તો કુંદનને બહાર ફરવા જવાની ઇચ્છા દબાવી રાખવી પડતી. તેણે એક વાર પોતાના કા-કાને પોતાની ઇચ્છા જણાવી કે બીજે જ દિવસે શેઠે ૨૨૦૦ રૂપિયા ખ-ર્ચીને એક વિકટોરિયા તથા ઘોડો ખરીદ્યાં. તે સાથે એક નવો કોચમેન પણ રાખ્યો અને કુંદનની ઇચ્છાને એક જ દિવસમાં પૂરી કરી! આ સિવાય બીજી ઘણી નાની મોટી માંગણીઓ કુંદને પોતાના કાકા પાસે કરેલી અને તે પુનમચંદ શેઠે જરા પણ આનાકાની વિના પૂરી કરેલી. માનકોર શેઠાણી પણ 'કુંદન' 'કુંદન' કરીને રોજ ઘેલાં બનતાં. કુંદનનું માથું દુખતું હોય અને તે ન જમે તો શેઠાણી પણ જમ્યા વિના રહે! કોઇને ડાક્તરને તેડવા કહે, કોઇને કોલનવોટરની શીશી લાવવા સૂચવે અને "તને કેમ છે મારી દીકરી?" એમ કહી કહીને વ્હાલ બતાવે! આખો દિવસ જો કુંદન ન જમે તો તે પણ ન જમે, પરન્તુ રાત્રે છાનું જમી લેવાનું ચૂકે નહિ! એ પ્રમાણે કુંદનપર કૃત્રિમ હેત બતાવીને પોતાની ધા-રણા પાર પાડવાની બાજી શેઠ અને શેઠાણી બન્ને રમ્યે જતાં હતાં.

એક બાજુએ શેઠ અને શેઠાણી કુંદન ઉપર હેત દર્શાવીને તેની પ્રીતિને પાત્ર થતાં જતાં હતાં, ત્યારે બીજી બાજુએ શેઠાણીએ કાનજીને ધીમે ધીમે ચેતાવવા માંડયો: "કાનજી! રડયા! તું તો મુંબઇ આવ્યો પણ જરાએ સુધર્યો નહિ. તારી મા બિચારી દેશમાં દુ:ખમાં દહાડા કાઢે અને તું તો તારો બધો પગાર ઉડાવી દે અને ઘેર પાઇ પણ મોકલે નહિ!"

"મોટી બ્હેન! પણ મુંબઇમાં રહેવું એટલે ખર્ચ થાય જ ને?"

"શેનું ખર્ચ થાય? જમે છે તો અમારે ત્યાં, પછી મહિને બે-પાંચ રૂપિયા પરચુરણ ખર્ચના જોઇએ; બીજું ખર્ચ શેનું વળી? પણ તમે તો મુંબઇમાં લાલસાહેબ થઇને ફરતા હશો!"

કાનજી શરમાઇ ગયો અને કાંઇ પણ જવાબ આપ્યા વિના નીચું નિહાળી રહ્યો. શેઠાણીએ આગળ ઠપકો દેવા માંડયો: "રડયા કાનીયા! તારામાં બુદ્ધિ જ કયાં બળી છે? રૂડો, રૂપાળો, અંગ્રેજી ભણેલો અને હુંશીયાર છું, પણ પાછા લાલસાહેબ! એ પૈસા બચાવ્યા પણ નહિ, નહિતો આટલી ઉંમરે તું કુંવારો શેનો રહે? અમારી ઓથ રહી એટલે ઘડીના છઠ્ઠા ભાગમાં તારૂં લગ્ન થઇ જાય, પણ તું સીધો કયાં ચાલે છે?"

"મોટી બ્હેન! ખરૂં કહું છું કે હું ખોટે માર્ગે પૈસા ખરચતો નથી. હા, એ ભાઇબંધો સરખેસરખા હોઇએ તો હોટેલમાં જઇને રૂપિયો ઉડાવી આવીએ કે નાટક જોવા જઇએ, પણ ખોટે માર્ગે એક પાઇ નહિ."

"હા, હું ઘણુંએ સમજું છું કે તું શાણો છે, પણ તારામાં બુદ્ધિ જ કયાં છે? આપણી કુંદનને માટે એક ઘરજમાઇ જોઇએ છે એમ તારા બનેવી કહેતા'તા. હવે જો તું બરાબર ચાલતો હોય અને શેઠને રૂચી ગયો હોય તો શેઠ તને જ ન પસંદ કરે! રડયા! જરા સમજ! કુંદનને અને તારા બનેવીને વ્હાલો થતો જા! તારૂં ભાગ્ય હશે તો લાખો રૂપિયાની મીલકત તારા હાથમાં આવશે." એવી ગોળગોળ ચેતવણી

આપીને શેઠાણી ચાલ્યાં ગયાં અને કાનજીની આંખ ઉઘડી ગઇ! પોતે જો બરાબર ચાલાકીથી વર્તે તો પોતાનું પાંદડું ફાટવાની તૈયારી છે એમ તે સમજ્યો અને તે જ દિવસથી શેઠનો કહ્યો બોલ ઉઠાવીને તે કામ કરવા લાગ્યો તથા કુંદનની સાથે ભેળાતો રહેવાનો યત્ન કરવા લાગ્યો.

કુંદનનું લગ્ન કાનજીની વેરે કરવાનું શેઠ–શેઠાણીએ નક્કી કરી રાખ્યું હતું, છતાં તે વાત કાનજીના જાણવામાં આવવા દીધા વિના શેઠાણીએ અલગ રહીને જ આ પ્રમાણે કાનજીને પ્રેરણા કરી. બીજી બાજુએ શેઠે પણ કાનજીની હુંશિયારીનાં વખાણ જોને તેને મ્હોંએ કરવા માંડયાં. કોઈ વાર વાતચીતમાં કુંદનને મ્હોંએ પણ શેઠ કાનજીનાં વખાણ કરતા. બે મહિના ગયા અને કાનજીએ શેઠને ખુશ કરવા માટે મન દઇને કામ કરવા માંડયું એટલે શેઠે તેનો પગાર વધારીને ૫૦ રૂપિયાનો કર્યો. કાનજી શેઠની પ્રીતિ સંપાદન કરી શક્યો ખરો, પણ હજી કુંદનની સાથે ભેળાઇ શક્યો નહિ. કાંઇ કામકાજ વિના કુંદન કાનજીની સાથે બહુ વાતચીતનો પ્રસંગ રાખતી નહિ. પણ એક વાર રાત્રે શેઠ અને કાનજી જમીને દીવાનખાનામાં બેઠા હતા, એટલામાં કુંદન ત્યાં આવી અને બોલી: " કાકા! આ વાક્યનું અંગ્રેજી શું થાય? આજ સ્હવારે માસ્તરે મને શીખવ્યું હતું, પણ અત્યારે હું ભુલી ગઇ."

શેઠ સ્મિત કરીને બોલ્યા: " બ્હેન! મારૂં અંગ્રેજી તો હવે ખડખડ પાંચમ જેવું સમજવું! આપણે તો બધું ભૂલી ગયા છીએ. આ કાનજીને પૂછ એટલે તે તને સમજાવશે." શેઠે કાનજીને કુંદનની સાથે હળતો મળતો કરવાનો પ્રસંગ એ પ્રમાણે તાણી મેળવ્યો અને શેઠ દીવાનખાનામાં આમતેમ આંટા ફેરા ખાતા બહાર ચાલ્યા ગયા.

કાનજી પ્રસંગ સાધતો બોલ્યો: " કહો જોઇએ શું વાક્ય છે? પાઠમાળાનું વાક્ય છે કે?"

"હા. એવું વાક્ય છે કે 'ખભાપરના ગુમડાથી મારા આખા હાથમાં દુઃખ થતું હતું તેથી મેં તેના હાથમાં પુસ્તક મૂક્યું.'" કુંદને વાક્ય કહી સંભળાવ્યું.

"બરાબર છે." કાનજી બોલ્યોઃ "હવે તમે એનું શું અંગ્રેજી કરો છો તે મને કહો એટલે તેમાં તમારી જ્યાં ચૂક થતી હશે તે હું તમને બતાવી આપીશ."

"The boil on the shoulder was paining my hand, so that I put the book in his hand." કુંદન બોલી.

"બરાબર છે. તમે જે અંગ્રેજી વાક્ય કહ્યું તે ખોટું નથી; પણ તેમાં એક મોટી ચૂક છે. અંગ્રેજીમાં 'હાથ' શબ્દને માટે 'હેન્ડ' અને 'આર્મ' એવા બે શબ્દો છે. આ વાક્યમાં જ્યાં પહેલાં તમે 'હેન્ડ' શબ્દ વાપર્યો છે ત્યાં 'આર્મ' શબ્દ વાપરવો જોઇએ."

"એનું કારણ શું?" કુંદને પ્રશ્ન કર્યો.

"ત્યારે હજી તમે 'આર્મ' અને 'હેન્ડ' વચ્ચેનો તફાવત સમજ્યાં જણાતાં નથી. માસ્તરે તે તફાવત નથી સમજાવ્યો?"

"ના."

"લ્યો તારે હું સમજાવું." એમ કહેતો કાનજી ખુરશીપરથી ઊભો થયો અને કુંદનના ખભાપર એક હાથ મૂકી બીજે હાથે કુંદનના હાથની કોણી પકડી કહ્યું: "જુઓ, આ ખભાથી કોણીસુધીના આખા ભાગને અંગ્રેજીમાં 'આર્મ' કહે છે. અને આ કાંડા તથા આંગળાં હથેળીવાળા ભાગને 'હેન્ડ' કહે છે. હવે જો ખભામાં ગુમડું થયું હોય તો આખા હાથમાં જ એટલે 'આર્મ' માં દુઃખ થાય, ખરૂં કે નહિ? કાંઇ એકલા 'હેન્ડ' માં જ દુઃખ થાય નહિ, માટે ત્યાં 'આર્મ' શબ્દ 'હાથ' ને માટે વાપરવો જોઇએ. અને પુસ્તક આપવાનું તે હાથમાં—

'હેન્ડ' માં જ અપાય, કાંઇ 'આર્મ' માં ન અપાય માટે તે સ્થળે તમે 'હેન્ડ' શબ્દ વાપર્યો છે તે બરાબર છે." એમ કહી કાનજીએ કુંદનના ખભા તથા કોણીપરનો પોતાનો હાથ પાછો ખેંચી લીધો.

"હા, હવે હું એ શબ્દો બરાબર સમજી." કુંદને કહ્યું.

"અને તેવો જ તફાવત પગના અંગ્રેજી શબ્દો 'લેગ' અને 'ફૂટ' માં રહેલો છે." કાનજીએ કુંદનને વધુ સમજાવવા માંડયું.

"કયો ભાગ 'લેગ' અને કયો ભાગ 'ફૂટ' કહેવાય ?"

"જુઓ, આ તમારી કમરથી પગના ઘુંટણ સુધીનો પગ 'લેગ' કહેવાય અને પગના કાંડા નીચેનો ભાગ 'ફૂટ' કહેવાય." એમ કહેતાં કાનજીએ કુંદનના કમરના ભાગને સ્પર્શ કરી આનંદ માન્યો!

એ પ્રસંગ વીતી ગયો. તેથી કાનજીને મોટો લાભ એ થયો કે હવે કાનજી અભ્યાસ નિમિત્તે કુંદનની પાસે વારંવાર તેના ઓરડામાં જઇ શકતો, તેનાં અભ્યાસનાં પુસ્તકો ચુંથતો, કોઈ વાર અંગ્રેજી વાક્યો પૂછીને કુંદનનો અભ્યાસ કેવો છે તે જોતો અને છૂટથી વાતચીત કરતો. કુંદન પણ એથી કાનજી સાથે જરા છૂટથી બોલી શકતી અને કોઇ વાર કહેતી કે "મને કાંઈ અંગ્રેજી વાક્યો પૂછો જોઇએ." આ વખતે કાનજી તેને કાંઇ અંગ્રેજી પૂછતો અને જો કુંદન કાંઇ ખોટા જવાબ આપતી તો તેમાં તેની ભૂલ બતાવીને તેને શીખવતો. આ પ્રમાણે દિવસે દિવસે કુંદન અને કાનજી વધુ ને વધુ ભેળાતાં ગયાં.

કાનજી બડો ચબરાક છોકરો હતો. તેનો પગાર ૫૦ રૂપિયા થયો એટલે પેઢીમાં હવે તેનું માન જરા વધવા લાગ્યું હતું. શેઠનો માનીતો હતો એટલે પેઢીનો મુનીમ પણ હવે તેનું માન સાચવતો હતો. જેઓ તેને કાનજી કહેતા હતા તેઓ હવે કહાનદાસ કહેવા લાગ્યા હતા અને કાનજીએ એક હુંશીયારીનું કામ કરવાથી શેઠે તેને બસો રૂપિયા ઇનામના

આપ્યા, ત્યારથી શેઠે પણ તેને 'કહાનદાસ' ના નામથી બોલાવવાનું શરૂ કરી દીધું હતું. આ પ્રમાણે કાનજી કહાનદાસ થઇ પડ્યો અને તેનો સીતારો ચડવા લાગ્યો.

એક વાર તેણે પેઢીના કેસ્યરને કહી દીધું કે "આ મહિને કુંદનનો માસ્તર પગાર લેવા આવે તો તેને ટોલ્લા ખવરાવજે." કેસ્યરે કહાનદાસની સૂચનાનો અમલ કર્યો. મહીનો પૂરો થયો એટલે માસ્તર પગાર લેવા આવ્યો. પાંચ દિવસ પછી આવવાનો કેસ્યરે વાયદો કર્યો. પાંચ દિવસ પછી આવ્યા એટલે બીજા દશ દિવસનો વાયદો કર્યો. દશ દિવસ પછી આવ્યા એટલે કહ્યું: "હવે બે મહિનાનો પગાર સાથે જ લઇ જજો." ગ્રેજ્યુએટ માસ્તર સાહેબને આ ટોલ્લા ખાવાનું પાલવ્યું નહિ એટલે કુંદનને ભણાવવા આવવાનું બંધ કર્યું! બે દિવસ માસ્તર ન આવ્યા એટલે કુંદને કાકા પાસે ફરિયાદ કરી કે બે દિવસથી માસ્તર આવતા નથી. કહાનદાસ પાસે બેઠો હતો તેણે કહ્યું:

"બે દિવસ પહેલાં માસ્તર કેસ્યર સાથે લડયા હતા અને મીજાજ કરીને ચાલ્યા ગયા હતા; બહુ મીજાજી ને તોછડો માણસ જણાય છે!"

"ત્યારે ધર્યો રહ્યો એ માસ્તર! ક્યાં મુંબઇમાં માસ્તરોનો તોટો છે?" શેઠે જરા મીજાજમાં આવી જતાં કહ્યું.

"અરે, કહેશો તો રોજ હું કુંદનને અભ્યાસ કરાવીશ; એમાં શી મોટી વાત છે? નકામો પગાર શાને ખરચવો?" કહાનદાસે વચ્ચે જણાવ્યું.

"હા હા, કહાનદાસ! એમ જ કરજે. બીજા કોઇ માસ્તરની તજવીજમાં તો હું રહીશ જ; પણ ન મળી શકે ત્યાંસુધી કુંદનને તું જ ભણાવજે."

કુંદનને આ નવી ગોઠવણ સામે કાંઇ વાંધો લેવા જેવું હતું જ નહિ. અમસ્થો પણ કહાનદાસ તેને કોઇ કોઇ વાર શીખવતો જ હતો. પત્યું! બીજા દિવસથી કુંદનનો માસ્તર કાનીયો—કાનજી—કહાનદાસ થયો!

# પ્રકરણ ૩૯ મું.

## ચાણાક્ષ કહાનદાસ.

કહાનદાસ પેઢીનું કામકાજ કરવા ઉપરાંત કુંદનને અંગ્રેજી અભ્યાસ કરાવતો. કુંદન જોઇ શકી કે જેટલા ઉત્સાહથી ગ્રેજ્યુએટ માસ્તર પોતાને ભણાવતો નહોતો તેટલા ઉત્સાહથી અને રસભરિત રીતે કહાનદાસ પોતાને ભણાવતો હતો. આથી તેણે પોતાના કાકાને કહી દીધું હતું કે: "કાકા! બીજો કોઇ માસ્તર રાખવાની ખટપટમાં હવે ઉતરશો નહિ. કહાનદાસ જ ઠીક છે. માસ્તર કરતાંએ એ મને વધારે સારી રીતે શીખવે છે."

પુનમચંદને આથી આનંદ થાય તે સ્વાભાવિક હતું. કહાનદાસ અને કુંદનની જોડી જામી જાય તે જ તેની ઇચ્છા હતી અને તે ઇચ્છા આ રીતે જ પૂરી પડી શકે તેમ હતું. વળી કોઇ વાર જો કહાનદાસને ફુરસદ મળતી તો તે કુંદનની સાથે ગાડીમાં બેસીને ફરવા પણ જતો. કહાનદાસ ઉન્મત્ત અને જુવાનીયો હોવા છતાં સમજુ હતો અને તેથી ઉતાવળો નહિ થઇ જતાં કુંદનની સાથે યોગ્ય સલુકાઇથી વર્તતો હતો. તે જાણતો હતો કે જો હું ઉતાવળો થઇશ અને કુંદનની સાથે પ્રેમચેષ્ટામાં પડીશ તો કદાચ તે ગુસ્સો કરશે અને વાત વચકી જશે. તેણે ધીમે ધીમે કુંદનના હૃદયમાં પોતાને માટે સારી લાગણી ઉત્પન્ન કરવા માંડી હતી.

આજે સાંજે કુંદન જમીને ફરવા જવાની હતી. કહાનદાસ પણ પેઢીપરથી વહેલો આવી ગયો હતો તેથી તે પણ કુંદનની સાથે જ જમી રહ્યો હતો. કુંદનની સૂચનાથી તે તેની સાથે ગાડીમાં બેઠો. ગાડી ચોપાટી તરફ ચાલી.

બન્ને જણ ચોપાટીપર જઇ પહોંચ્યાં અને ગાડીમાંથી ઉતરી આમ

તેમ ફરવા લાગ્યાં. અભ્યાસ વિષે જ કાંઇ પ્રશ્નો કુંદન કહાનદાસને પૂછતી હતી અને કહાનદાસ તેના ખુલાસા કરતો હતો. સૂર્યાસ્ત તુરતમાં જ થયો હતો અને તેથી હજી દિનાન્તનો પ્રકાશ ઠીક હતો. થોડી વાર તેઓ આમતેમ ફર્યાં. એવામાં પોલિસના બે માણસો તેઓ તરફ એકાએક ધસમસ્યા આવ્યા. તેમાંનો એક પારસી જેવો દેખાતો હતો અને બીજો તો દક્ષિણી હતો. તે બન્ને જણ કુંદન અને કહાનદાસની પાસે આવતાં જ કુંદન ગભરાઇ. તે ચમકી ઉઠે તેવી જ દમામભરી રીતે બન્ને માણુસો ધસી આવ્યા હતા. તેમાંનો એક બોલ્યોઃ "તમે કોણ છો? અહીં કેમ આવ્યાં છો?"

આ ઘોર ઘાંટાના પ્રશ્નો સાંભળતાં જ કુંદન તો બ્હી ગઇ અને તેનું મ્હોં એકાએક ઉતરી ગયું. પણ કહાનદાસ કાંઈ ગાંજ્યો જાય તેવો નહોતો. તે બોલ્યોઃ "અમે અહીં ફરવા આવ્યાં છીએ; અમે આબરૂદાર માણુસ છીએ; જોઇ શકતો નથી?"

"વારૂ, પણુ અમને શક જાય છે. તમારી પાસે કોકેન છે. આ છોકરી કોકેન ખાય છે અને અત્યારે તેની પાસે કોકેન છે એવી અમને ખબર મળી છે." સિપાઇ બોલ્યો.

આ સાંભળતાં જ કુંદન તો ચોંકી ઉઠી. કહાનદાસ કાંઇ પણ જવાબ આપે તે પહેલાં કુંદન બોલી ઉઠીઃ "કોકેન! કોકેન શું છે તે હું સમજતી પણ નથી! જોઈ લે મારાં લુગડાં. તપાસી લે મારી પાસે કોકેન હોય તો!" એમ કહી સ્વાભાવિક રીતે કુંદન પોતાને નિર્દોષ ઠરાવવા માટે કપડાં ખંખેરવા મંડી ગઇ; પોલકાના ગજવામાં હાથ નાંખીને તે ખાલી છે–તેમાં કાંઈ નથી એમ બતાવવા મંડી ગઇ.

પારસી પોલિસ ઇન્સપેક્ટર બોલી ઉઠ્યોઃ "અમે તમારી બન્નેની જડતી લેવા માંગીએ છીએ."

કહાનદાસ ભ્રુકુટી ચડાવતો બોલ્યો: "કુંદન ! રહો, રહો; એમ જડતી લેઇ શકાશે નહિ; જડતી લેવી હોય તો ચાલ તારા સુપરિન્ટેન્ડન્ટની ઓફીસમાં, અહીં અમે જડતી લેવા દેનાર નથી."

કુંદન બોલી: "ભલેને કહાનદાસ ! અહીં જ તે આપણાં કપડાં તપાસી લે; આપણી પાસે ક્યાં કોકેન છે કે નીકળશે ? પોલીસ ચોકીએ જવાની શી જરૂર ?"

"નહિ, નહિ, કુંદન ! એમ ભોળાં ન બનો; તમને ખબર છે ? તેઓ મુંબઇની પોલિસનાં માણસો છે અને વળી કોકેન પકડનારા છે; તેઓ અહિં જડતી લેશે તો કોકેન નહિ હોય છતાંએ નીકળશે; માટે ચાલો સુપરિન્ટેન્ડન્ટની ઓફીસે; અહીં અમે જડતી લેવા દેનાર નથી."

"હાં, હાં, તુહ્મી કામધાચે બાજૂ બનૂન ગેલે આહોં; મીં સમજતો." મરાઠો સિપાઇ કટાક્ષમાં બોલ્યો.

"અલબત્ત હું કાયદાનો બાજુ છું, તેની તારે શી પંચાત છે ? ચાલ, તારા સાહેબની ઓફીસે આવું છું; પછી તું શું કરનાર છે ?" એમ કહી કહાનદાસ કુંદનને પોતાની આંગળીએ લગાડીને ગાડી ઊભી હતી તે તરફ ચાલ્યો. કેટલાક લોકો આસપાસ એકઠા થઇ ગયા હતા તેઓ તે બન્નેને જોઇ રહ્યા અને કેટલાક પાછળ પણ ચાલ્યા. કેટલેક જતાં કહાનદાસની પાસે થઇને એક મુસલમાન ચાલતો ચાલતો ધીમેથી બોલ્યો: "માસ્તર ! પોલિસને છેડવામાં માલ નથી. એ સાળા ચટણુને પાંચ પચીસ રૂપિયા આપી દોને, એટલે કાંઇ હરકત આવશે નહિ. નહિતો સાળો તમારી પાસે કોકેન નહિ હોય છતાંએ તે કાઢશે."

કુંદને આ મુસલમાનની સલાહ સાંભળી હતી અને તેથી તેણે પણ કહ્યું: "હા, કહાનદાસ ! તેમ જ કરોને; એ રોયાને મરવા દોને !"

કહાનદાસ પેલા મુસલમાનને હુતકારી કાઢતો બોલ્યો: "ચાલ ચાલ

બદમાશ! તું કોણ મને સલાહ આપવા આવ્યો છે? પાંચ-પચીસ ટાંઇં હરામના આવે છે કે એ ચટણાને લાંચ મળે?"

તે મુસલમાન કહાનદાસનો મિજાજ સાંભળીને ખસી ગયો.

કુંદન અને કહાનદાસ પોતાની ગાડીમાં બેઠાં. પારસી ઇન્સ્પેક્ટર દૂર રાખેલા પોતાના ઘોડા ઉપર સ્વાર થયો અને દક્ષિણી સિપાઇ કુંદનની ગાડીની પાછળના પાવઠાપર ચડવા લાગ્યો. કહાનદાસે તેને ગાડીપર ચડતો અટકાવ્યો અને કહ્યું: "મારી ગાડીને હું તને અડકવા પણ દઇશ નહિ, માટે નીચે ઉતરી જા; તારી મરજી હોય તો ગાડીની પાછળ પાછળ દોડયો આવજે, પણ મારી ગાડીપર ચડીને તું આવે તે બની શકશે નહિ, માટે જલ્દી નીચે ઉતરી જા."

કુંદનને પણ કહાનદાસની આ સાવચેતીમાં ડહાપણ સમાએલું જણાયું કારણકે ગાડીની પાછળ સિપાઈ ઊભો રહે અને હળવેથી તે ગાડીમાં કોકેનનું પડીકું નાંખીને પછી જડતીમાં કોકેન પકડાવી દે તેમ બનવું સંભવિત હતું. આથી કહાનદાસના કહેવા સાથે સિપાઇને ગાડીપરથી ઉતરી જવું ઉડયું. ગાડી ચાલી અને પાછળ પારસી ઇન્સ્પેક્ટર પોતાના ઘોડાપર બેસીને દોડતો ચાલ્યો.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### ઓગણત્રીસમે દિવસે વ્યાજનું ભરણું!

પુનમચંદ શેઠ જમીને નિરાંતે દિવાનખાનામાં બેઠા હતા અને રામો બત્તી સળગાવતો હતો એવામાં ટેલીફોન આવ્યો કે કહાનદાસ અને કુંદનને કોકેનની જડતી માટે પોલીસ ચોકીએ લઇ જવામાં આવેલાં છે. ટેલીફોન મૂકનાર પુનમચંદ શેઠનો કોઇ સ્નેહી હતો અને તેણે ટેલીફોનથી

વાતચીત કરવાની જાહેર ઓફીસમાંથી તે સંદેશો મોકલ્યો હતો. આ સમાચાર સાંભળતાં જ શેઠ ચમકયા, ગભરાયા અને એકદમ બેઠા થયા. શેઠાણીને આ અકસ્માતની ખબર આપી અને શેઠ તુરત જ ગાડી જોડાવી દોડયા. ચોપાટીપર જઇ તપાસ કરી તો ત્યાંથી સિપાઇએ ખબર આપ્યા કે તેમને પોલિસ ચોકીપર જડતી લેવા માટે લેઈ જવામાં આવ્યાં છે, પણ કઇ ચોકીએ લેઈ જવામાં આવ્યાં છે તેનું ચોક્કસ નામ ઠામ શેઠના જાણવામાં આવી શક્યું નહિ. ત્યાંથી નજીકની બે ત્રણ ચોકીઓપર તપાસ કરી તો એક ચોકીપર કહાનદાસ અને કુંદન જોવામાં આવ્યાં. શેઠને જોતાં જ કુંદનની આંખમાં તો આંસુ આવી ગયાં, પણ કહાનદાસ તો ખુશખુશાલ બેઠો હતો. શેઠ પાસે આવતાં જ તે બોલ્યોઃ " કાંઇ ચિન્તા કરવા જેવું નથી. સુપરિન્ટેન્ડન્ટ હમણાં આવશે તે વખતે અમે અમારી જડતી લેવા દઇશું. બીજાઓ પાસે અમારી જડતી લેવા દેવાની મેં ના કહી છે. કુંદન નકામાં ડરે છે. આપણી પાસે ક્યાં કોકેન છે કે આપણે ડરવું જોઇએ ? "

" એમાં કાંઇ ડરવું નહિ ! બેટા ! " શેઠે કુંદનને ધીરજ આપી.

થોડી વારમાં તો સુપરિન્ટેન્ડન્ટ આવ્યા. સુપરિન્ટેન્ડન્ટની સાથે શેઠને ઓળખાણ નીકળી તેથી તેણે આવતાં વાંત જ કહાનદાસ અને કુંદનને જડતી લીધા વિના છોડી મેલવા માટે કોન્સ્ટેબલને હુકમ આપ્યો. કહાનદાસ બોલ્યોઃ " સાહેબ ! પણ એક વાર આપે ખાતરી કરી લેવી જોઇએ કે અમારી પાસે કોકેન નથી. એટલે આપ જાણી શકશો કે પોલિસનાં માણસો આબરૂદાર સ્ત્રીઓ અને પુરૂષોને આ રીતે નાહક સતાવે છે ! "

સુપરિન્ટેન્ડન્ટ કહાનદાસના શબ્દો સાંભળીને તેના તરફ વિસ્મયથી તાકી રહ્યો અને શેઠ પણ તેની ચાણાક્ષતા જોઇને જરા નવાઇ પામ્યા. સુપરિન્ટેન્ડન્ટે કહ્યુંઃ " વારૂ, ઠીક છે; પોલિસનાં માણસોને હું યોગ્ય સૂચનાઓ કરીશ. "

શેઠ અને સુપરિન્ટેન્ડન્ટ થોડી વાર વાતચીત કરતા ઊભા અને કહાનદાસ તથા કુંદન ગાડીમાં બેઠાં. થોડી વારે વાતોમાંથી નવરા પડીને શેઠ પણ ગાડીમાં આવીને બેઠા.

ગાડી ઘેર આવી પહોંચી. શેઠાણી પોતાની લાડકી ભત્રીજીની રાહ જોઇ રહ્યાં હતાં, તે આવતાં જ તેને છાતી સરસી ચાંપી.

શેઠ પોતાના દિવાનખાનામાં આવ્યા ત્યાં તેમને જણાયું કે સૌભાગ્યમલ ષડ્ગુણનારાયણ શરાફનો ગુમાસ્તો રૂપિયાનું ભરણું કરવા આવ્યો હતો તે બે કલાકથી રાહ જોતો બેઠો હતો. શેઠ આવતાં જ તે બોલ્યો: "શેઠ સાહેબ! હું બે કલાકથી બેઠો છું. સૌભાગ્યમલ શરાફ તરફથી વ્યાજનાં નાણાંનું ભરણું કરવા આવ્યો છું."

"ઓહો!" શેઠ આશ્ચર્ય પામતા બોલ્યા: "તેમાં બે કલાકસુધી બેસી રહેવાની શી જરૂર હતી? સ્હવારે પેઢીએ આવીને ભરી ગયા હોત તો ચાલત! અને હજી મહીનો તો આવતી કાલે પૂરો થશે એટલે જો તમે પરમ દિવસે વ્યાજ ભરવા આવ્યા હોત તોપણ ચાલી શકત. તમે નકામી તરખડ વેઠી છે."

"નહિ સાહેબ! અમારા શેઠનો ખાસ હુકમ એવો છે કે ઓગણત્રીસમે દિવસે વ્યાજનાં નાણાંનું ભરણું થવું જ જોઇએ; અને તેથી સાંજે હું આપની પેઢીપર નાણાં લઇને ગયો હતો; પણ પેઢીનું કામકાજ હું પહોંચ્યા પહેલાં બંધ થએલું એટલે હું આપને ઘેર નાણાં ભરવા આવ્યો. ઘેર આવતાં મને જણાયું કે આપ કાંઇ કામસર બહાર ગયા છો તેથી મને આપની રાહ જોવી પડી. જો અત્યારે હું પાછો ગયો હોત અને સ્હવારે નાણાં ભરવા આવ્યો હોત તો મને મારા શેઠ ઠપકો આપત કારણકે અમારા હમેશના રીવાજમાં તેથી ખામી આવી લેખાય. આપ પેઢીમાં તપાસ કરશો તો આપને જણાશે કે હું દરમહિને ઓગણત્રી-

સમી તારીખે જ વ્યાજનું ભરણું કરી ગયો છું." ગુમાસ્તો વિસ્તારપૂર્વક પોતાના શેઠની શાહુકારી સંભળાવી ગયો.

શેઠને જરા નવાઈ લાગી અને તેથી મન્દ સ્મિત કરતાં કહ્યું: "સૌભાગ્યમલ જેવા નિયમિત અને કાયદાના જ્ઞાનવાળા માણસના સંબંધમાં એમ બનવું સંભવિત છે; અને ખરી શાહુકારી પણ તે જ કહેવાય. બાકી અમારા વાણીયા ભાઇઓ તો મહીના ઉપર બેચાર દહાડા કાઢે પણ મહિનામાં દિવસ ઓછો હોય તેટલા વખતસુધી તો જવાબ પણ ન દે."

"આપ ખરૂં કહો છો શેઠજી!" ગુમાસ્તો બોલ્યો: "પણ અમારા શેઠની તો ચોખવટ જ જૂદા પ્રકારની સમજવી. ઓગણત્રીસમે દિવસે વ્યાજ પહોંચાડવાનું બીજા વેપારીઓને ભલે ન પોષાતું હોય, પણ અમારા શેઠને પોષાય તેનું કારણ એ છે કે તેમનાં કુળો બધાં સદ્ધર આસામી છે અને વ્યાજ ઠીક આપે છે. વળી નાણાંની પણ પૂરે પૂરી છૂટ; પછી વખતસર વ્યાજ શામાટે ન ભરવું?"

"વારૂ, વારૂ; ખરૂં છે. મી. સૌભાગ્યમલને મારા સલામ કહેજો અને કહેજો કે કોઇવાર જતાં આવતાં મને મળજો અને કાંઇ નવો સોદો હોય તો મને કહેજો."

"ઠીક સાહેબ!" એમ કહી ગુમાસ્તો શેઠને નાણાં સોંપી ચાલ્યો ગયો અને શેઠ શેઠાણી કુંદનને કેવી રીતે અને ક્યાં આગળ પકડવામાં આવી તેની વાત કુંદનને મ્હોડેથી સાંભળવા બેઠાં.

---

## પ્રકરણ ૪૧ મું.

### ચોકઠું સજ્જડ!

કુંદને પોતાનાં કાકા કાકીને પોતાના ગભરાટની સઘળી કથા લંબાણથી કહી સંભળાવી અને સાથે સાથે જણાવ્યું કે "કાકી! જો આ

વખતે મારી સાથે કહાનદાસ હોત નહિ, તો ખરેખર એ લુચ્ચા સિપાઇઓ મારી પાસેથી કોકેન કાઢત, મને ગુન્હેગાર ઠરાવત અને કેદમાં પણ ઘસડત! હું તો એટલી બધી ભોળી કે ચોપાટીપર જ સિપાઇને મારાં ગજવાં તપાસવા દેવા તૈયાર થઇ હતી, પરન્તુ કહાનદાસે મને વારી. તે વખતે મને જણાયું કે કોઈ કોઇ લુચ્ચા સિપાઇઓ એવા પણ હોય ખરા કે જે હાથચાલાકીથી પોતાની પાસેનું કોકેન આપણા ગજવામાં મૂકી દે અને પછી આપણને ફસાવે. એક મુસલમાને કહાનદાસને કહ્યું કે એ સિપાઇને લાંચ આપી દો એટલે મામલો પતી જશે. હું તો તેમ કરવા પણ તૈયાર હતી; પણ કહાનદાસે મને તેમ કરવા દીધું નહિ. હવે મને સમજાયું કે એ હરામખોર મુસલમાન પણ તે સિપાઇનો જ સાગ્રીત હશે અને વળી લાંચ આપવા જતાં પકડાઇએ તો આપણે બેવડા ગુન્હેગાર થઇએ. છેલ્લી વારે કહાનદાસે સિપાઇને આપણી ગાડીમાં પાછળના પાવદાપર ઊભો પણ રહેવા દીધો નહિ. હું એકલી હોઉં તો એમ સમજું કે ભલેને બિચારો પાછળ ઊભો રહે, એમાં આપણું શું લઇ જાય છે! પણ પછી મને સમજાયું કે તે કોકેનનું પડીકું આપણી ગાડીમાં ફેંકે અને પછી આપણને સપડાવે તો શું કરીએ? કાકી! આજ તો ખરેખર કહાનદાસે એમની બુદ્ધિ—હુશિયારી બતાવી આપી છે. આવે વખતે હું તો મારા ભોળપણને લીધે ફસાઇ જ જઉં હોં!"

"હા બાપુ હા!" માનકોર શેઠાણી બોલ્યાં: "તું તો એવી ભોળી છે કે કહેવાની વાત જ નહિ; પણ જો બ્હેન! હવે તું જરા મોટી થઈ માટે જરા પાવરધાં થતાં શીખીએ; બહુ ભોળાં ન રહીએ. લોકો તો કેવા કેવા લુચ્ચા હોય છે; તે એક પળમાં આપણને ફસાવી દે માટે તેવાથી હમેશાં ચેતીને ચાલીએ; કહાનદાસ ડાહ્યો છે અને તે તારી સાથે હતો એટલે ઠીક હતું, પણ તે ન હોય અને તું એકલી હોય તો તારી શી વલે થાય, મારી દીકરી?"

કુંદને સ્મિત કરતાં કહ્યું: " કાકી ! હું શું કરૂં ? મારામાં ભોળપણુ છે તે કોઇ રીતે જતું નથી. બળ્યું ત્યારે ! ભલે ભોળી કહેવાઉં અને લુચ્ચી કહેવાઉં તે કરતાં ભોળી કહેવાઉં તે વધારે સારૂં. "

થોડી વાર તે વાતચીત ચાલુ રહી અને પછી કુંદન પોતાના ઓરડામાં ગઈ. માનકોર શેઠાણી તેની પાછળ ગયાં. કુંદન ફરવા જવાનાં કપડાં બદલાવીને બેઠી અને શેઠાણી તેની સામે બેઠાં. થોડી વાર રહીને શેઠાણીએ વાત ઉપાડતાં કહ્યું: " જો બેટા કુંદન ! જોકે તું તો બાળક છે તોપણુ તને મારે પૂછવું તો જોઇએ. તું જાણે છે કે હું તને પરણાવવા ઇચ્છું છું પણ મારી આંખોથી અળગી થવા દેવા ઇચ્છતી નથી; અને તેટલા માટે હું અને તારો કાકો કેટલાએ વખતથી તારે માટે કોઇ ઘરજમાઇ રહે તેવો વર શોધીએ છીએ. છેવટે આ કહાનદાસની હુશિયારી જોઇને મારી નજર તેનામાં ઠરી છે. કહે બેટા, તારી શી મરજી છે ?"

કાકીનો આ પ્રશ્ન સાંભળીને કુંદન શરમાઇ ગઇ, કાંઇ પણ જવાબ ન આપતાં તેણે લજામણું મ્હોં કરીને આડું જોયું. શેઠાણી આગળ બોલ્યાં: " જો કહાનદાસ બિચારો પૈસાદાર તો નથી. કાઠીયાવાડમાં પહેલાં તેનું કુળ આબરૂદાર ગણાતું પણ પૈસો ઘટતો ગયો તેમ આબરૂ પણ ઓછી થવા લાગી. અત્યારે કહાનદાસ આપણી દુકાનમાં સારી રીતે કરતો કારવતો થયો છે. તારા કાકાના તેનાપર ચારે હાથ છે અને વળી કેટલો હુશિયાર છે તે તો તારા જ અનુભવની વાત છે. તારે માટે ઘણાએ કોઈ પૈસાદાર વર શોધ્યું પણ પૈસાદાર હોય તે કાંઈ ઘરજમાઈ રહે ? અને ઘરજમાઇ વિના તો હું તને પરણાવનાર જ નથી ! હા, બા ! મારી આંખો સામે તું ઉછરી છું અને હવે હું તને આંખોથી અળગી થવા દેનાર નથી. કહે બેટા ! કહાનદાસ વેરે તારૂં લગન થાય તો તું ખુશી ખરી કે નહિ ?"

છતાં કુંદનના મ્હોંમાંથી લજ્જાશીલતાને લીધે કાંઇ ઉચ્ચાર નીકળી શક્યો નહિ. શેઠાણી બોલ્યાં: "એમાં શરમાય છે શાને ? એક વાર ખુલ્લા દિલથી તારા મનની વાત કહી દે."

"એમાં મને શું પૂછતાં હશો કાકી ? તમને અને મારા કાકાને જેમ ઠીક લાગે તેમ કરો, હું કાંઈ તમારા કરતાં વધારે ડાહી છું ? તમને મારા હિતની ચિન્તા શું નહિ હોય ?"

"મારો અને તારા કાકાનો વિચાર તો એકસરખો જ છે. આ તો વિવેકની ખાતર તને પૂછવું જોઇએ માટે પૂછવા આવી હતી અને હવે જ્યારે તું પણ તેમાં ખુશી છે ત્યારે કાલે જ વેવીશાળ કરી નાંખીશું અને જેમ બને તેમ ઉતાવળે લગન પણ કરી નાંખીશું. ધરમના કામમાં વળી ઢીલ શી ?" શેઠાણી બોલ્યાં.

કુંદન મનમાં આનંદિત થઇ અને હર્ષની રેખાઓ તેના વદનપર તરી આવી તે શેઠાણીએ સ્પષ્ટ જોયું એટલે તેમને કલેજે પણ ઠંડક વળી. ચોકઠું સજ્જડ થયું ! શેઠે કુંદનનો ઘાટ ઘડવા ધાર્યો હતો તે કરતાં શેઠાણીની આ યુક્તિ વધારે સારી રીતે વિજયી નીવડી. શેઠાણી મનમાં ફુલાયાં અને શેઠ તો કુંદનની સઘળી મીલકત પોતાની તીજોરીમાં જ આવી પડેલી જોવા લાગ્યા.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### બારીસ્ટર ભડકયા !

રૂક્મિણી–એ સુશીલ નારીનો પંચભૂતાત્મક દેહ તો પંચભૂતોમાં મળી ગયો ! બારીસ્ટરનું અપકૃત્ય ડાક્તરનું મ્હોં ભરાવાથી ગુપ્ત રહી શક્યું. પતિ–પત્ની વચ્ચેનો અણબનાવ કોઇના પણ જાણવામાં નહિ હોવાથી તે

વિષે કોઈ પોલીસની પાસે ચાડી પણ ખાઇ શક્યું નહિ, નહિતો બેરીસ્ટર સાહેબના બોર મુંબઇની બજારમાં છડેચોક વેરાઇ જાત ! રૂક્મિણી બિચારી તેના જીવની ગઇ ! તેના સદ્દગુણોનું સ્મરણ અથવાતો તેના જ મૂર્તિમંત સદ્દગુણો રૂપે એક માત્ર સીતા જ રહી હતી જે બિચારી પોતાની સુશીલ માતાના મરણથી અનાથ જેવી થઇ પડી હતી. સીતાકુમારીપર ઇન્દુવદનરાયનું વ્હાલ સારૂં હતું, પરન્તુ માતાના મરણને માટે ચકોર સીતાકુમારીને પિતાપર વ્હેમ હતો તેથી તે પોતાને અનાથ થઇ ગએલી સમજતી હતી. રૂક્મિણીના મરણ પછી રસોઇનો બોજો ઇન્દુવદનરાયે સીતાકુમારીપર પડવા દીધો નહોતો. તેણે તુરતમાં એક રસોઇઓ રાખી લઇને ચલાવી લીધું હતું અને જો કોઇ ઉંમરલાયક કન્યા મળી જાય તો બીજું લગ્ન કરી લેવાની પણ ધારણા રાખી હતી; પરન્તુ આ પ્રસંગ કાંઇ તુરતમાં જ આવી જવાનો સંભવ નહોતો, અને તેથી સીતાની ઉપર રસોઇનો બોજો પડવા ન દેતાં રસોઇઓ રાખી લેવાની તેણે જરૂર વિચારી હતી.

માણસમાં ગમે તેટલા દુર્ગુણો હોય તોપણ મરણ પછી લોકો તેના થોડા સદ્દગુણો સંભારવા મંડી જાય છે. આવો જનસ્વભાવ સાધારણ છે. રૂક્મિણીમાં અનેક સદ્દગુણો હતા અને જોકે એક જ બાબતમાં ઇન્દુવદનરાયની મરજી સચવાઇ નહોતી અને તેથી જ તેણે ક્રુદ્ધ થઇને આ અનિષ્ટ કાર્ય કર્યું હતું, તોપણ રૂક્મિણીના બીજા ગુણોથી ઇન્દુ અજાણ નહોતો. તેના મરણ પછી તેના કેટલાક ગુણો તેને સાંભરતા અને કોઈ કોઈ વાર એમ પણ લાગતું કે " મેં તેને મારી નાંખવા જેટલી હદસુધી પગલું ભર્યું ન હોત તો ઠીક હતું. " રાંડ્યા પછીનું ડહાપણ હમેશાં આ જ પ્રકારનું હોય છે. બહુધા લોકો દુષ્કર્મો કર્યા પછી હમેશાં પસ્તાય છે અને જોકે ઇન્દુને હજી તેવો પસ્તાવો કરવાનો વખત આવી લાગ્યો

નહોતો, તોપણ પોતે એક પાપ કર્યું તે કરતાં બીજી કાંઈ યુક્તિથી કામ લીધું હોત તો વધારે ઠીક હતું એમ તેને કોઇ કોઈ વાર વિચાર થઇ આવતો હતો ખરો.

સીતાકુમારી આખો દિવસ માતાને સંભારીને રડયાં કરતી તે જોઇને ઇન્દુને તે બાળાની બહુ દયા આવતી. "પોતાની માતાના મરણથી આ છોકરીની આવી અવસ્થા થશે એમ જો મેં જાણ્યું હોત તો હું આ કામ ન કરત" એવું તે જ્યારે સીતાને રડતી જોતો ત્યારે વિચારતો. પરન્તુ અજ્ઞાનમાં ગોથાં ખાતાં મનુષ્ય પ્રાણીઓ જ્યારે અનર્થ કરવા પાછળ મચી રહે છે, ત્યારે તેઓ આસપાસનો બીજો કાંઈ જ વિચાર કરતાં નથી; તે પ્રમાણે ઇન્દુએ પણ પોતાના અપમાનના આવેશમાં રૂક્મિણીનો ઘાત કર્યો ત્યારે ગરીબડી સીતાની સ્થિતિનો જરા પણ વિચાર કર્યો નહોતો.

એક વાર સાંજે કોર્ટમાંથી પાછા ફરીને ઇન્દુએ રામાને કહ્યું: "ઉપર જો જોઇએ, સીતા શું કરે છે?"

રામો ઉપર ગયો તો સીતા માતાને સંભારી અશ્રુપાત કરતી અને રસોઇયો રસોડામાં રહ્યો રહ્યો "બ્હેન, એમ રડયાં કરો છો શાને?" એમ બોલતો સાંભળવામાં આવ્યો. રામાએ તે વાત બેરીસ્ટરને કહી. ઇન્દુએ સીતાને નીચે બોલાવી અને પોતાના રૂમાલવડે તેની આંખો-પરનાં આંસુ લૂછી નાંખતાં પૂછ્યું: "સીતા! એમ રડયા કરે છે શાને બ્હેન?! જોને, મરી ગએલું માણુસ કાંઇ પાછું આવે છે? જે જેના આયુષ્ય પ્રમાણે આ સંસારમાં જીવન ભોગવીને પોતપોતાને માર્ગે પડે છે, તેમ તારી માતા પણ આ સંસારમાં પોતાનું જીવન પૂરૂં કરી માર્ગે પડી. તું તો ડાહી છે; પિતાજીએ તને ઘણોએ ધર્મોપદેશ કરેલો છે પછી મરણ પામેલા પાછળ બહુ શોક શાને કરવો?"

સીતા ડુસકાં ભરતી બોલી: "બાપાજી! મરવું તો સૌને છે, પણ

મને લાગે છે કે મારી બા અકાળે મરણ પામી છે, અને તેથી તે મને બહુ સાંભરી આવે છે. તે માંદી રહી હોત, મેં તેની સેવા ચાકરી કરી હોત અને પછી તે મરણ પામી હોત તો મને આટલું લાગી આવત નહિ.”

“એમ ઘણી વાર માણસ હૃદય બંધ પડી જવાથી અચાનક મરણ પામે છે એટલે તને એમ લાગે; પણ હવે આખો દિવસ રડીશ નહિ.”

“મારાથી રોદન ખાળી શકાતું નથી; અરેરે! મરતાં મરતાં તે મને એ શિખામણો આપી ગઇ હોત તોએ સારું હતું, પણ મને સર્વ રીતે નિરાશા જ મળી છે. બાપાજી, હા! તે તો બિચારી ગઇ; પ્રભુ હવે તેના આત્માને શાન્તિ આપે; પણ તેના મરણ પછી હવે તેનું એટલું માન રાખજો અને મારે માટે તેણે જે સલાહ આપી હતી તે પ્રમાણે કરજો.” સીતાએ આડકતરી રીતે પોતાના લગ્નને ઉદ્દેશીને કહ્યું.

ઇન્દુ હસીને બોલ્યો: “એમાં સલાહ શેની માનવાની છે? તું એમાં કાંઇ ન સમજે બાપુ! શું હું કાંઈ તારું હિત નહિ સમજતો હોઉં?” ઇન્દુએ વાત ટાળી નાંખવાનો યત્ન કર્યો.

સીતા બોલી: “ના બાપાજી! એમ નહિ ચાલે. મોટા બાપાની આજ્ઞાનું ઉલ્લંઘન તમે કરો છો અને તે સાથે મારી ગરીબ બિચારી માતાની સલાહ–આખી જીંદગીમાં તેણે એ પહેલી અને છેલ્લી એક જ સલાહ આપી હતી–તેની પણ અવગણના કરશો તે હું નહિ ચાલવા દઉં. હા! બાપાજી! હું ખુલ્લું કહું છું કે મારી બાએ જે કહ્યું હતું તે જ તમે કબૂલ કરશો તો હું કબૂલ થઇશ. મારી જનેતાનો અને મારે માટે જીવ આપનાર પિતામહનો બોલ તમે ઉથાપશો તો હું તમારી આજ્ઞામાં નહિ રહું એ ચોખ્ખે ચોખ્ખું કહું છું!” સીતાએ મનને દૃઢ કરીને કહી દીધું.

તે સાંભળતાં જ બેરીસ્ટર સાહેબ ભડક્યા અને આંખો વિકાસતા બોલી ઉઠ્યા: "હેં સીતા! તું આ શું બોલે છે?"

## પ્રકરણ ૪૩ મું.

### "પિતાજી! હું મારી માતાની પુત્રી છું!"

આશ્ચર્ય પામતો ઈન્દુવદનરાય પુત્રીની સામે જોઇ રહ્યો અને પુત્રી તરફનો ઉત્તર સાંભળવાને ઉત્સુક બન્યો. સીતા એક આજ્ઞાંકિત પુત્રી હતી છતાં તેનાથી પોતાની મરણ પામેલી માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પિતાના દાબથી તેમની મરજીને અનુકૂળ થઈ જવાનું સાહસ બની શકે તેમ નહોતું. તે બોલી: "પિતાજી! હું જે કાંઈ કહું છું તે વિચાર કરીને જ કહું છું. હું સમજું છું કે મારે પિતાજીની આજ્ઞાને માથે ચડાવવી જોઇએ; પરન્તુ બાપાજી! તમે જ વિચારોને કે બિચારી મારી બાના વિચારનું બિલકુલ ઉલ્લંઘન થાય તે શું સારૂં કહેવાય? તમને પણ તે બિચારીના મનની એકની એક અભિલાષા મનમાં જ રહી ગઈ તે માટે તેની દયા આવતી હશે! બાપાજી! બીજું તો કાંઈ આપણાથી ન થઈ શકે—આપણે પણ માણસ જ છીએ; પણ શું આટલુંએ તેનું મન રાખવાનું આપણાથી ન બની શકે? પિતાજી! મોટા બાપાએ કરેલી આજ્ઞાને ભૂલી જતા હો તોપણ મારી બાના મનની એક રહી ગએલી ઇચ્છાની ખાતર પણ તમે હવે હઠ મૂકી દો અને તેની ઇચ્છા હતી તે પ્રમાણે કરો."

"સીતા! એમાં તારાથી કાંઇ ન બોલાય. જેમ મને વાજબી લાગતું હશે તેમ થશે. ક્યા અને કેવા પાત્ર સાથે વિવાહ જોડવો જોઇએ, આપણા બાપદાદાથી કેવા પ્રકારે અને કેવા કુળ સાથે આવો વહેવાર

જોડાતો આવે છે તે સઘળું જેટલું હું જાણતો હોઉં તેટલું તું કે તારી બા જાણતાં ન હો; વળી બાપાજી આજ્ઞા કરી ગયા પણ તેનો ક્યાં કાંઈ ઢંગધડો જ હતો? અધૂરૂં અધૂરૂં બોલ્યા અને એવામાં તેમની આંખો મીંચાઇ ગઇ! જો બેટા! તારે તો હવે મારા કહ્યા પ્રમાણે કરવું; હું તારો વડીલ અને તું મારી આજ્ઞામાં ન રહે શું?"

સીતાની આંખમાં આંસુ આવી ગયાં. પોતાના વિવાહ સંબંધે હવે બહુ બોલતાં તે ગભરાવા લાગી અને પિતાની હઠ જોઇને તેને લહુ લાગી આવ્યું. તે બોલી: "પિતાજી! હું શું કહું? હું તો હમેશાં તમારી આજ્ઞામાં જ છું; પણ જે બાપાજી મારા બચાવને માટે જીવ ખોઇ બેઠા તેમની આજ્ઞાનું ઉલ્લંઘન થએલું જોતાં મને શું ન લાગી આવે? તમે ગમે તેવું ઘર મારે માટે જુઓ પણ બાપાજી કહેતા હતા કે **फलं भाग्यानुसारतः** સૌ કોઇ ભોગવે છે; એટલે સુખદુઃખ તો મારે મારા નસીબ પ્રમાણે ભોગવવાનું છે. માટે હું ફરી ફરીને કહું છું કે બાપાજીની અને મારી બાની મરજી સચવાય તેમ કરો તો મને પણ સંતોષ થાય અને તેઓ પણ સ્વર્ગમાં રહ્યાં રહ્યાં મને તથા તમને આશીષ આપે."

ઇન્દુએ હવે પુત્રીને સમજાવવા માંડયું: "સીતા! હું કહું તે સાંભળ અને નકામું રડવું છોડી દે. જો, પિતાજી તો સાધુ વૃત્તિના માણસ હતા! આ જમાનામાં ગરીબ ઘરમાં ગએલી કન્યાઓ કેવી દુઃખી થાય છે તે સૌ કરતાં હું વધારે જાણું છું. પ્રભાકર અનાથાશ્રમમાં રહેતો હોય તો હું તેને લાવી તે ખરો પ્રભાકર છે એમ સાબીત કરૂં ત્યારે મારાથી તને પરણાવી શકાય. વળી એ અનાથ છોકરાની પાસે ફુટી બદામ પણ હોય નહિ. રહેવાને ઝુંપડું પણ હોય નહિ. મારા વૈભવના જેટલો વૈભવ હું એ છોકરાને કરાવી આપું એમ તો કાંઇ મારાથી બને નહિ. મુંબઇમાં આજસુધીમાં જેટલું પેદા કર્યું તેટલું તો ખર્ચાઇ ગયું છે. હવે

કહે કે પ્રભાકર એક નાની કોટડીમાં રહીને તને કેવી રીતે સુખી કરી શકે? અને તને દુઃખી જોઇને મારૂં કાળજું કેટલું બળે? આ કારણથી એ અનાથ છોકરા વેરે તારૂં લગ્ન કરવા હું નાખુશ છું. આ ખુલ્લો ખુલાસો હું તને કહી સંભળાવું છું. મારાથી આવું સઘળું તને કહેવાય નહિ, પણ વગર છૂટકે તને કહું છું."

સીતા બોલીઃ "પિતાજી! હું મારી માતાની પુત્રી છું. તે જેવી ગરીબ અને નમ્ર હતી તેવી જ હું છું. તેની અને મોટા બાપાની ઇચ્છાની તૃપ્તિને માટે હું ગરીબીમાં પણ સુખ માનીને રહીશ. તમારે મારે માટે ગજા ઉપરાંત ખર્ચ કરવાની કાંઇ જ જરૂર નથી; માટે તમારા મનનું એ દુખ હોય તો દૂર કરો; મારે મન તે કાંઈ દુઃખ નથી."

"જા, જા, હવે; ગાંડાઇ કર નહિ; તું નાદાન અત્યારથી શું સમજે?" એમ કહી બેરીસ્ટર ઉઠી ગયા અને તે દિવસનું સાંજનું ન્યુસપેપર લેઇ બેઠકપર ગયા. સીતાને પિતાના તિરસ્કારથી જેટલું માઠું લાગ્યું નહિ, તેટલું પોતાનાં મરણ પામેલાં વડીલોની ઇચ્છાને પોતાના પિતા તરફથી અપમાન મળવાથી માઠું લાગ્યું. તે પુનઃ રડી પડી અને ભાગ્યને જ દોષ દેતી વિચારવા લાગીઃ "ખરેખર, મને જ પ્રભુએ સૌને દુઃખી કરવા માટે સરજેલી છે! પિતામહ મારે માટે મરણ પામ્યા; માતા બિચારી મારા દુઃખથી જ ગઇ હોવી જોઇએ; અને પિતાને પણ હું અત્યારે દુઃખ આપું છું! ઓ પ્રભુ! મારે માટે આટલાં બધાંને દુઃખ આપે છે તે કરતાં હું અભાગણીને જ તારી પાસે બોલાવી લેને!"

એમ વિચારતી અને આંખોમાંથી આંસુ ટપકાવતી સીતાકુમારી મેડાપર ગઇ.

# પ્રકરણ ૪૪ મું.

## લુચ્ચો અસીલ અને ભૂખ્યો વકીલ!

"ઓહોહો! ઇંદુભાઇ! તમારી ઓફીસ તો બહુ જ દૂર જણાય છે ને શું? અમે તો આખો દહાડો શોધી શોધીને થાક્યા ત્યારે અત્યારે પત્તો લાગ્યો." એક વૃદ્ધ ગીરાસીયાએ એમ બોલતાં બેરીસ્ટરની ઓફીસમાં પ્રવેશ કર્યો.

ઇન્દુ તે સાંભળીને ચમક્યો. મેલાં ઘેલાં લુગડાં પહેરેલો અને અફીણના ઘેનમાં ઘેરાતી આંખોવાળો ગીરાસીયો અને તેની પાછળ લગભગ તેવા જ દેખાવનો તેનો જુવાન પુત્ર એ બન્ને તેની નજરે આવ્યા. તેમનો મેલો ઘેલો અને ગરીબ જેવો દેખાવ જોઇને ઇન્દુને તેમના ઉપર કાંઇક અભાવ પણ આવ્યો. તે બન્નેને ઇન્દુ ઓળખી શક્યો ખરો. નગરીયાનો તે એક ગીરાસીયો હતો અને પોતાના પિતા જીવતાં તે કોઇ કોઇ વાર મહીધરરાયની સાથે પોતાને ત્યાં આવતો તે તેને સાંભર્યું. પણ અત્યારે તેના મેલાઘેલા અને ગરીબ દેખાવપરથી ઇન્દુને તેની સાથે વાતચીત કરવી ગમી નહિ. તેઓ ગરીબ અવસ્થામાં આવી જવાથી કદાચ પોતાની પાસે કાંઇ મદદ માંગવા આવ્યા હશે એવું ઇન્દુએ અનુમાન કર્યું અને તેથી ભ્રુકુટી ચડાવીને તેઓના તરફ તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ટગર ટગર જોઇ રહ્યો!

"કેમ ઇન્દુભાઇ! મને ઓળખો છો કે?" વૃદ્ધ ગીરાસીયાએ ફરીથી પ્રશ્ન કર્યો.

ઇન્દુ તે પ્રશ્નનો જવાબ નહિ આપતાં પૂછવા લાગ્યો: "અત્યારે કેમ આવ્યા છો? કાંઇ તમારે કામ છે? કામ હોય તો સ્હવારે આવજો; અત્યારે હું કામમાં છું." ઇન્દુએ ગામડીયા ગીરાસીયા પાસે જરા રૂઆબ બતાવ્યો.

ગીરાસીયો બોલ્યોઃ "ઇન્દુભાઇ! કાંતો તમે મને ભુલી ગયા લાગો છો. મારે આપનું કામ છે. એક ફરિયાદ કરવાની છે અને તેમાં આપને વકીલ કરવાના છે, સાહેબ! તે માટે હું આપની પાસે આવ્યો છું. આપના બાપાજીને અને મારે ઘણો ઘાડો સંબંધ અને આપ મુંબઇમાં વકીલાત કરો છો એટલે મારો વિચાર તમારી પાસે આવવાનો થયો."

ઇન્દુ વકીલ કરવાની અને ફરીયાદની વાત સાંભળીને જરા પીગળ્યો અને હાથમાંથી પેપર ફેંકી દઇને ખુરશીમાં સ્વસ્થ થઇને બેઠો. તેણે કહ્યુંઃ "હા, હા, દાજીભા! હું તમને ઓળખું છું; ન કેમ ઓળખું? મારા પિતાજી ઘણી વાર તમારી રીયાસતનાં વખાણુ કરતા. તમને બહુ ઉતાવળ હોય તો ભલે, અત્યારે જ હું તમારી વાતચીત સાંભળી લઇશ."

હવે દાજીભાને ધીરજ આવી. તે ખુરશી ઉપર બેઠો અને તેનો છોકરો પણ પાસેની ખુરશીપર બેઠો. દાજીભાએ પોતાનો કેસ કહી સંભળાવતાં પોતાની વાત માંડીઃ "ઇન્દુભાઇ! ફરિયાદ ફોજદારી કરીએ તેવો સામલો છે અને તે પણ તમારા એક ઓળખીતા ઉપર કરવી પડે તેમ છે. જુઓ, જ્યારે તમારા બાપાજી સાથે મારે ઓળખાણુ થએલું ત્યારે તો અમારો ઘોડો પૂર જોરમાં. નગરીયામાં અમારૂં કુટુમ્બ ભારે મોટું અને ઉપજ ખર્ચ પણ તેવાં મોટાં, પણુ જાણો છો ને? દેશમાં દકાળે તો કેર વરતાવી મેલ્યો છે. ઉપજ ઘટતી ગઇ અને અમારાં બાપાવારીનાં ખર્ચ તો તેવાં ને તેવાં જ રહ્યાં. દહાડે દહાડે અમારી પડતી આવવા માંડી. ઘરની માલ મીલકત ચાવી ગયા અને ખેતરાં પણુ ખોઇ બેઠા. અરેરે! ઈન્દુભાઇ! અમારી આવી અવસ્થા થઇ પડી અને આ ઘડપણુમાં તે ભોગવવા વારો આવ્યો!" એમ કહેતાં કહેતાં દાજીભાની આંખોમાંથી આંસુ ખરી પડ્યાં.

વૃદ્ધ ગીરાસીયાના દુઃખમાં ભાગ લેવાની ફુરસદ ઇન્દુને મળી સકી નહિ! તે તો બોલ્યોઃ "હા, હા, પણુ તમારા કેસની વાત જલ્દી કહોને!"

"હા હવે તે જ કહું છું. જુઓ ભાઈ સાહેબ! ઘરબાર અને ખેતરપાદર સાથે અમે અમારૂં ઘરાણું પણ વેચી સાટીને ચલાવ્યું. એક વાણીયાના દેવાના બસો રૂપિયાનું મારાપર હુકમનામું થયું અને તે પૈસા ન આપું તો કેદમાં જવાનો વખત આવ્યો!. છેવટે આ છોકરાની માના ગળામાં એક કીમતી તાવીજ રહેતું હતું તે વેચવાને હું તૈયાર થયો. પણ તેણે હઠ લીધી કે એ તાવીજ હું વેચવા દઈશ નહિ. તે ઘણું જુનું અને કેટલીએ પેઢીથી માનીતું થઇ પડેલું તાવીજ હતું એટલે, તેણે, તે વેચવાની ના કહી. તે વખતે મહીધરરાયનો નાનો ભાઇ જેણે અહીં મોટી શરાફની દુકાન માંડેલી છે તે પોતાનાં ઘર ખોરડાં સંભાળવાને નગરીયે આવેલો. મેં તેને મારૂં તાવીજ બતાવ્યું. તેમાં બે સાચાં નંગ જડેલાં હતાં અને નક્કર સોનાનું તાવીજ હતું એટલે દોલતરાયે તેને ગીરવી રાખીને બસો રૂપિયા આપ્યા. તે ઉપર ટકાનું વ્યાજ ઠરાવ્યું. હવે આ છોકરાની મા પંદર દિવસ પહેલાં ગુજરી ગઈ. મેં ધાર્યું કે જ્યારે બહુ દુઃખી થઉં છું ત્યારે લાવને પેલું તાવીજ વેચી નાંખું અને દોલતરાયના રૂપિયા ભરી દઇને બાકી જે કાંઇ વધે તેના દાણા ભરૂં! હું અને મારો છોકરો મુંબઇ આવ્યા. દોલતરાયને તાવીજ વેચી દેવાનો મેં મારો વિચાર કહ્યો એટલે તેણે કહ્યું કે તમારા તાવીજના બસો રૂપિયા પણ પૂરા ઉપજશે નહિ પછી તમે શું વધારો લઇ જવાના છો? હું ચમક્યો! હું ધારતો હતો કે તેના પાંચસો રૂપિયા તો જરૂર ઉપજશે. ત્રણસો રૂપિયાનાં તો બે નિલમ તેમાં જડેલાં છે અને કાંઇ નહિ તો સાત આઠ તોલા સોનાનું તે તાવીજ હશે! મેં કહ્યું કે તમે ભુલો છો; તમે તાવીજ લાવો. આપણે ચોકસીને ત્યાં જઇને તેની કીમત કરાવીએ. તેણે તાવીજ કાઢ્યું તો તે મારૂં તાવીજ નહિ!! ખરેખર તેણે કોઇ બીજું બનાવટી તાવીજ મને બતાવ્યું અને તે જોઇને હું ભડક્યો! મેં કહ્યું કે મારા

તાવીજમાં નીલમ હતાં એટલે તે હસ્યો અને મને મૂર્ખો કહેવા લાગ્યો! કહો સાહેબ! હવે દોલતરાય ઉપર વિશ્વાસઘાતની ફરિયાદ થાય કે નહિ?"

"થાય; પણ વકીલાતના રૂ. ૧૦૦ પડશે અને તેમાંથી ૫૦ રૂપિયા તમારે અગાઉથી આપવા પડશે." વકીલે પોતાનો મુદ્દો આગળ કર્યો!

"જુઓ ઇન્દુભાઇ! અત્યારે મારી પાસે ફુટી બદામ પણ નથી! તમને ઓળખીતા વકીલને શોધીને હું આવ્યો છું તેનું કારણ એ કે તમે મારા જેવા ગરીબ માણસપર દયા રાખો અને તમને જ બાપાજી સાથેની મારી ઓળખાણને લીધે કાંઇક શરમ પણ આવે. જુઓ, કેસ જીતી આપશો અને તાવીજના વેચાણના પાંચસો રૂપિયા આવશે તેમાંથી સો રૂપિયા હું તમને આપી દઇશ!!"

"નહિ, નહિ, નહિ, એ કાંઇ તરખડ મારે ન જોઇએ; હું તો રૂપિયા અગાઉથી લેવાનો!" ઇન્દુ ફરીને પેપર હાથમાં લઇ વાંચવા લાગ્યો.

"ઇન્દુભાઇ! જરા વિચાર કરો કે આપણે જુની ઓળખાણ રહી, ગમે તેમ તોએ અમે તો તમારા ઘરનાં જેવાં કહેવાઇએ અને અમારા પર એટલી દયા ન રાખો? હું ગરીબ છું; રોટલાના પણ સાંસા વેઠું છું; તો અત્યારે તમને કેવી રીતે આપી શકું? અત્યારે મારી સ્થિતિ નથી. નહિતો તાવીજ ગીરો મૂકવાનો વખત પણ ક્યાંથી આવે?"

"ના. ના, એ માથાકૂટ છોડી દો; મને તમારી વાત સાંભળવાની ફુરસદ નથી!" એમ કહેતો ઇન્દુ પેપર બાજુએ મેલતો મેડાપર ચડ્યો. "મહારાજ! રસોઇ થઈ છે કે?" એમ બોલતો તે ઉપર ચાલ્યો ગયો અને વૃદ્ધ ગીરાસીયો આંખમાંથી આંસુ ટપકાવતો તથા નિરાશ થતો પાછો ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૪૫ મું.

## અજાણ્યાનો બેલી ઇશ્વર!

વૃદ્ધ દાજીભાને દોલતરાયની ઠગાઇથી સખ્ત ફટકો વાગ્યો હતો. પોતાના પ્રાચીન ઐતિહાસિક કુટુંબમાં વંશપરંપરાથી માનીતું થઇ પડેલું એકનું એક તાવીજ તે દાજીભાની છેલ્લામાં છેલ્લી મોટી મીલકત હતી. સ્ત્રીઓને સ્વાભાવિક રીતે જ ઘરેણાંપર બહુ પ્રેમ હોય છે તેથી પોતાના કુટુંબમાં જૂનામાં જૂનું ગણાતું ઘરેણું જાળવી રાખવાને દાજીભાની પત્નીએ હઠ લીધી હતી અને તે હઠને પરિણામે જ અત્યારસુધી તે માનવંતું તાવીજ જળવાઇ રહેવા પામ્યું હતું. દાજીભાએ તે તાવીજને વેચી નાહ નાંખતાં ગીરો મૂકી પૈસા સંબંધી મુસ્કેલીનો અંત આણ્યો હતો. દાજીભાની પત્નીને આશા હતી કે આવતું વર્ષ સારૂં નીવડશે એટલે વ્યાજ સાથે દોલતરાયના રૂપિયા ભરીને તાવીજ પાછું લેઇ અવાશે; પરન્તુ તે તાવીજ ઘેર આવ્યા પહેલાં વૃદ્ધ દાજીભાને માથે શું શું વીતક વીતવાનાં છે તે જાણવાને. તે બિચારી જીવી શકી નહિ! તે મરણ પામી અને ગરીબાઇના દુઃખથી ઘેરાઇ ગએલા વૃદ્ધ દાજીભાએ તાવીજ વેચી નાંખવાનો વિચાર કર્યો. બાપ–દીકરો બન્ને મુંબઇ આવ્યા, ત્યાં તો દોલતરાયે તાવીજના નામનું સ્નાન કરાવી વાળ્યું!

ઇન્દુવદનરાય મુંબઇમાં વકીલાત કરે છે એ વાત દાજીભાએ સાંભળી હતી. દોલતરાઇની ઠગાઇ જાણવામાં આવતાં જ કોઇને વકીલ કરીને ફરિયાદ કર્યા વિના તાવીજ પાછું મળશે નહિ, એમ તેણે માન્યું. પાસે વકીલને આપવા જેટલા પૈસા નહોતા. તેણે પોતાના પુત્રને કહ્યું: " ઇન્દુવદનરાય સાથે આપણુને બે પેઢીનો ઘરોબો છે અને શું તે આપણને

મદદ નહિ કરે ? આપણી શું તેને અધીર આવશે ? કેસ જીતીશું અને પછી વકીલાતની ફી આપીશું તોએ ચાલશે! અરે, આપણો ઘરોબો જોતાં તો તે બિચારો મુફ્ત વકીલાત કરવા તેયાર થશે!" ગરીબ બિચારા ગામડાંના ભોળા લોકો! તેઓ સૌને પોતાના જેવા જ ભોળા સમજે છે! શહેરના ધનપિપાસુઓને તેઓ ઓળખતા નથી! ગરીબો સાથેની ઓળખાણ શહેરીઓ ભૂલી જાય છે અને પૈસાદારો સાથે ઓળખાણ નહિ હોવા છતાં સૌ તેમને 'સાહેબજી' કહે છે, એ આધુનિક જમાનાનો દેખાવ પુરાણા જમાનાના દાજીભાના જાણવામાં નહોતો, નહિતો ઇન્દુ ઉપર તેણે અતિવિશ્વાસ રાખ્યો ન હોત અને તેના તરફથી નિરાશા પ્રાપ્ત થતાં અતિદુઃખ પણ પામ્યો ન હોત! ઇન્દુની ઓફીસની તેને ખબર નહોતી છતાં આખો દિવસ તપાસ કરીને પૂછગાછ કરીને છેવટે સાંજે ઓફીસ શોધી કાઢી અને આશાભેર ઇન્દુની મુલાકાત લીધી. ભૂખ્યા વકીલને લુખ્ખો અસીલ ઓળખીતો છતાં ગમ્યો નહિ અને તેનો તિરસ્કાર કર્યો. દાજીભાને મન આભ તૂટી પડયા સરખું થયું! આખા મુંબાઇમાં એકની એક ઓળખાણ હતી અને તેના તરફથી જ આવી નિરાશા મળતાં "હવે શું કરવું અને કયાં જવું?" એ જ વિચાર બાપ દીકરા બન્નેને મુંઝવવા લાગ્યો. અમાવાસ્યાની મધ્ય રાત્રિએ નિર્જન અરણ્યમાં જવાનો માર્ગ પણ ન જડે તેવી સ્થિતિમાં તેઓ આવી પડયા. દિકરાએ પૂછયુંઃ "હેં બાપુ! આવડું મોટું મુંબઇ જેવડું શહેર છે, મોટી મોટી હાફીશો છે, મોટાં મોટાં કારખાનાં છે, તેવી જ મોટી મોટી ધર્મશાળાઓ છે, સેંકડો ઠેકાણે સદાવ્રતો અપાય છે, લુલા લંગડા અને ગાંડા ઘેલા માટે ધર્માદા ખાતાં ઘણાંએ છે, માંદાં અને નધણીયાતાં ઢોરો માટે પાંજરાપોળો છે અને જેવડું મુંબઇ મોટું છે તેમ ધર્માદા પણ મોટા થાય છે; પણ આપણા જેવા અજાણ્યા અને મુંઝાયલાઓને શું કોઇ ધર્માદા

સલાહ આપનારૂં ખાતું નહિ જ હોય? આ ધર્માદા કામ કરવાનું કેમ કોઇને સૂઝ્યું નહિ હોય?"

ગરીબ બિચારો જુવાન ગીરાસીયો! તે જાણતો નહોતો કે વકીલના ધંધાને માથે એ એક વરદાન છે!!! અન્નનું દાન, જ્ઞાનનું દાન, ઔષધનું દાન, વસ્ત્રનું દાન, વિદ્યાનું દાન સર્વ પ્રકારનું દાન કરનારાઓ નીકળી આવ્યા છે, પણ સાચી સલાહનું દાન કરનારા–ધર્માદા કરનારા કોઇ વકીલો નીકળી આવ્યા નથી એ એ ધંધાની સાથે વજ્રલેપ થઈ ગએલી વિચિત્ર નીતિનું પરિણામ છે!!! ન્યાયનું મુફત દાન કરાવનારાઓનો તોટો છે એ આ જગત્‌નું એક મોટું આશ્ચર્ય છે. અરે, પૈસા લીધા છતાં ખરા અંતરથી અસીલને માટે લડનારાઓનો પણ તોટો છે, ત્યાં મુફત ન્યાયનું તો સ્વપ્ન પણ ક્યાંથી? શોક! અફસોસ!!

દાજીભાએ પોતાની બુદ્ધિ પ્રમાણે દીકરાના સવાલનો જવાબ આપતાં કહ્યું: "ભાઇ! આપણે રહ્યા અજાણ્યા! વકીલો મુફત લડે એવો તો કોઈ પરગજુ હોતા નથી, પણ હા, કોઇ દયાળુ હોય અને આપણા જેવાનાં આંસુ લૂછવા જેટલી સારી બુદ્ધિ પ્રભુ તેને આપે તો પાછળથી પૈસા લેવા જેટલી તે દયા કરે ખરો! પણ આવડા મોટા મુંબઇમાં હજારો વકીલ બારીસ્ટરો હોય ત્યાં એવો વકીલ આપણને ક્યાંથી જડી આવે? આપણને એવો વકીલ શોધી પણ કોણ આપે? હે ઇશ્વર! મુંબઇ જેવા અજાણ્યા શહેરમાં તો તું જ અમારો બેલી છે!"

"ત્યારે ચાલોને આપણે કોઇ વકીલની હાઇકોર્ટમાં પૂછીએ કે એવો કોઇ વકીલ છે! કોઇક તો પ્રભુનો લાલ જવાબ આપશે!"

"અરે દીકરા! આપણા જેવા અજાણ્યાને હાઇકોર્ટમાં પેસવા પણ કોણ દે?" દાજીભાએ નિરાશ થતાં કહ્યું.

"કોઇ તો મળી આવશે! જુઓને, ઇન્દુભાઇની ઓફીસ એક વ-

ફીસે બતાવી ખરી કે નહિ? તેમ કોઈ એવા પરગજુ વકીલનું નામ ઠામ પણ આપશો."

"અત્યારે તો હવે સાંજ પડી ગઈ છે; ચાલ વીશીમાં જઇને રહીએ; સહવારે વળી એ માથાકુટ કરીશું."

## પ્રકરણ ૪૬ મું.

### ફસાયા!

એટલામાં પાછળથી "અરે ઠાકોર, તમે અહીં ક્યાંથી?" એમ કહેતો એક વાણીયો હાજીભાને સામો મળ્યો. વાણીઆએ હાથ મેળવવા માટે પોતાનો હાથ લંબાવ્યો એટલે હાજીભાએ પણ વિવેકમાં ખામી ન આવે તેટલા માટે પોતાનો હાથ લાંબો કર્યો. હાજીભાને તે વાણીયાની કાંઇ ઓળખાણ પડી નહિ; પણ તે વાણીયો સુરતી જેવો દેખાતો હતો એટલે હાજીભાને એમ લાગ્યું કે કોઇ વાર ઓળખાણ થઇ હશે. વાણીયાએ ફરીથી પૂછ્યું: "કેમ ઠાકોર! ઓળખાણ પડે છે ને?"

"ના, બાપલા! કાંઇ બરાબર ઓળખાણ પડતી નથી; તું કોનો દીકરો ભાઇ? મૂળ ક્યાંનો વતની?" હાજીભાએ પૂછ્યું.

"ઓહોહો! કાકા, તમે તો બધુંએ ભુલી જ ગયા! તમે તો સગા દીકરાનેએ ભૂલી જાઓ એવા લાગો છો; શું મને તમે નથી ઓળખતા? તમારાં લાવશી ચુરમાં તો હું નાનો હતો ત્યારે ઘણીએ વાર ખાઇ ગયો હોઇશ." વાણીયાએ કહ્યું.

હાજીભાને કાંઇ બરાબર ઓળખાણ પડી નહિ કે યાદ પણ આવ્યું નહિ. છતાં શંકા પડી કે કદાચ તે પોતાને ધીરધાર કરનાર નગીનશા નામના વાણીયાનો દીકરો હોય. નગીનશા એક સુરતી વાણીયા હતા અને

હાજીભાને જમીન જાગીર ઉપર રૂપિયા ધીરતા. ઘણાં વર્ષોથી એ ધીરધારનો સંબંધ બંધ થઇ ગયો હતો કારણકે શેઠ મરી ગયા હતા અને શેઠના દીકરા પરદેશ ધંધો કરવા ગયા હતા. નગીનશા ઘણી વાર હાજીભાને ત્યાં મેમાન તરીકે પણ આવેલા એટલે હાજીભાને નગીનશાનું નામ સાંભરી આવ્યું અને તે નગીનશાનો દીકરો હોય તેમ શંકા પડી. હાજીભાએ કહ્યું: "હું તો તને ઓળખતો નથી ભાઇ! શી ખબર, નાનપણમાં તને જોયો હશે પણ અત્યારે બરાબર યાદ આવતું નથી. તું નગીનશાનો દીકરો—"

"હા, કાકા હા! હવે તમે ઓળખી શક્યા!"

"એમ કે? ઓહો! પણ તું તારા બાપની સાથે મારે ત્યાં આવતો ત્યારે તો કેટલો નાનો? પાંચ સાત વરસનો હોઇશ! જોને, વરસને વીતતાં કાંઇ વાર લાગે છે? જોતજોતાંમાં મોટો બધો થઈ ગયો. તારો મોટો ભાઇ ક્યાં છે બાપુ?"

"મારા મોટા ભાઇ તો ગુજરી ગયા, કાકા!"

"હેં? અરેરે! ગરીબ બિચારો છગન ગુજરી ગયો? કેવો ભલો માણસ! જીવ્યો હોત તો નગીનશાના નામને દીપાવત! તું તો સુખી છે ને ભાઈ? બૈરાં છોકરાં—"

"કાકા! મારૂં બૈરૂં પણ હમણાં જ મરી ગયું. બીજું બૈરૂં કરવા હું થોડા દિવસમાં દેશમાં આવનાર છું. છૈયાં છોકરાં કાંઇ નથી."

"એમ કે? અહોહો! તમે પણ મારી પેઠે દુ:ખી થઈ ગયા! હોય ભાઇ, ફરતી ફરતી છાંયડી છે; એમાં શોક કરવો નહિ. અમારી પણ અવસ્થા જોને?" એમ કહી હાજીભાએ ટુંકમાં પોતાની સ્થિતિની સઘળી વાત કહી સંભળાવી અને ઇન્દુ તરફથી નિરાશા મળી તે વાત પણ કહી. કોઇ પરગજુ વકીલનું નામ પણ તેને પૂછ્યું.

વાણીયાએ જવાબ આપ્યોઃ " કાકા, અત્યારે તો હવે મારે ત્યાં જ ચાલો. વીશીમાં જમવાની શી જરૂર છે ? એક વકીલ મારો ઓળખીતો છે તેને ત્યાં હું તમને સ્હવારે લઇ જઇશ. તમારે ત્યાં હું ઘણી વાર દુધ-પાક જમી ગયો હોઇશ; તો આજે મારા ગરીબનો રોટલો તો તમે ખાઓ ! "

" ભલે બાપલા ! તારી મરજી છે તો ચાલ; અમો અજાણ્યાને તું જ ઓળખીતો ઇશ્વર મળ્યો ! કોઇ વકીલને શોધતાં અમને બહુ અડચણુ પડત તે હવે તારી મદદથી નહિ પડે. " દાજીભાને ઓળખીતો અને મદદગાર મળ્યો તે જોઇને આનંદ થયો, અને વકીલને મળવાની આશાથી જ તેમણે તે વાણીયાને ત્યાં જવાનું કબુલ કર્યું. ત્રણે જણુ ભૂલેશ્વર તરફ ચાલ્યા.

કેટલીક વારે ત્રણે જણુ તે વાણીયાની કોટડીમાં આવી પહોંચ્યા. એક માળામાં ત્રીજે દાદરે ખૂણે પડતી નાની કોટડી તે તે વાણીયાનું ઘર હતું. રાત્રે તેણે પૂરી ને શાક વેચાતાં લાવીને દાજીભાની અને તેના દીકરાની મેમાનગીરી કરી. કોટડીમાં બે થાળી, બે તપેલી, એક નાનું ટૂંક અને બે ચાર ગોદડાં વિના બીજું કાંઇ રાચરચીલું નહોતું. દાજીભાએ કહ્યું: " હેં બાપુ ! ઘર કેમ આટલું નાનું અને નઠારૂં રાખ્યું છે ? "

પેલાએ કહ્યું: " કાકા ! બૈરૂં હોઇને ઘર. બૈરૂં હતું ત્યારે ઘરની મા-વજત સારી રહેતી અને તે મરી ગઇ ત્યારથી મને મુંબઇમાં ગોઠતું પણ નથી. આમ જેમ તેમ ચલાવું છું; શું કરૂં ? "

" હોય ભાઇ ! વખત પ્રમાણે ચાલીયે ! અહો ! ક્યાં નગીનશાની ઘરસંપત્ અને ક્યાં આ નાની કોટડી ? જમાનો બહુ માઠો આવ્યો હો ! ભાઈ, તારૂં નામ ? "

" મારૂં નામ નાનચંદ. "

" એમ કે ? તારો બાપ તને નાનો કહેતા; અને નામ પણ નાન-ચંદ રાખ્યું છે કે ? "

"હા કાકા."

એમ વાતચીત કરીને દશેક વાગતાં નાનચંદે ત્રણ પથારીઓ કરી. સર્વે સુઇ ગયા. દાજીભા અને તેનો દીકરો આખો દિવસ આથડીને થાકી ગએલા હતા તેથી તુરત જ ઉંઘી ગયા."

* * * *

સ્હવાર થયું. દાજીભા આંખ ઉઘાડીને જુએ છે તો કોટડીમાં નાનચંદ ન મળે કે તેનાં વાસણકુસણ પણ ન મળે! "નાનચંદ ક્યાં ગયો?" એમ બોલતાં તેમણે દીકરાને જગાડ્યો. તેણે પણ કહ્યું કે "મને કાંઇ ખબર નથી!" ખીંટીએ ભેરવેલાં કપડાં સંભાળ્યાં તો બંડીના ગજવામાં પંદર રૂપિયા હતા તે ન મળે.

"બાપરે! આ તો કોઇ ઠગારો મળ્યો! હવે હું શું કરીશ અને ક્યાં જઇશ? પાસે પાઇ પણ રહી નહિ અને આ અજાણ્યા શહેરમાં મારી હવે શી દશા થશે? ઓ પરભુ! આ દુઃખ દેવા કરતાં તેં મને મારી નાંખ્યો હોત તો શું ખોટું હતું?" એમ કહેતાં દુઃખથી ઘેરાયલા ડોસાનું ધૈર્ય ન રહ્યું અને હૃદય ખાલી કરનારૂં પોકળ શ્રાદ્ધ તેનાથી મંડાઇ ગયું! તે ગરીબ ડોસાની સઘળી દોલત–૧૫ રૂપિયાની નાની રકમ પણ અત્યારે તો તેનું સર્વસ્વ ગયું તે ગયું જ!

## પ્રકરણ ૪૭ મું.

### પરગજુ વકીલ કેવો હોય?

દાજીભાની દુર્દશા થઇ અને ગભરાટથી મુખદ્વારા રોદન સ્ફુર્યું. ચાલીના લોકો તે રોદન સાંભળતાં જ ત્યાં ધાઇ આવ્યાં અને કોટડીમાં એ ગીરાસીયાને રડતા જોઇને આશ્ચર્ય પામ્યા. એક બ્રાહ્મણે વૃદ્ધ દાજીભાને

તેના રોદનનું કારણ પૂછ્યું અને જવાબમાં હાજીભાએ પોતાની દુર્દશાની સઘળી વાત કહી. પોતે બદમાશ નાનચંદને હાથે કેવી રીતે ફસાયો તે વાત સાંભળતાં જ તે બ્રાહ્મણ બોલ્યોઃ "શું ? એ નાનચંદ કયો ? આ કોટડીમાં રહેતો હતો તે ? અરે એ તો કોઈ રખડેલ છે. પાંચ દિવસથી જ હજી ચાલીમાં આવીને રહ્યો હતો. અરે તે વાણીયો પણ નહોતો પછી તમારો ઓળખીતો કેવી રીતે હોય ?"

સઘળી ઠગાઈ હવે હાજીભાના સમજવામાં આવી. પોતે નાનચંદને ઓળખતા નહિ છતાં નગીનશાનો દીકરો માન્યો, તે બદમાશે સર્વ વાત આડી રીતે પોતાના મ્હોંમાંથી જ કઢાવી અને ઓળખાણ ઠોકી બેસાડી એ સઘળી પેલા બદમાશની ચાણાક્ષતા તે ભોળા ગીરાસીયાના સમજવામાં હવે આવી ગઈ; પણ તે રાંડયા પછીનું ડહાપણ હવે નિષ્ફળ હતું ! તેણે કહ્યુંઃ "હું ઠગાઈને–પૈસા ગુમાવીને ખરેખરો મૂર્ખો બન્યો છું. મારૂં તાવીજ ઠગી જનારની જે વાત મેં તમને હમણાં કહી તેની સામે ફરિયાદ માંડવા માટે કોઇ પરગજુ વકીલની તપાસમાં હું હતો, ત્યાં એ લુચ્ચો મારી સાથે ઓળખાણનો દાવો કરતો આવ્યો અને મને પોતાના ઓળખીતા વકીલને ત્યાં લેઇ જવાનું કહી અહીં લાવ્યો. આવો ઓળખીતો વકીલ ઓછી મહેનતે મળે તેટલા માટે હું તે લુચ્ચાની સાથે અહીં આવવાને કબૂલ થયો ! ભાઇ ! આ મારી મૂર્ખાઇની હકીકત છે ! હે ઇશ્વર ! બીજું બધું તો ઠીક પણ હવે હું આ મુંબઇમાં ખાઇશ શું ? અને ઘર ભેગો કેવી રીતે થઇશ ?"

તે બ્રાહ્મણ જરા માયાળુ અને ઉદાર હતો. વયમાં તો પાંત્રીશેક વરસનો જુવાન હતો, પણ વિનયી અને સુશીલ હતો. તેણે હાજીભાને આશ્વાસન આપતાં કહ્યુંઃ "કાકા ! તમે જરા પણ ગભરાશો નહિ ! હું તમને આ મુંબઈમાં રઝળતા રહેવા નહિ દઉં, ચાલો મારી કોટડીમાં, હું

પણ આ ચાલીમાં જ રહું છું. અત્યારે તમે મારે ત્યાં જમજો. જમીને હું તમને મારા શેઠની પાસે લેઇ જઇશ. મારા શેઠ એક પરગજુ વકીલ છે. તે અસીલના પૈસા તો લે છે, પણ કોઇ ગરીબ હોય તો મુફત વકીલાત પણ કરે છે."

"ઓહો! એવા તે ધર્માત્મા છે? હે હરિ! તું નિર્દય નથી, પણ ખરો દયાળુ છે. દુનિયામાંથી કાંઈ ધર્મનો ધ્વંસ થયો નથી અને દયાનો વંશ ગયો નથી! ભાઇ! તમારા શેઠ અને તમે સો વરસના થાઓ! અમે ગરીબ છીએ ખરા પણ કેસ જીતીશું તેમાંથી પૈસા તો જરૂર આપીશું. જાતે રજપૂત ક્ષત્રિય છીએ; ધર્મનું અને દયાનું ખાનારા નથી; પણ શું કરીએ? અવસ્થાને વશ રહીને આટલીએ દયા માંગવી પડે છે."

"તેની કાંઇ ફીકર નહિ. કેસ જીતશો અને પછી પૈસા આપશો તો પણ ચાલશે અને નહિ જીતો ને હારશો તો મારા શેઠ તમારી પાસેથી કાંઇ પણ નહિ લે; એવા તે પરગજુ છે." પેલો બ્રાહ્મણ કે જેનું નામ નિર્ભયરામ હતું તેણે કહ્યું.

દાજીભા અને તેમનો દીકરો નિર્ભયરામના આગ્રહથી તેની કોટડીમાં ગયા. નિર્ભયરામ વિશ્વમોહનરાય વકીલનો ગુમાસ્તો હતો, અને તે તે જ ચાલીમાં રહેતો હોવાથી અકસ્માત્ દાજીભાને સદ્ભાગ્યે વિશ્વમોહનરાયનો મેલાપ થવાનો સમય પ્રાપ્ત થયો. બન્ને જણ નિર્ભયરામને ત્યાં જમ્યા, અને જમીને તુરત નિર્ભયરામ તેમને સાથે લેઇને પોતાના શેઠને ત્યાં જઇ પહોંચ્યો.

વિશ્વમોહનરાય હજી જમ્યા નહોતા અને પોતાના કેસના કાગળો તપાસતા બેઠા હતા એવામાં નિર્ભયરામ પહોંચ્યો. નિર્ભયરામ આજે રોજ કરતાં વહેલો આવ્યો હતો અને તેથી તે તરફ વકીલ સાહેબનું ધ્યાન ખેંચાયું. નિર્ભયરામે તે સંબંધી ખુલાસો કરતાં દાજીભાની ઓળ-

ખાણું કરાવી અને તેની દુર્દશાની સઘળી વાત કહી. વિશ્વમોહનરાય વિચારમાં પડયા. થોડી વાર રહીને તેણે કહ્યું: "કેમ કાકા! તમે બહુ ગરીબ છો કે?"

તે સવાલનો જવાબ આપતાં પહેલાં દાજીભાની આંખમાં આંસુ આવી ગયાં. થોડી વાર રહીને તેમણે કહ્યું: "બાપલા! એક વાર જમીનદાર હતો અને આજે–અત્યારે તો પારકો ટુકડો માંગી ખાઇને આપની પાસે આવ્યો છું! વધુ તો શું કહું? મારા કોઇ પુરવના પાપને લીધે મારા આ દિવસ આવ્યા છે, પણ હું તમારી વકીલાતની ફી આપીશ. કેસ જીતીશ, તેમાંથી તમારી ફી આપીશ અને હારીશ તો મારે ઘેર જઇને મારાં વાસણકુસણ વેચીને પણ તમારી ફી પહોંચતી કરીશ! બાપુ! મારૂં કહેવું ખરૂં છે કે ખોટું તે તો જ્યારે વખત આવશે ત્યારે ખબર પડશે; અત્યારે મારા સાચાનો સાક્ષી ઇશ્વર છે."

"ઠીક છે; તમે જીતશો તો તો હું ૫૦ રૂપિયા ફી લઇશ અને હારશો તો તમારાં વાસણકુસણ વેચાવીને મારે કાંઇ લેવું નથી. વારૂ; કહો હવે, દોલતરાયે તમારૂં તાવીજ ગીરો રાખ્યું છે તેનો કાંઇ પુરાવો તમારી પાસે છે?" વકીલે કેસના મુદ્દા હવે હાથ ધરવા માંડયા.

"મુદ્દા તો બીજા શું? તેની ચોપડીમાં બસો રૂપિયા ઉપર મારી સહી લીધી છે; પણ મારા તાવીજની પહોંચમાં તેણે એક કાગળના ટુકડા પર કાંઇક લખી આપ્યું છે ખરૂં, તે કકડો આ રહ્યો." એમ કહી દાજીભાએ કાગળનો એક નાનો કકડો વકીલના હાથમાં મૂક્યો. તે કાગળમાં તાવીજની પહોંચ લખેલી માલૂમ પડી નહિ, પણ તેને બદલે ઘઉં મણ ૨૧, દર રૂા. ૧ ના શેર ૧૮ લેખે, અને એવું જ બીજું કાંઈ ભરતીયું લખેલું!

વકીલે કહ્યું: "આ ક્યાં તે કાગળ છે? આ તો કોઇ વેપારીની અનાજની ખરીદની ચીઠ્ઠી છે!"

"એમ કે? ત્યારે ચીઠ્ઠી આપતાં મારી ભૂલ થઇ! હું તો, બાપુ! કાળા અક્ષરને કૂટી મારૂં તેવો છું, એકને બદલે બીજી ચીઠ્ઠી તમને દેવાઇ ગઇ! લ્યો આ રહી બીજી ચીઠ્ઠી!" હાજીભાએ બંડીના ગજવામાંથી બીજી ચીઠ્ઠી કાઢી આપી.

"તમે ભણ્યા પણુ નથી કે? એટલે જ તમે દોલતરાયને હાથે ઠગાયા! કાકા! તમારા લોકો એમ સમજે છે કે ભણીને આપણે ક્યાં નોકરી કરવી છે? પણુ જુઓ, ભણ્યા વિનાનો આવી રીતે થાપ ખાય! હવે કદાચ દોલતરાયે તમને તાવીજની પહોંચ નહિ લખી આપતાં બીજું જ કાંઇ લખી આપ્યું હશે તો તેની તમને શી ખાતરી?" વકીલે કહ્યું.

"ખરૂં છે, બાપલા! ભણ્યા વિનાનું જીવતર એળે જાય તે કાંઇ ખોટું નથી! તમે ખરૂં કહ્યું. અમારાં વહાણુ તો વિશ્વાસે ચાલવાનાં અને તેમાં જો ખારવો લુચ્ચો હોય તો ભરદરિયે ડુબવાનાં પણુ ખરાં! અમે ભણ્યા વિનાના ઠોબારી રહ્યા અને ઘડપણુમાં આ દિવસ આવ્યા એટલે બહુએ પસ્તાઇએ છીએ; પણુ શું કરીએ?"

"ઠીક; તમે તો હવે ગમે તેવા રહ્યા; પણુ છોકરાને ભણુાવજો!" વકીલે ભલામણુ કરી.

"આ છોકરો તો બે ચોપડી ભણીને ઉઠી ગયો છે પણુ હવે એનાં છોકરાંને એ ભણુાવશે તો સુખી થશે; અને નહિતો અમારા જેવા એ-મના પણુ દી આવશે!"

"ઠીક, પણુ કાકા! આ પહોંચમાં પૂરી વિગતો નથી. તેમાં તમારૂં તા-વીજ લેઇને રૂ. ૨૦૦ બાર આનાની તેરીખે વ્યાજે ધીર્યાનું લખ્યું છે, અને તાવીજ નક્કર સોનાનું છે એમ પણુ લખ્યું છે ખરૂં, પરન્તુ તાવી-જનો તોલ કેટલો છે તથા તેમાં તમારા કહ્યા પ્રમાણે બે કીંમતી નીલમ

જડેલાં છે કે નહિ તેવી કાંઇ વિગત લખેલી નથી. કહો જોઇએ, હવે તમારી પાસે બીજો શો મુદ્દો છે ?"

"બાપુ! આ અભણુ રહ્યાનું પ્રત્યક્ષ ફળ મળ્યું. એ હરામખોરે પહોંચમાં શું લખ્યું તે મેં વાંચ્યું નહિ અને ઘરની આબરૂ જવાની બીકથી કોઇને તે વંચાવ્યું પણ નહિ! કોઇ સાક્ષી પણ મારી પાસે નથી; કારણકે પારકે મ્હોંએ આ વાત ન જાય તો જ મારી આબરૂ રહે એમ હું માનતો હતો!"

"ત્યારે તમારૂં નસીબ ફરી વળ્યું સમજજો! તમારી પાસે પુરાવો નથી, અને પહોંચમાં કાંઇ લખ્યું નથી, પછી દોલતરાય તમને શા આધારે નીલમ જડેલું તાવીજ આપવાને બંધાયલો ગણાય? હું તો તમારે માટે પૂરતી મહેનત કરીશ. એક વાર જે કામ હાથમાં લીધું તે નહિ મૂકી દેવું એવો મારો દૃઢ નિશ્ચય છે. પણ મને મુદ્દાઓ ઉપરથી ફત્તેહને માટે થોડી આશા રહે છે." વિશ્વમોહનરાયે પોતાનો મત સ્પષ્ટ રીતે જણાવ્યો.

વિશ્વમોહનરાયે ઓફીસની પાસેની જ એક ચાલીમાં રહેવા માટે જૂદું ઘર રાખ્યું હતું. અગીઆર વાગ્યા કે તુરત જ ચાકર કહેવા આવ્યો કે "જમવા પધારો; રસોઇ તૈયાર થઇ છે."

વિશ્વમોહનરાયે જવાબ આપ્યો: "જા, કહેજે કે મારી રાહ જોયા વિના સૌ કોઈ જમી લે; હું ક્યારે જમવા આવીશ તે કહી શકાય તેમ નથી."

નિર્ભયરામે કહ્યું: "જમતાં કાંઇ બહુ વાર નહિ થાય; માટે જમી આવો તો કાંઇ હરકત નથી. આ બાબતની ફરીયાદ તો આખા દિવસમાં ગમે ત્યારે કરી શકાશે."

દાજીભાએ પણ ટેકો આપ્યો: "હા ભાઈસાહેબ! અમારે માટે ભૂખ્યા રહેવાની શી જરૂર છે?"

વિશ્વમોહનરાયે કહ્યું: "નિર્ભયરામ! ફરિયાદ આખા દિવસમાં ગમે

ત્યારે કરી શકાય એ ખરૂં. કેસ કાંઇ બહુ ગુંચવણીવાળો નથી. પણ ફ-રિયાદ દાખલ કરી દેવામાં વધુ વાર નહિ લગાડવાનો સબબ કાંઇક જૂદો જ છે અને તે સબબ હજી તમારા જાણવામાં આવ્યો લાગતો નથી. આ ડોસા ગઇ કાલે તેમના ઓળખીતા વકીલ ઇન્દુવદનરાયને ત્યાં જઇ આવ્યા છે અને સઘળી વાત કહી આવ્યા છે એમ તમે મને કહી સં-ભળાવ્યું. હવે આ ફરિયાદ કરવામાં જો વિલંબ થાય તો એક ભય રહે છે. ઇન્દુવદનરાય કેવો માણસ છે તે તમે જાણો છો? ડોસા તો એમ જાણતા હશે કે તેમનો ઓળખીતો એટલે—"

દાજીભા વચમાં બોલી ઉઠયા: "ના બાપુ! ઓળખીતો ખરો; પણ આંખમાં જરાએ શરમ નથી. એ કરતાં તો તમે અજાણ્યા વકીલ વધુ સારા છો."

"અરે, શરમની શું વાત કરો છો? હું તમને ખુલ્લું કહી દઉં છું કે ઇન્દુવદનરાય તમારા કેસની વાત જાણી ગયો છે એટલે તે તુરત જ તમારા સામા પક્ષવાળા દોલતરાયની પાસે જશે અને તેને તમારા કેસ-ની વિગત કહી દઇને તેને તમારી સામે આગમજથી ફરિયાદ માંડવાને સમજાવશે; અને આપણી ફરિયાદ મંડાયા પહેલાં સામા પક્ષની ફરિયાદ મંડાઇ જાય તો હમેશાં આપણી ફરિયાદના મુદ્દાને કેટલેક અંશે ખલેલ પહોંચે."

"અરરર! ભગવાન્! શું તે આમ અમારો દુસ્મન બને તેટલો નીચ છે? શું વકીલો આવી રીતે એક બીજાની ચાડી ચુગલી કરતા હશે ખરા? શું જમાનો આવ્યો છે ને?" દાજીભા આ સાંભળીને દિગ્મૂઢ બન્યા.

"કોઇની નિંદા કરવાની કાંઇ જરૂર નથી. કોઇ એક રીતે પૈસા મે-ળવે છે, કોઇ બીજી રીતે પૈસા મેળવે છે. આ કારણથી જ અત્યારે ફ-રિયાદ દાખલ કરતાં વિલંબ કરવાની જરૂર નથી; સમજ્યા? અસીલની ખાતર ભુખ્યા રહેવું તે મને દુ:ખ નથી પણ અસીલનો કેસ મારી થોડી

ગફલતથી અથવા મારી થોડી સગવડ સાચવવા જતાં માર્યો જાય, તેથી મને બહુ દુઃખ થાય છે. ”

હાજીભાના મુખમાંથી તો કાંઇ શબ્દો નિકળી શક્યા નહિ; પણ તેનું અંતર્ બોલી ઉઠ્યું: “ હે પ્રભુ ! આ કળિયુગમાં જો ધર્માવતારરૂપ આવા વકીલો ન હોત તો આ દુનિયાનું શું થાત ? શેષનાગ આ પરથવીનાં પાપનો ભાર શી રીતે ઝીલી શકત ? ”

વકીલે પોતાના ગુમાસ્તાને આજ્ઞા કરી: “ નિર્ભયરામ ! તમે જલ્દી દોડો અને પોલીસ કોર્ટસુધી જવા માટે એક ભાડુતી ગાડી લાવો. મારી બેગમાં થોડા કોરા કાગળ નાંખીને તેને તૈયાર કરો. હું કપડાં પહેરી લઉં છું.”

નિર્ભયરામ દોડતો ગયો અને પાંચેક મિનિટમાં ગાડી લેઇ પાછો ફર્યો. દર્મ્યાનમાં વિશ્વમોહનરાય કપડાં પહેરી રહ્યા હતા. નિર્ભયરામે થોડા કોરા કાગળ બેગમાં નાંખી બેગ વકીલના હાથમાં આપી અને વકીલ ઓરી- સમાંથી બહાર નીકળ્યા: “ કાકા, તમારે પણ મારી સાથે આવવું પડશે હોં.”

“ હા, આવું જ છું ને ભાઇ સાહેબ ! ચાલો. ” હાજીભાએ કહ્યું અને તુરત જ તે તથા તેમનો છોકરો ઊભા થયા. ગાડીમાં બેસતાં બેસતાં હા- જીભાએ કહ્યું: “ ભાઇ સાહેબ ! મુંબઇની કોરટનો હું અજાણ્યો છું. મા- જીસ્ટર સાહેબ મને શું શું સવાલો પૂછશે અને તેના મારે શું શું જવાબ આપવા તે મને અગાઉથી શીખવી રાંખજો કે જેથી કાંઈ ભૂલ ન આવે. ”

“ માજીસ્ટ્રેટ તો કદાચ પૂછે તો પૂછે, પણ ઘણું કરીને મારી લખેલી અરજીની વિગત વાંચીને કોર્ટનો કલાર્ક તમને કાંઇ સવાલ પૂછે તો તમને આવડે તેવા પણ ખરેખરા જવાબ આપજો. ”

“ આવડે તેવા એટલે પણ મારે શું કહેવું ? ” હાજીભાએ વધારે સ્પષ્ટતા કરવાને પૂછ્યું.

“ તમારી ઠગાઇ થઇ તેની જે વિગત તમે મને કહી છે તે જ વિ-

ગત હું અરજીમાં જણાવીશ; અને તેને લગતા સવાલો તમને પૂછે તો પછી શા જવાબો આપવા તે તો તમે સમજી શકો. માફ કરજો, અગાઉથી શીખવ્યા મુજબ અસીલો કોર્ટમાં જવાબ આપે તેવું કરવા તરફ મને તિરસ્કાર છે." એમ કહી વકીલ સાહેબ બેગમાંથી કાગળ કાઢી, ગજવામાંથી શાહી પૂરેલી ઇન્ડીપેન્ડન્ટ પેન કાઢી ગાડીમાં ને ગાડીમાં જ દાજીભાની અરજી લખવા લાગ્યા. અસીલના લાભને માટે ઉતાવળની જરૂર હોય અથવા વખત નહિ ગાળવાની અગત્ય હોય ત્યારે કેટલી ત્વરાથી અને કેવી રીતે કામ લેવાય તે સંબંધે વિશ્વમોહનરાયની રીતભાત જોઇને અભણ પણ અનુભવી ડોસો તો છક થઇ ગયો હતો.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### ઠગાઈની ફરિયાદ.

દાજીભાની સાથે જઇને વિશ્વમોહનરાયે પોલીસ કોર્ટમાં દોલતરાય ઉપર ઠગાઇ કરવા બાબતની ફરિયાદ નોંધાવી દીધી અને ખાનગી તપાસદ્વારા ખબર પણ મેળવી કે દોલતરાય તરફથી કાંઈ તરકટી સામી ફરિયાદ હજીસુધી મંડાઇ નહોતી. વિશ્વમોહનરાયને તેથી સંતોષ થયો. પોતે કરેલી ઉતાવળ અને વેઠેલી ભૂખ સાર્થક થએલી જણાઇ. કલાર્કને ખાસ સૂચના કરીને દોલતરાય સામેનો સમન પણ તુરત કઢાવ્યો અને જેમ બને તેમ વહેલી મુદત પડે તેમ કરવાની કલાર્કને ભલામણ કરી.

*  *  *  *

ત્રીજે દિવસે દોલતરાયપરના સમનની બજાવણી થઇ ચૂકી. ત્યારપછી સાતમા દિવસની મુદત પડી. આ સઘળા દિવસ દાજીભા અને તેમના દીકરાએ વિશ્વમોહનરાયને ત્યાં રહીને જ ગાળ્યા. દાજીભાની પાસે હવે

કાંઇ પૈસા રહ્યા નહોતા તે વકીલ સાહેબ જાણતા હતા અને તેથી દાજીભા રહેવા ખાવાની મુંઝવણમાં પડે તે પહેલાં–કોર્ટમાંથી પાછા ફરતાં જ વિશ્વમોહનરાયે તેમને જણાવી દીધું હતું કેઃ "કાકા! આપણે ફરિયાદ તો કરી પણ કાંઇ તુરત જ કેસ નીકળશે નહિ. અઠવાડીઉં અને કદાચ પખવાડીઉં પણ થઇ જાય; માટે તમે ગભરાશો નહિ. રહેવાનું અને જમવાનું મારે ત્યાં જ રાખજો."

"શેઠ સાહેબ! તમારે ત્યાં અમારાથી કેમ જમાય? તમારી શી આપવાની શક્તિ તો હજી અમારામાં નથી, તેમાં વળી તમારા પર વધારે બોજો કરવો તે શા કામનું?" દાજીભાએ ઉપકારવશ થતાં કહ્યું.

"તેમાં કાંઇ હરકત નહિ. તમે મારે ત્યાં ખાશો તેથી કાંઈ ખાડો પડી જવાનો નથી. તમારા જેવા ભોળા માણસોના પુણ્યે મને તેવું ખર્ચ મળી રહે છે; માટે જરા પણ સંકોચ વિના તમારે મારે ત્યાં રહેવું અને ખાવું પીવું. બનશે ત્યાંસુધી હું જલ્દી કેસ પતી જાય તેમ કરીશ એટલે તમારે બહુ દિવસ રોકાવું પડશે નહિ." વિશ્વમોહનરાયના આ સમયાનુકૂળ આશ્વાસનથી દાજીભાના જીવમાં જીવ આવ્યો. તે વિશ્વમોહનરાય ઉપર અનેક આશીષોનો વરસાદ વરસાવતો દિવસ ગાળવા લાગ્યો.

* * * *

છેવટે કેસ ચાલવાનો દિવસ આવી પહોંચ્યો. દાજીભા અને વિશ્વમોહનરાય કોર્ટમાં હાજર થયા. સામા પક્ષ તરફથી દોલતરાયે એક આબરૂદાર શરાફ તરીકે પોતાને કોર્ટમાં હાજરી આપવામાંથી મુક્ત કરીને પોતાના વકીલની હાજરીથી ચલાવી લેવાની કોર્ટને વિનતિ કરી હતી; પરંતુ ઠગાઇ જેવી ફોજદારી બાબતને લગતી ફરિયાદમાં કોર્ટે તેને હાજરીમાંથી મુક્ત કરવાની અશક્યતા બતાવી હતી. આથી દોલતરાયને જાતે કોર્ટમાં હાજર થવું પડયું હતું અને તેની સાથે મેસર્સ સોનાસુખશા અને રૂપા-

ચાંદ સોલીસીટરોની ફરમાશથી દોરાબજી દોખમીયા અને સુંદરદાસ શેઠીયા બેરીસ્ટરો કોર્ટમાં હાજર થયા હતા. વિશ્વમોહનરાયે દાજીભાને અગાઉથી કહી રાખ્યું હતું કે "સામાવાળા મોટા મોટા બારીસ્ટરો ઊભા કરશે પણ તમે તેમનાથી જરાએ ભડકશો નહિ, તેમ જ તેઓ સવાલો પૂછે તે વખતે જરા પણ ગભરાયા વિના શાંત ચિત્તે સાચે સાચા જવાબ આપજો. આ મુંબઇની કોર્ટ છે. તમને ગામડીયા અને અભણ જોઇને બારીસ્ટરો ડરાવી નાંખવા પ્રયત્ન કરશે પણ તેમના રોફથી તમે જરા પણ અંજાઇ જશો નહિ."

"બહુ સારૂં બાપા!" દાજીભાએ જવાબ આપ્યો.

વિશ્વમોહનરાયની સાથે દાજીભા કોર્ટમાં આવ્યા એટલે તો સામા પક્ષના બેરીસ્ટરો પોતાના કુળની સામે ઠગાઇની ફરિયાદ માંડનારના વિચિત્ર હાલ-હવાલ જોઇને મૂછમાં હસવા લાગ્યા. દોરાબજી દોખમીયા પોતાના સાથી મી. શેઠીયાને કાનમાં પૂછવા લાગ્યા કે: "કાંય મી. સેથ્યા! આપરને પેલા ફાટચા તુટચા કપરાવાળા ગામરીયા ફરીયાદી સાહેબને સવાલો કરવા પરસે કે? ખરેખર એવણ સાહેબ મેજીસ્ટ્રેટને બી હસાવનારા થઇ પરસે, માટે કોરતને બી તેવણનો આભાર માનવો પરસે!"

કેસની શરૂઆત થઇ. ફરિયાદીની અરજી કોર્ટમાં મેજીસ્ટ્રેટ વાંચી ગયા અને દાજીભાની જબાની શરૂ થઇ. કામ દુભાષિયા માર્ફતે અંગ્રેજીમાં જ ચાલ્યું. દાજીભાની જબાનીમાં માત્ર એટલી જ વિગત આવી કે "મેં દોલતરાય પાસેથી નગરીયામાં રૂ. ૨૦૦ બાર આનાની તરીખે વ્યાજુકા લીધા હતા, અને તેની જામીનગીરી બદલ મેં મારૂં નીલમથી જડેલું અનુમાને ૫૦૦ રૂપિયાની કીંમતનું તાવીજ નક્કર સોનાનું બનાવેલું તે દોલતરાયને આપેલું. દોલતરાયે તેની મને પહોંચ લખી આપેલી, તે પહોંચ હું કોર્ટની આગળ રજુ કરૂં છું. કેસની તપાસ ચાલતાં જો કોર્ટને

મારી તરફના સાક્ષીઓની જરૂર પડશે તો હું સાક્ષીઓ બોલાવીશ. હું મુંબઇ આવીને દોલતરાયને મળતાં તે પોતાને નીલમ જડીત તાવીજ મેં આપ્યું હોવાનું ઇનકાર ગયો. હું તાવીજ વેચીને દોલતરાયના પૈસા ભરપાઇ કરી આપવા માંગતો હતો. ”

સામા પક્ષની ઉલટ તપાસમાં દાજીભાએ વધુ એમ જણાવ્યું કે “ હું અભણ છું. પહોંચમાં નીલમજડીત તાવીજ લખ્યું હોવાનું હું જાણતો નહોતો કારણકે તે પહોંચ મેં વાંચી નહોતી. મેં તે પહોંચ કોઇની પાસે વંચાવી પણ નહિ કારણકે મને દોલતરાય જેવા આબરૂદાર શરાફ ઉપર વિશ્વાસ હતો. તે મૂળ અમારા ગામનો રહેવાસી હતો અને હાલમાં તેણે મુંબઇમાં શરાફની પેઢી નાંખી છે તે વાત મેં સાંભળેલી. પોતાનાં દેશમાંનાં ઘરબારની તપાસ કરવા તે અમારા ગામ નગરીયામાં આવેલો, તે વખતે મેં તાવીજ આપીને તેની પાસેથી વ્યાજે રૂપિયા ૨૦૦ લીધેલા. વળી અમારૂં ઘર આબરૂદાર હતું અને અમને પારકા રૂપિયા વ્યાજે લેવા પડે છે એ વાત ગુપ્ત રાખવામાં જ અમે અમારી આબરૂ સમજતા, તેથી તે પહોંચ મેં બીજા કોઇ પાસે વંચાવેલી પણ નહિ. મને જે તાવીજ દોલતરાયે મારૂં જણાવીને પાછું આપવા માંગ્યું હતું તે મેં બરાબર તપાસ્યું હતું. તેમાં નીલમ જડેલાં નહોતાં, પણ તે નક્કર જેવું વજનદાર તો લાગતું હતું. તે કેટલી કીંમતનું હશે તે હું કહી શકું નહિ. તે જ વખતે મેં દોલતરાયને કહ્યું હતું કે આ તાવીજ મારૂં નથી કારણકે તેમાં નીલમ જડેલાં નથી. દોલતરાય તે પરથી મારી સાથે લડવા ઊભો થયો હતો. ”

દાજીભાની જબાની પૂરી થતાં વિશ્વમોહનરાયે જણાવ્યું: “ હું નામદાર કોર્ટને અરજ કરૂં છું કે તેણે આરોપીને તકરારવાળું તાવીજ કોર્ટની સમક્ષ રજુ કરવાનો હુકમ કરવો. ”

મેજીસ્ટ્રેટ—મી. દોખમીયા! હું ધારૂં છું કે તમે તાવીજ ગીરવી રાખ્યાનું તો કબૂલ રાખો છો.

દોખમીયા—હા નામવર.

મેજીસ્ટ્રેટ—તો તમને તે તાવીજ કોર્ટમાં રજુ કરવાને કાંઈ હરકત છે? તે રજુ થવાથી કોર્ટને પણ કેસ ચલાવવામાં કાંઇક સગવડ મળી શકે તેમ છે.

દોખમીયા—નામવર કોર્ટ ફરમાવેછ, તો અમુને કાંઈ બી હરકત નથીજી. હું મહારા કુલ તરફથી તે તાવીજ રજુ કરૂં છું જી.

તાવીજ દોલતરાય પાસેથી લેઇને તેના વકીલે કોર્ટમાં રજુ કર્યું. વિશ્વમોહનરાયે તાવીજ તપાસ્યું. તે નક્કર હશે કે નહિ તે વિષે વિચાર કર્યો. તેની લંબાઇ પહોળાઇ તથા જાડાઇ વગેરેનું માપ એક કાગળના ટુકડાવડે લેઈ લીધું અને પછી જણાવ્યું: "સાહેબ! આ કેસ આગળ ચલાવતાં મને કોઈ ચોકસીને સાક્ષી તરીકે લાવવાની જરૂર પડશે, તો તેટલામાટે આ કેસ આવતી કાલપર અથવા બીજી કોઇ મુદતપર મુલ્તવી રાખવાની હું તમો નામદારને અરજ ગુજારૂં છું."

આ સામે મી. દોખમીયાએ વાંધો લીધો પરન્તુ તે વાંધાને ગેરવાજબી જણાવીને મેજીસ્ટ્રેટે વિશ્વમોહનરાયની માંગણી બહાલ રાખી, ત્રીજા દિવસપર કેસ મુલ્તવી રાખ્યો.

વિશ્વમોહનરાયે એક યુરોપિયન ચોકસીને સમન કાઢીને સાક્ષી તરીકે બોલાવ્યો અને બીજી મુદતે જ્યારે કેસ આગળ ચાલ્યો ત્યારે તેની જુબાની લેવામાં આવી. તે ચોકસીએ જુબાની આપતાં જણાવ્યું કે "હું જુદી જુદી ધાતુઓનો ૨૫ વર્ષનો અનુભવી છું. અહીંની ટંકશાળમાં હાલમાં હું કામ કરૂં છું. સોનું અને તેની જુદી જુદી મેળવણીઓ વિષે હું પુરતું જ્ઞાન ધરાવું છું. મેં તે સંબંધી કેળવણી ઈંગ્લાંડમાં મેળવેલી છે.

જે તાવીજ મને બતાવવામાં આવે છે તે દેખાવપરથી અને કસોટીપરથી સોનાનું છે એમ હું કહું છું. તેનું ભારેપણું જોતાં તે નક્કર હોય તેવું હું અનુમાન કરૂં છું. તેનો તોલ કરતાં મને તે સાત તોલા અને સવા છ રતી જેટલું જણાય છે. લગભગ પોણીબસો રૂપિયાની કીંમતનું તે કહી શકાય ખરૂં."

સવાલ—તે તાવીજ નક્કર જ છે એમ તમે શા ઉપરથી કહો છો?

જવાબ—કારણકે તે વજનમાં ભારે છે અને તેનો ઘાટ તે પોલું હોવાની સાક્ષી આપી શકતું નથી.

સવાલ—તમે તેની લંબાઈ પહોળાઇ અને જાડાઇ ભરી લ્યો અને તેનું ઘનફળ કાઢો. સોનાની એક ઘનઇંચનો તોલ અને આ તાવીજના ઘનફળનો તોલ સરખાવો. તે બરાબર થાય છે?

આ હિસાબ તૈયાર થતાં પાંચેક મીનીટ લાગી અને તેટલો વખત કોર્ટને થોભવું પડયું. છેવટે ચોકસીએ જવાબ આપ્યો કે: "સોનામાં કોઇ હલકી ધાતુ મિશ્રિત થએલી નથી છતાં એક નક્કર ઘનઇંચ સોનાનો જેટલો તોલ થવો જોઇએ તે પ્રમાણે આ તાવીજના ઘનફળનો તોલ કાઢતાં તેનો તોલ ઓછો થાય છે, તે ઉપરથી હું કહું છું કે તાવીજની અંદર કાંઇ પોલાણ અગર લાખ જેવી હલકી વસ્તુ ભરેલી હોવી જોઇએ."

આ હિસાબે મેજીસ્ટ્રેટને પણ જરા નવાઇ પમાડી. વિશ્વમોહનરાયે તો તુરત જ પ્રશ્નો પૂછવા બંધ કર્યા અને સામા પક્ષ તરફથી ચોકસીની જબાની લેવી શરૂ થઇ. તે સવાલોના જવાબમાં તેણે જણાવ્યું કે: "મેં કરેલો હિસાબ બરાબર છે. ફરી તપાસી જોતાં પણ તે મને બરાબર જણાય છે. સોનાના એક રજકણનું તોલ બીજી સર્વે નક્કર ધાતુઓ કરતાં વધારે છે."

દોલતરાયે લેખિત ખુલાસાદ્વારા જણાવ્યું કે પોતે નક્કર તાવીજ લીધું

હતું અને તે જ તાવીજ પોતે દાજીભાનું છે એમ કહે છે. પોતે ઠગાઇનો ગુન્હો કર્યો નથી, તેમ જ તેમ કરવાનો પોતાનો ઇરાદો પણ નહોતો.

વિશ્વમોહનરાયે કોર્ટને સંબોધીને જણાવ્યું: "નામવર! માત્ર એક જ સાક્ષીની મદદથી અને એકલા ફરિયાદીના કહેવાપરથી કોઇ પણ મુકર્દમો સૌથી વધારે સારી રીતે હું પુરવાર કરી શકું તેમ હોય તો તે આ જ છે. હું આપ નામવરની સમક્ષ પુરવાર કરી આપીશ કે આરોપીએ ઈંડિયન પીનલ કોડની ક. ૪૧૫ માં જણાવ્યા મુજબની ઠગાઈ પૂરેપૂરી રીતે કરી છે અને મારા અભણ અસીલની અજ્ઞાનતા તથા ભોળપણનો ગેરવાજબી રીતે લાભ લીધો છે. આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત કરતાં મને સૌથી પહેલાં એ નક્કી કરી આપવું પડશે કે આ દાગીનો ગીરો રાખતી વખતે જ આરોપીની બદદાનત હતી. આરોપીએ તાવીજ ગીરો રાખ્યા બદલ પહોંચ લખી આપી છે, પણ તેમાં તે તાવીજનો તોલ કેટલો હતો તે સૂચવ્યું નથી. આવા દાગીના ગીરો રાખનારાઓનો એ એક સાધારણ રીવાજ હોય છે કે તેવા દાગીનાનો તોલ સૌથી પહેલાં ચોક્કસ કરીને પછી રૂપિયા આપવા અને તે તોલ ગીરોખત અથવા પહોંચની અંદર સ્પષ્ટ દર્શાવવું. તે પ્રમાણે આરોપીએ કાંઇ જ કર્યું નથી. વળી જો કોર્ટમાં રજુ થએલા તાવીજ ઉપર જ આરોપીએ રૂ. ૨૦૦ ફરિયાદીને ધીર્યા હોય તો તેમ પણ માની શકાતું નથી, કારણકે રૂ. ૧૭૫ ની કીંમતની તે વસ્તુ છે અને તેનાપર રૂ. ૨૦૦ એક શાહુકાર ધીરે તે કદી માની શકાય તેવી વાત નથી અને તેથી જ સાબિત થાય છે કે ગીરો રાખેલી વસ્તુ રૂ. ૨૦૦ ની કીંમત ઉપરાંતની હોવી જોઇએ; મારો અસીલ રૂ. ૫૦૦ ની કીંમતની તે ચીજ જણાવે છે તે ખરૂં હોવું જોઇએ કારણકે તે એક રાજવંશી કુટુંબથી ઉતરી આવેલો સખસ છે અને તેની પાસે એવી નિલમજડીત ચીજો હોય તે શકય છે. ૫૦૦

રૂપિયાની ચીજ આપીને તે પર માત્ર ૨૦૦ રૂપિયા જ તેણે લીધા, તેમાં કાંઇ નવાઈ નથી. ઘરમાં કાંઇ હલકો દાગીનો ન હોય તો ભારે દાગીનો પણ ગીરો મૂકીને જોઇતા રૂપિયા મેળવવાની માણસને જરૂર પડે છે અને વ્યાજ ભરવાની ઇચ્છા નહિ હોવાને લીધે તેવી મૂલ્યવાન્ વસ્તુપર પણ ખપજોગી રકમ જ લોકો ઉપાડે છે. આ સર્વ સંજોગો છતાં આરોપીની લુચ્ચાઈ પુરવાર કરનારૂં વધુ કારણ એ છે કે તે નક્કર ચીજ ગીરો રાખ્યા છતાં એક પોકલ ચીજ ફરિયાદીની છે એમ કહી તે ચીજને કોર્ટમાં રજુ કરે છે! ચોકસીનો અનુભવ જોતાં તેણે આપેલી જબાની ખોટી કે ના-પાયાદાર હોવાનું અનુમાન કરવું તો સ્પષ્ટ રીતે ગેરવાજબી છે. આ ઉ-પરથી નામદાર કોર્ટની ખાત્રી થશે કે આરોપીએ મૂળથી જ બદદાનતથી કામ કરેલું છે, અને કોર્ટમાં આવતાં સુધી તે જુઠ્ઠો અને ઠગ માણસ જ માલૂમ પડે છે અને તેણે ક. ૪૧૫ પ્રમાણે બરાબર ગુન્હો કર્યો છે. ના. કોર્ટ તેવા એક ઠગ ઉપર તહોમતનામું ફરમાવીને તેને યોગ્ય સજા કરશે એવી હું આશા રાખું છું."

એ ભાષણ પૂરૂં થતાં કેસ બીજા દિવસપર મુલતવી રહ્યો.

---

## પ્રકરણ ૪૯ મું.

---

### વકીલોની લેકચરબાજી!

બીજે દિવસે દાજીભાનો કેસ આગળ ચાલ્યો. વિશ્વમોહનરાયે કોર્ટમાં જે કાંઇ દલીલોવડે દાજીભાના મુકર્દમાનું સમર્થન કર્યું હતું તે દલીલોને તોડી પાડવાનું કામ આજે દોલતરાયના વકીલોને બજાવવાનું હતું. હર-કોઇ પ્રકારના દાખલાઓ આગળ કરીને સામા પક્ષની દલીલો તોડી પાડવી તેમાં જ વકીલો પોતાનો વિજય થયેલો માને છે! ઘણી વાર વકીલો સામા

પક્ષની દલીલો તોડી પાડવાના આવેશમાં એવું એવું ભરડી મારે છે, કે કહેવાની જ વાત નહિ! એક ફીલસુફ જેવી રીતે પોતાની ફીલસુફીની સફાઈમાં રચ્યો પચ્યો રહીને રાતને દિવસ અને દિવસને રાત સાબીત કરી આપે, તેવી રીતે વકીલો પણ નાની બાબતોમાં કાયદાના જ્ઞાનની ઘેલછામાં એવી તો 'લેકચરબાજી' ચલાવી દે છે કે જો કોઇ વ્યવહારૂ માણસની પાસે તે લેકચરને રજુ કરીએ તો તે બિચારો એમ જ બોલી ઉઠે કે તે લેકચર કરનાર બિચારાને ચિત્તભ્રમ વાયુ લાગુ પડી ગયો હશે!!

દોલતરાયે રોકેલા વકીલોમાં મી. શેઠીયા બોલવામાં બહાદુર હતા. મી. દોખમીઆ કાયદાના પોઈંટો શોધવામાં બહાદૂર હતા, એટલે તેમણે એક કાગળ ઉપર ટૂંકું ટાંચણ કરી આપ્યું હતું અને તે પ્રમાણે મી. શેઠીયાએ પોતે 'લેકચર' કરવાનું માથે લીધું હતું. મી. દોખમીયાને હિંમત હતી કે પોતે શોધી રાખેલા પોઈંટ્સ એવા તો મજબૂત છે કે મુકર્દમો પ્રાઇમાફેઇસી પુરવાર થયા પહેલાં જ ઉડી જાય અને દાજીભા ધુળ ફાકતા થાય!

આગલે દિવસે મી. વિશ્વમોહનરાયે જે ભાષણ કર્યું હતું તેનું ખંડન કરવા માટે પોતાના ભાષણની શરૂઆત કરતાં મી. શેઠીયાએ કોર્ટને સંબોધીને કહ્યું: "નામવર! પૂરતા સાક્ષી પુરાવા વિના અને કેવળ મારા અસીલ તરફથી રજુ થએલા તાવીજપર સઘળો આધાર રાખીને મારા વિદ્વાન્ ભાઇબંધે જે કાંઇ કહ્યું છે તેના ખંડનમાટે મને નામદાર કોર્ટનો બહુ વખત લેવાની જરૂર પડશે નહિ, પણ તે વિષે હું કાંઈ પણ જણાવું તે પહેલાં મારે બીજી ઉપલક બાબતો ઉપર વધારે અને સાચો પ્રકાશ નાંખવાની જરૂર છે. મારા વિદ્વાન્ મિત્ર જણાવે છે કે તાવીજ નક્કર હોય તોપણ તે ૧૭૫ રૂપિયાની કીમતનું હોય અને તેના ઉપર ૨૦૦ રૂપયા ધીર્યા છે અને તેવી રીતે એક શાહુકાર ધીરે તે માની શકાય નહિ, પણ એ વાત ખરી નથી. આબરૂદાર ગ્રાહકોને શાહુકારો અંગઉધાર નાણાં પણ

ધીરે છે: રૂ. ૧૭૫ ની ચીજ ઉપર ૨૦૦ રૂપિયા લેવાની સામા માણુસને જરૂર હોય તો એક આબરૂદાર ગ્રાહકની આબરૂપર શક લેઇ જઇને તેટલી વધુ રકમ ધીરવાની એક શાહુકાર ના પાડે તે તેના વિવેકને હીણુપત લગાડનારૂં કહેવાય અને તેથી મારા અસીલે ફરિયાદીની આબરૂનો જ વિચાર કરીને ઓછી કીંમતની વસ્તુ ઉપર વધુ રૂપિયા ધીર્યા હતા; અને તે ઉપરથી રૂ. ૨૦૦ ઉપરાંત કીંમતની તે વસ્તુ હોવી જોઇએ એમ માનવું મુનાસબ નથી. મારા મિત્ર જણાવે છે કે ફરિયાદી એક રાજવંશી કુટુંબમાંથી ઉતરી આવેલો સખ્સ છે અને તેથી તેની પાસે નિલમજડિત ચીજો હોવાનો સંભવ છે. હું પણ કબૂલ કરૂં છું કે તેવો સંભવ છે અને વિશેષમાં એટલું પણ કબૂલ કરૂં છું કે તેની પાસે એવી નાની મોટી ઘણીએ ચીજો હશે કારણકે તે રાજવંશી માણુસ છે, પણ જ્યારે તે રાજવંશી માણુસ છે ત્યારે શું તેની પાસે રૂ. ૫૦૦ ની કીમતનો એક જડિત દાગીનો જ હશે અને બીજો કોઇ ઓછી કીંમતનો દાગીનો નહિ હોય એમ માનવું સંભવિત છે? હું કહું છું કે તે અસંભવિત છે. તેની પાસે બીજા નાના દાગીના હોવા જોઇએ અને તેથી ૫૦૦ ની ચીજ ઉપર ૨૦૦ રૂપિયા લેવા જાય નહિ, પણ ૨૦૦ ની લગભગ કીંમતવાળી ચીજ ઉપર જ તેટલા રૂપિયા લેવા જાય તે વધુ સંભવિત અને માની શકાય તેવી બાબત છે. સાહેબ! ફરિયાદી પોતાને અભણ જણાવે છે તે તો ઠીક; પણ મારા મિત્ર કહે છે કે તેના ભોળપણ અને અજ્ઞાનનો લાભ લેવામાં આવ્યો છે તે સાંભળીને હું મારૂં હસવું ખાળી શકતો નથી. દાગીનો આપીને પહોંચ લખાવી લેનાર, પહોંચમાં દાગીનો નક્કર છે અને પોલો નથી એવું લખાવી લેનાર તથા ઠેઠ મુંબઇસુધી આવીને ફરિયાદ કરનારને ભોળો, અજ્ઞાન અને અભણ કેવી રીતે માનવો તે હું સમજી શકતો નથી! મારા મિત્રે પોતાના અસીલના લાભમાં કોર્ટની દયા ઉશ્કેરવાનો વ્યર્થ જ પ્રયત્ન કર્યો

છે એમ કહ્યા વિના મને ચાલી શકતું નથી. ના. કોર્ટ જાણતી હશે કે ઘણી વાર શિયાળના ચામડામાં છુપાઇ રહેલા સિંહ સરખા માણસો લોકોની દયા ઉશ્કેરવાનો વ્યર્થ ઢોંગ કરે છે અને આ બાબતમાં પણ તેવો જ ઢોંગ ચાલેલો હું જોઇ શકું છું. મારા અસીલે તો જે પહોંચ આપી છે તે પોતાની પેઢીમાં ગીરોખત સંબંધી ચાલતા રીવાજ મુજબ આપી છે અને ના. કોર્ટ ફરમાવશે તો દાખલામાટે તેવાં જ બીજાં ખતો હું કોર્ટમાં રજુ કરીશ. તાવીજનો તોલ પહોંચની અંદર લખેલો નથી તે કાંઇ મોટી બાબત નથી. તે સાથે કોર્ટ એટલો વિચાર પણ કરવો જોઇએ કે મારા અસીલે ફરિયાદીને એવે ઠેકાણે રૂપિયા આપ્યા હતા કે જ્યાં તેની પાસે તેની પેઢીનાં જેવાં સોનું રૂપું તોળવાનાં સાધનો પણ હાજર નહોતાં. નગરીયું એક ઘણું નાનું ગામડું છે અને ત્યાં તેવાં સાધનો મળી શકે જ નહિ એમ તો હરકોઈ સખ્સ કબૂલ કરશે. ખરી રીતે તો ફરિયાદીને મુસ્કેલીભર્યા પ્રસંગમાંથી બચાવી લેવા માટે પોતે પોતાની પેઢીપર નહિ હતો છતાં એક વટેમાર્ગુ જેવી સ્થિતિમાં તેણે રૂપિયા ધીરવાની સગવડ કરી હતી. પોતાના ગામના એક ગરાસીયાને મુસ્કેલીના વખતમાં આવી મદદ કરનાર એક આબરૂદાર શાહુકારને તેના દયાભાવનો આવો બદલો આપવામાં આવતો જોઇ કોર્ટ ખરેખર દિલગીર થશે અને ફરિયાદીનો દાવો કાઢી નાંખી આરોપીની સામે ખોટી ફરિયાદ કરવા માટે તેને પૂરી નસીહત આપશે.

"હવે તાવીજના તોલ વિષે મારા વિદ્વાન્ મિત્રે જે શંકાઓ લીધી છે તે વિષે હું ખુલાસો કરીશ. જે અંગ્રેજ ગૃહસ્થને ધાતુઓના સ્પેશ્યાલિસ્ટ એટલે ચોકસી તરીકે ફરિયાદી પક્ષે સાક્ષીના રૂપમાં રજુ કર્યો છે, તે પોતે જ તાવીજને જોતાં વાંત તેને નક્કર કહી ચૂક્યો. જ્યારે તેને સોનાનો 'એટોમિક વેઇટ' ના નિયમ મુજબ તે તાવીજનો હિસાબ કર-

વાનું કહ્યું. ત્યારે જ તે કહી શકયો કે તે તાવીજ નક્કર હોવું જોઇએ નહિ. જ્યારે આવો સ્પેશ્યાલિસ્ટ આવી ભૂલ કરે, ત્યારે માત્ર અનુભવથીં સોના ચાંદીની કસોટી કાઢનાર મારો ગામડીયો અસીલ તાવીજને નક્કર જણાવે તેમાં કાંઇ જ નવાઇ લેખાય નહિ. તેણે ખરેખર તે જ તાવીજ લીધું હતું, પછી તે નક્કર હો કે પોલું હો કે ગમે તેવું—"

મેજીસ્ટ્રેટ વચમાં બોલી ઉઠયાઃ " નહિ, મી. શેઠીયા! તમે એમ કહી ન જ શકો; કારણકે તમારા અસીલે તે જ તાવીજ લીધું છે તે માટે કાંઇ તાવીજ ઉપર છાપ મારી નથી. પહોંચમાં નક્કર તાવીજ લખ્યું છે તો તે તાવીજ નક્કર જ હોવું જોઇએ."

મી. શેઠીયા—" ના. કોર્ટનું કહેવું હું માન્ય રાખું છું. મારા અસીલે નક્કર તાવીજની પહોંચ હેઠળ પોતાની સહી આપી છે તો તે નક્કર તાવીજ જ આપવાને બંધાયલો છે. જો ફરિયાદ પક્ષ તૈયાર હોય તો આ તાવીજ હું તેને અપાવીશ; તેને કપાવતાં જો તે નક્કર ન માલૂમ પડે, તો તેના જેવડું જ નક્કર તાવીજ તેને પૂરૂં પાડવાને મારો અસીલ પહોંચની રૂએ બંધાએલો ગણાય; પણ ફરિયાદી માંગે છે તેવું હીરાજડિત કે નિલમજડિત તાવીજ તે પહોંચની હદ બહાર જઇને ન આપે. પરન્તુ જે તાવીજ કોર્ટમાં રજુ કરવામાં આવેલું છે તે એક નક્કર તાવીજ જ છે એમ મારો અસીલ હિંમતપૂર્વક કહી શકે છે અને તેથી તે તાવીજ ફરિયાદીનું જ છે એમ સર્વ સંયોગોપરથી સિદ્ધ થાય છે. આ સર્વ વાત લક્ષમાં લેઇને ના. કોર્ટ ફરિયાદ રદ કરશે અને ફરિયાદીએ ખોટી ફરિયાદ કરી તે માટે તેની સામે ફરિયાદ કરવાની મારા અસીલને પરવાનગી આપશે, તેવી હું આશા રાખું છું."

વિશ્વમોહનરાયે ફરીથી બોલવાની તક લેતાં કહ્યુંઃ " મારા વિદ્વાન મિત્રે પોતાના અસીલનો બચાવ ઘણો લંબાણથી કર્યો છે, પણ તે લૂલો અને

ગેરવાજબી છે તે કોર્ટને બતાવી આપવા માટે મારા મિત્રના જેટલું લંબાણુ કરવાની કે તે માટે કોર્ટનો વખત નકામો ગાળવાની મને જરૂર પડશે નહિ. મારા મિત્ર કહે છે કે આરોપીએ ઓછી કીંમતની ચીજ ઉપર વધુ રૂપિયા ધીર્યા છે તે ફરીયાદીની આબરૂપર ધીર્યા છે! આ એક ઘણી નવાઇની વાત લેખાય. એક બાજુએ તે ફરિયાદીની આબરૂપર નાણું ધીરે છે અને બીજી બાજુએ તેની ઓછી આબરૂ લેખીને જ તેની એક કીંમતી ચીજ બ્હાના તરીકે પોતાની પાસે રાખે છે! તેમાં ફરિયાદીની આબરૂનો વિચાર જ ક્યાં કરવામાં આવેલો જણાય છે? મારા અસીલ જેવા રાજવંશી સખ્સો પાસે ૨૦૦ રૂપિયાનો નાનો દાગીનો હોવો જોઇએ અને તે ૫૦૦ રૂપિયાનો દાગીનો કદી આપે નહિ તેમ માનવું ભુલભરેલું છે. મારો અસીલ રાજવંશી હોવા છતાં અત્યારે ગરીબ થઇ ગયો છે અને તેથી તેની પાસે આ એક જ દાગીનો હતો અને તેણે દોલતરાયને બ્હાના પેટે આપ્યો હતો. ફરિયાદી મુંબઇસુધી આવ્યો માટે તે અભણ અને ભોળો નથી એ તો એક નવા જમાનાની શોધ છે! આજકાલ તો ડુંગરામાં વસતા ભીલો પણ મુંબઇ આવે છે અને તેઓ મુંબઇ આવ્યા માટે ભણેલા ગણેલા અને હુંશિયાર બની ગયા? જ્યારે દોલતરાય જેવો માણસ મારા ગરીબ અસીલનો એકનો એક દાગીનો પચાવી પાડે ત્યારે તેને કોર્ટમાં આવવાની જરૂર પડે તે ખુલ્લું જ છે અને હું કોર્ટને ખાનગી રીતે જણાવીશ કે ફરિયાદીની દયા ખાઇને જ હું કોર્ટમાં વગર ફીએ ઊભો રહ્યો છું! તાવીજ નક્કર હો કે પોલું હો, આવી અચોક્કસ વાત, પહોંચમાં 'નક્કર' લખી આપ્યા પછી બોલવી વ્યર્થ છે. આરોપી જણાવે છે તેમ કોર્ટમાં રજુ થએલું તાવીજ જો 'નક્કર' જ છે, તો કોર્ટને હું વિનતિ કરૂં છું કે તેણે તે તાવીજના બે ટુકડા કરાવવા અને તાવીજ નક્કર છે કે પોલું તે પોતાની મેળે ખુલ્લું જોવું. અત્યારે

ટીફીન માટે ઉઠવાનો ના. કોર્ટનો વખત થયો છે, પરન્તુ ટીફીન પછી કોર્ટ બેસતાં હું સોનું કાપનાર શખ્સને મારા ખર્ચે થોડા વખતમાં હાજર કરીશ."

તુરત જ કોર્ટ ટીફીન માટે ઉઠી.

## પ્રકરણ ૫૦ મું.

### એક નવો ફણગો!

ટીફીન અને આરામ માટેનો સમય વ્યતીત થઈ ગયા પછી ફરી કોર્ટ બેઠી. આટલા વખતમાં વિશ્વમોહનરાયે પોતાના ગુમાસ્તા નિર્ભયરામને દોડાવીને તાવીજ કાપવા માટે એક સોનીને તેનાં ઓજારો સાથે બોલાવી રાખ્યો હતો. સોની મારવાડી હતો. તેણે કલાકના ત્રણ રૂપિયાની માંગણી કરી તે મુજબ તેના હાથમાં પહેલાં ત્રણ રૂપિયા મૂકવામાં આવ્યા હતા.

વિશ્વમોહનરાયે મેજીસ્ટ્રેટને કહ્યું: "મેહેરબાન સાહેબ! મેં તાવીજ તોડવા માટે સોનીને તેનાં ઓજારો સાથે હાજર રાખ્યો છે અને કોર્ટની સમક્ષ તે તાવીજ તોડાવવાની હું માંગણી કરૂં છું"

મેજીસ્ટ્રેટે કહ્યું: "તેમ કરવા દેવામાં સામા પક્ષ તરફથી કાંઇ જ વાંધો બતાવવામાં આવતો નથી, એટલે મને તાવીજ તોડવાની પરવાનગી આપવામાં કાંઇ જ વાધો નથી.

તુરત જ સોનીએ તાવીજ તોડવાનું શરૂ કર્યું. તાવીજની બનાવટ સાધારણ હતી, પરન્તુ તેમાં સાધારણ પોલાં તાવીજો કરતાં સોનું ઘણું વધારે વાપરવામાં આવ્યું હતું. સોનીએ તેના ઉપર પોતાના ઓજારનો ઘા કરતાં પહેલાં વિશ્વમોહનરાયને કહ્યું: દેખણેમેં તો નક્કર જેસો લા-

ગતો, સાહેબ! મગર થોડાસા પોકલ તો હોગી હી હોગી." તે શબ્દો સાથે તેણે પોતાનાં ઓજારો અજમાવ્યાં અને તાવીજ તોડી નાંખ્યું. સૌ કોઇની અજાયબી વચ્ચે તેમાંથી માત્ર એક કાગળનો ટુકડો નીકળ્યો અને તે કાગળના ટુકડા જેટલું જ પોકળ તેમાં હતું! તાવીજનો બાકીનો સઘળો ભાગ નક્કર હતો અને તેથી તે તોલદાર લાગતું હતું.

વિશ્વમોહનરાયે હર્ષભેર કહ્યું: "સાહેબ! તાવીજમાંથી એક કાગળનો ટુકડો નીકળ્યો છે અને તેથી તે નક્કર નથી એમ સાબીત થયું છે."

મેજીસ્ટ્રેટે અનુભવના પરિપાકથી ધીરે અવાજે કહ્યું: "પણ તે કાગળમાં કાંઇ લખ્યું તો નથી ને?"

વિશ્વમોહનરાયે કાગળ ઉખેળ્યો તો તે એક નાનો કાગળનો ટુકડો જણાયો અને તેમાં નીચે પ્રમાણે શુદ્ધ હરફથી લખેલું તેણે કોર્ટની સમક્ષ વાંચી સંભળાવ્યું:

"પ્રભાકરઃ મારો ( મહીધરરાય વૃંદાવનરાયનો ) પુત્રઃ જન્મ સંવત
"૧૯૪૩ ના ચૈત્ર સુદી ૭ ની રાત્રિ પ્રહર ૨, ઘડી ૭, ૨૩ પળ. નિશા-
"નીમાં તેની પીઠપર સપ્તર્ષી તીલ ( આકાશમાં સપ્તર્ષીના ગૃહ છે તે જ
"મુજબના કાળા તીલ ) છે. તેનું વેવીશાળ મારા પરમ મિત્ર ધરણી-
"ધરરાયના પુત્ર ઇન્દુવદનરાયની પુત્રી ૪ માસની વયની સીતાકુમારી
"વેરે કરવામાં આવ્યું છે, તેનો હેતુ એ છે કે અમારી મૈત્રી અમારી
"ભવિષ્યની પ્રજાને દૃષ્ટાંતરૂપ થઇ પડે અને બન્ને કુટુંબો નિકટના સંબંધથી
"સંકળાયલાં રહે. મારી ભવિષ્યની પ્રજાને મારૂં સૂચન છે કે તેણે અ-
"મારા આ હેતુને લક્ષમાં રાખી વિચરવું. આજ સંવત્ ૧૯૪૭ ના મહા
"સુદી ૩. લી. મહીધરરાય."

તે લેખ વાંચી રહેતાંની સાથે જ વિશ્વમોહનરાયે હર્ષમાં આવી જતાં કહ્યું: "સાહેબ! આ તાવીજ મારા અસીલની માલેકીનું નથી અને તે

પરાયુ છે તથા આરોપીએ આ હલકું પરાયું તાવીજ નક્કર કહીને ફ-રિયાદીનું તે જ તાવીજ છે એમ કહેવા માંગ્યું છે, એથી વધારે મોટી ઠગાઇની સાબીતીની હવે શી જરૂર છે ?"

આ પોકળ ખુલ્લું પડતાં જ દોલતરાય થરથર ધ્રૂજવા લાગ્યો. તેના વકીલોનાં મ્હોં ફીક્કાં પડી ગયાં. હવે પોતાના અસીલનો બચાવ કેવી રીતે કરી શકાશે તેનો મી. દોખમીયા તેમ જ મી. શેઠીયા બન્નેને મોટો વિ-ચાર થઇ પડ્યો.

મેજીસ્ટ્રેટે ફરમાવ્યું: "હું આરોપીને માથે ઠગાઇનો ગુન્હો સાબીત થએલો જણાવું છું અને તેને કેસ પૂરો થતાંસુધીમાં કાચી જેલમાં મો-કલી આપવાનું ફરમાવું છું."

મી. શેઠીયાએ જણાવ્યું: "નામવર કોર્ટને હું અરજ કરૂં છું કે મારા અસીલની આ તાવીજ રજુ કરવામાં એક ગફલત જ થઇ છે અને તે પોતાને ભવિષ્યમાં નિર્દોષ પુરવાર કરી બતાવશે. તેટલામાટે હું તેને હ-રકોઇ રકમના જામીનપર છોડવાની અરજ ગુજારૂં છું."

"તેમ નહિ બને. એક સાધારણ ઠગાઇના કેસ કરતાં આ શાહુકારી ઠગાઇને હું વધારે ગંભીર માનું છું અને તેથી આરોપીને હું જામીનપર છૂટો કરી શકતો નથી. કેસની હવે પછીની મુદત સમન્સ કાઢીને લાગતા વળગતાઓને જાહેર કરવામાં આવશે."

થઇ ચૂક્યું ! સિપાઇઓએ દોલતરાયનો કબજો લીધો ! તે પ્રૌઢ વય-ના પુરૂષની આંખોમાંથી પણ ડળડળ આંસુ નીકળી પડ્યાં ! બીજાઓ તેને એક જ આફતમાં સપડાએલો જોતા હતા, પણ તે પોતે પોતાને એક બીજી આફતમાં પણ સપડાએલો જોતો હતો. પોતે પ્રભાકરને અનાથા-શ્રમમાં મૂકતાં પહેલાં તેની કોટમાંથી જે તાવીજ કાઢી લીધું હતું તે જ તાવીજ હાજીઆનું ઠરાવતાં તેમાંથી આવો લેખ નીકળશે તેનું તેને સ્વપ્ન

પણ નહોતું. તે લેખ નીકળતાં પોતે પ્રભાકરનો વારસો લીધો છે અને તેની કોટમાં જે તાવીજ રહેતું હતું તે, તાવીજ તેની પાસેથી નીકળ્યું છે તે વિષે નવી ચર્ચા જાગવાનો તેને ભય ઉત્પન્ન થયો હતો. એકલી ઠગાઇ જ નહિ પણ ઠગાઇમાંથી આ નવો ફણગો ફૂટેલો જોઇને દોલતરાય બેવડા ભયમાં આવી પડ્યો હતો.

---

## પ્રકરણ ૫૧ મું.

---

### તાવીજનો હકદાર.

મુંબઇના પહેલી પંક્તિના શરાફોમાંનો એક દોલતરાય વૃંદાવનરાય ઠગાઈની ફરિયાદ માટે ગુનેહગાર ઠર્યો છે એ ખબરે મુંબઇના શરાફી બજારમાં ચકચાર ફેલાવી મૂકી. વર્તમાનપત્રોએ તેને ચર્ચાના મુખ્ય વિષય તરીકે ગણી લેઇને તે ઉપર મનભાવતી આડીઅવળી ટીકાઓ કરવા માંડી અને મુંબઇગરા શરાફો ગામડીયાઓને જૂદી જૂદી રીતે ઠગે છે તેના ખરા અને મનઃકલ્પિત બનાવો પણ પ્રકટ થયા. એક પત્રકારે તો શરાફોને ‘ઉજળા ઠગારા’ નામ પણ આપી દીધું અને શરાફ બજારે તે પેપરને ‘બોયકોટ’ કર્યું, એટલે ધપ દેતો કે ૧૭ ગ્રાહકોનો ખાડો પડી ગયો!! વર્તમાનપત્રોએ તે ઉપરાંત દાજીભાના કેસનો અહેવાલ પણ પ્રકટ કર્યો હતો અને તે સાથે તાવીજ તોડાતાં માહેથી નીકળેલા લેખમાંનો મજકુરમાં પણ જાહેરમાં મેલવામાં આવ્યો હતો.

મેટ્રિક્યુલેશનની પરીક્ષા તુરતમાં જ પૂરી થઇ હતી, તેથી હાલમાં પ્રભાકરને નિશાળે જવાનું નહોતું. જ્યાંસુધી પરીક્ષાનું પરિણામ આવતું નથી, ત્યાંસુધી વિદ્યાર્થીઓને બીજું કાંઇ કામકાજ સૂજતું નથી, તેવી જ રીતે પ્રભાકરને પણ હાલમાં આખો દિવસ નવરા જ બેસી રહેવાનું થતું.

દિવસનો કેટલોક ભાગ તે જાહેર લાયબ્રેરીઓમાં ફરીને વર્તમાનપત્રો વાંચવામાં ગાળતો અને થોડો વખત પોતાના મિત્ર મતિલાલની પાસે જઇને વાર્તાવિનોદમાં ગાળતો. બીજા દિવસનાં વર્તમાનપત્રોમાં પ્રભાકરે દાજીભાના કેસનો અહેવાલ વાંચ્યો અને વાંચતાની સાથે જ તે ચમક્યો. પોતાનું નામ પ્રભાકર હતું અને પોતે જ્યારે ઓર્ફનેજમાં આવ્યો, ત્યારે પોતાની પાસે એક તાવીજ હતું તે પણ તેને સાંભર્યું, પરન્તુ તે તાવીજ કોણે કાઢી લીધું તેનું તેને સ્મરણ નહોતું. પોતે એક મોટો જમીનદાર હતો અને સુરતની પાસેના ગામડામાં રહેતો તે બીના પણ તેને સાંભરતી હતી. નગરીયું ગામ સુરતની પાસે હોવાની વાત તો વર્તમાનપત્રોમાં જ આવી હતી. આ સર્વ બંધબેસતી વાતોપરથી તેને પોતાની પૂર્વ સ્થિતિનો ઝાંખો ખ્યાલ આવવા લાગ્યો. જે તાવીજ કોર્ટમાં આવ્યું હતું તે પોતાનું જ હોવું જોઇએ તે વિષે તેની ખાતરી થઇ. પણ એક અનાથ બાળક શું કરી શકે? તે કોઇને કહે કે દોલતરાય પોતાના પિતાની મીલકતને દબાવી બેઠો છે અને પોતાને ઓર્ફનેજમાં એક અજાણ્યો બાળક ગણીને મૂકી દીધો છે, તો તે ખરૂં કોણ માને? ખરેખર, એવી વાત કહેનાર એક અનાથ છોકરાને ભાગ્યે જ કોઇ ગાંડો કહ્યા વિના રહે. તે ગભરાયો. પોતાનો પૂર્વ ઇતિહાસ મેળવવાનો અને જમીનદારીપર હક્ક ઠરાવવાનો આ એક ઉત્તમ પ્રસંગ હતો અને જો તે પ્રસંગ ખોઇ બેસવામાં આવે તો પછી યાવજ્જીવન અનાથ અવસ્થામાં જ રહેવાનું તેને માટે સરજાયલું હતું. પોતાના મિત્ર મતિલાલના પિતા વિજયચંદ શેઠની પાસે જઇને આ વાત કહેવાનું તેને મન થયું. પરન્તુ પૈસા સંબંધી મદદની આ કાર્યમાં મોટી જરૂર હતી અને તે મદદ તેને શેઠ તરફથી મળશે કે કેમ તે વિષે તેને મોટો વિચાર પડયો. કોર્ટમાં દોલતરાયની સામે ઊભા રહી એક મોટા વારસાપર પોતાનો હક્ક સાબીત કરવો તે કાંઈ નાનું સૂનું કામ

નહોતું. તુરત જ તે નિરાશ થયો. "હું અનાથના ભાગ્યમાં વળી જમીનદારી શી? આ મારી ભ્રમણા છે. ભ્રમણા ન હોય, તોપણ આ જમાનામાં કેવળ નિર્ધન માણુસ હોય તે તો કામનો જ નથી. થોડું પણ ધન તેની પાસે જોઇએ; તે વિના આ જમીનદારી તો હું ગમે તેવો હક્કદાર હોઉં તોપણ ન મળે! હું અંધકારમાં જ રહું અને ધનવાનો જ મારા ધનનો ઉપભોગ કરી વધુ સુખી થાય!"

પરન્તુ કેવળ નિરાશ થતાં પહેલાં તેણે વિશ્વમોહનરાય વકીલની મુલાકાત લેવાનું ઉચિત માન્યું. પહેલાં તો તેને એમ થયું ખરૂં કે તે વકીલ જરૂર પોતાને ગાંડો બની ગએલો કહેશે, પરન્તુ તે સાહસ તેણે મનની પરવાનગી વિના પણ કરવાની હામ ભીડી. તેણે વાંચ્યું હતું કે તે વકીલ દાઝીમાના કેસમાં વગર ફીએ ઊભો રહ્યો હતો. તેને તે પરોપકારી નરપર વિશ્વાસ પણ બેઠો અને લાયબ્રેરીમાંથી ઊઠીને તે સીદ્ધો વિશ્વમોહનરાય પાસે ગયો. વિશ્વમોહનરાયે જાતે પ્રભાકરની વાત સાંભળી અને તે આશ્ચર્ય પામ્યો. પ્રભાકરનો વિવાહ ઇન્દુવદનરાયની પુત્રી સીતાકુમારી વેરે કરવામાં આવ્યા વિષે વિશ્વમોહનરાયે જાણ્યું હતું. વિશ્વમોહનરાયના પુત્ર સન્મુખ વેરે સીતાનું ફરી વેવીશાળ કરવાને માટે ઇન્દુ વિશ્વમોહનરાયને પોતાને ત્યાં લેઇ ગયો હતો તથા સ્વર્ગવાસિની રૂકિમણીએ પ્રભાકર વિષે વિશ્વમોહનરાયને વાત કરી હતી તે બીના વાચકના સ્મરણમાં જ હશે. પ્રભાકર એક અનાથાશ્રમમાં રહે છે તે વાત સાંભળતાં જ વિશ્વમોહનરાયને તેના સત્ય વિષે પ્રતીતિ આવવા લાગી. તેણે કહ્યું: "પ્રભાકર! તારી વાત સાંભળીને હું બહુ નવાઇ પામ્યો છું. તારા મગજમાં તારી પૂર્વાવસ્થાનું જે કાંઇ સ્મરણ છે તે ઘણું જ ઝાંખું છે અને તેના પર હું તો વિશ્વાસ રાખી શકું, પણ કોર્ટ સાક્ષી પુરાવા વિના કેમ વિશ્વાસ રાખી શકે?" થોડી વાર રહીને વિશ્વમોહનરાયને એકાએક કંઇક સાંભરી આ-

વતાં તેણે પ્રભાકરને પૂછ્યું: "પણ રહે, તાવીજના લેખમાં જણાવ્યું છે તેમ તારી પીઠ ઉપર સમર્ષી તીલ છે?"

"તે કાંઇ મારા જાણવામાં નથી, સાહેબ!" એમ કહી પ્રભાકરે વસ્ત્રો ઉતાર્યાં અને વકીલે તેની પીઠપર તપાસ કરી તો ખરેખર તે પર સમર્ષી તીલના સાત દાગ હતા! તે ખરેખરો પ્રભાકર છે એવી તો વિશ્વમોહનરાયની ખાતરી થઈ ચૂકી. હવે તેને લગતા સાક્ષી પુરાવા મેળવવાની જરૂર હતી અને તેટલામાટે તે ઓર્ફનેજના સુપરિન્ટેન્ડન્ટ મી. મથુરાદાસને મળવા માંગતો હતો. તે દિવસે પ્રભાકરને વિશ્વમોહનરાયે પોતાની પાસે જ રાખ્યો અને પોતાને ત્યાં જમાડયો. હાજીભા નગરીયાના વાસી હતા અને પ્રભાકરને તે ઓળખી શકે છે કે નહિ તે વિષે વિશ્વમોહનરાયે પૂછ્યું. હાજીભાની વૃદ્ધ પણ ચંચળ આંખોએ તુરત જ તેને ઓળખી કાઢયો અને કહ્યું: "ખરેખર, આ પ્રભાકર મહીધરરાયનો છોકરો જ છે. મેં તેને દશેક વર્ષ પહેલાં જોએલો, તે વખતે તે બહુ નાનો હતો અને અત્યારે તો મોટો બધો થઇ ગયો છે, પણ આ પોપટ સરખું વળેલું નાક, આ તેના બડીયા કાન એ તો પ્રભાકરના જ છે! જો, સાળો હાલતીયો! ગામમાં એવી વાત ઉરાડેલી કે પ્રભાકર તો નાસીક ત્ર્યંબકની જાત્રાએથી પાછા ફરતાં મરી ગયો છે!"

વાતનો બંધ બેસી ગયો. પણ હાજીભાને પ્રભાકરના કેસમાં સાક્ષી તરીકે લાવી શકાય તેમ નહોતું. વિશ્વમોહનરાય બીજે જ દિવસે સુપરિન્ટેન્ડન્ટને મળ્યા. ઓર્ફનેજમાં પણ પ્રભાકરની તપાસ ચાલી રહેલી, કારણકે વર્તમાનપત્રોમાં હાજીભાનો કેસ વાંચીને વિજયચંદ શેઠને પણ તે ખરો અને હક્કદાર પ્રભાકર હોવા વિષે સ્મરણ થયેલું અને તેથી તેઓ સૌ પ્રભાકરની પીઠપરના સમર્ષી તીલ વિષે ખાતરી કરવા માંગતા હતા. વિશ્વમોહનરાયે પ્રભાકર પોતાની પાસે આવ્યો હોવાની સઘળી વાત કહી

અને તે વિષેના પ્રત્યક્ષ પુરાવાની વાત પણ જણાવી. વધુ પુરાવા માટે નગરીયા ખાતે જઇને કોઇ બે ત્રણ અનુભવી માણસોને સાક્ષી તરીકે લાવવાની જરૂર જણાઇ. તે કામ અને પ્રભાકરનો કેસ લડવા માટેનું સર્વ ખર્ચ માથે ઊપાડી લેવાનું વિજયચંદ શેઠે-એક પતિતનો અને દગાઇનો ભોગ થઇ પડેલાનો ઉદ્ધાર કરવાને માટે-વચન આપ્યું. એક અનાથનો સીતારો ચડવા લાગ્યો!

---

## પ્રકરણ ૫૨ મું.

---

### નવદંપતી.

કુંદનના કાકા પુનમચંદ શેઠે કુંદનનું વેવીશાળ કાનજી-અરે ના-કહાનદાસ વેરે કરી નાંખ્યું અને એ રીતે માનકોર શેઠાણીએ શેઠને સુઝાડેલી એ યુક્તિ તો આબાદ પાર પડી. વેવીશાળ થઈ ગયા પછી કહાનદાસ કુંદનને ભણાવતો નહિ, કારણકે તેમને બન્નેને હવે યોગ્ય મર્યાદા જાળવવાનું માથે પડયું હતું. બન્ને એક જ ઘરમાં રહેતાં અને નેત્રમિલાપના પ્રસંગો તો ઘણી વાર બની આવતા, પરન્તુ વાતચીત તો એકકે વાર થઇ શકી નહોતી. કહાનદાસ તો મૂળથી જ છેલ-છબીલો હતો એટલે ઘણી વાર કુંદનની સાથે એકાંત સાધી કાંઇ પ્રેમોર્મિ ખાલી કરવાને મથન કરતો, પરન્તુ લજ્જાશીલા કુંદન તેના હાથમાં આવતી નહિ અને કદાચ કોઇ વાર આવવાનો જોગ બનતો તો તુરત જ છટકી જતી! કહાનદાસ સાથે પહેલાં તે જે નિસ્સંકોચે વાત કરતી તે હવે સુકાઈ હતી-તેણે પોતે જ પોતાનાં વડીલોની મર્યાદા સાચવવા સુકાવી નાંખી હતી. અભ્યાસને માટે હવે શેઠે બીજો માસ્તર રાખ્યો હતો તે રોજ કુંદનને ભણાવતો. આથી કુંદનને તેરમું વર્ષ બેઠું અને તે લગ્નને યોગ્ય થઇ તે

વખતે તે સાધારણ વાંચીને સમજી શકે તેટલું અંગ્રેજી જ્ઞાન મેળવતા પામી હતી.

કુંદનને તેરમું વર્ષ બેઠું કે તુરત જ પુનમચંદ શેઠે સારૂં મુહૂર્ત જોઇને કુંદનને કહાનદાસ વેરે પરણાવી દીધી. લગ્ન મોટી ધામધુમ સાથે કર્યું. કુંદનને મન તેનાં માતાપિતાના અનસ્તિત્વથી શેઠે જરા પણ ઓછું આવવા દીધું નહિ, એવી સારી રીતે લગ્નમાં તેના લાડકોડ પુનમચંદ શેઠે પૂરા કર્યા. કુંદનના પિતાનો એક બંગલો વાલકેશ્વરમાં હતો તે હાલમાં પુનમચંદ શેઠ વાપરતા હતા, પરન્તુ કુંદનના લગ્ન પછી તે બંગલો કુંદનની વપરાશને માટે જ તેને તથા કહાનદાસને સોંપી દેવામાં આવ્યો. અંગ્રેજ લોકોમાં એક નવદંપતી લગ્ન પછી તુરત જ કોઇ સારા સૃષ્ટિસૌંદર્યવાળા મુલકમાં ‘ હનીમુન ’ ગુજારવા માટે ઉતરી પડે છે. હિંદના હિંદુઓમાં હજી એ ચાલી નીકળ્યો નથી, પરન્તુ પાશ્ચાત્ય સંસારના અનુકરણ રૂપે એટલું તો થયું છે કે શ્રીમંત પિતાઓ પોતાના પુત્રો અને પુત્રીઓને લગ્ન પુછી તુરત જ યથેચ્છ વિલાસમાં વિહરવા માટે ખાસ જોગવાઈ કરી આપે છે. આવી ખાસ જોગવાઇ તરીકે હવે કહાનદાસ અને કુંદનને વાલકેશ્વરના બંગલામાં રહેવાનું ઠર્યું. રસોઇઓ, નોકર ચાકર વગેરે સઘળી ગોઠવણ પુનમચંદ શેઠે કરી આપી. કાઠિયાવાડમાંથી કહાનદાસની મા પણ આ લગ્ન ઉપર આવી હતી, પરન્તુ પુત્રવધુનું એક બે વાર મ્હોં જોઇને દુઃખડાં લેવા ઉપરાંત બીજો કશો લ્હાવ તેને મળ્યો નહોતો અને શેઠે તેને પાંચસો રૂપિયાની ‘ લાંચ ’ બંધાવી પાછી કાઠિયાવાડમાં ધકેલી દીધી હતી !

આજે આ નવદંપતીને વાલકેશ્વરના વિલાસભવનમાં પગ મેલ્યાને પાંચ–સાત દિવસ થયા હતા. કહાનદાસનો ભભકો પહેલાં કરતાં હવે ઘણો વધી ગયો હતો–કહો કે પચાસગણો બની ગયો હતો ! ભૂલે તે જરા

દેખાવડો અને નમણો હતો, તેમાં વળી સંપત્તિ મળી એટલે પછી સર્વ પ્રકારનો ઠાઠમાઠ કરવામાં તે જરાએ ન્યૂનતા રાખતો નહિ. પુનમચંદ શેઠનો જમાઇ થયો, પછી શી ખામી રહે ? જોકે કહાનદાસ પોતાનું લગ્ન થયા પછી હજી પેઢીને પગથીયે ચડ્યો નહોતો, તોપણ અત્યારથી જ પેઢીના સઘળા ગુમાસ્તાઓ ઠેઠ વાલકેશ્વર સુધી કહાનદાસની સલામી લેવા આવતા ! કહાનદાસને એકદમ આટલી મહેરબાનીથી નિવાજી નાંખવામાં આવ્યો તેથી પેઢીનાં માણસો માનતા હતા કે પેઢીની સઘળી મેનેજમેન્ટ અથવા વ્યવસ્થા શેઠ કહાનદાસને સોંપ્યા વિના રહેશે નહિ અને તેથી અત્યારથી જ ખુશામતદ્વારા તેની પ્રીતિ સંપાદન કરવાની ઉતાવળમાં સૌ ગુમાસ્તા પડ્યા હતા.

પરન્તુ સ્વાભાવિક રીતે જ આ અસાધારણ માનનું પરિણામ કહાનદાસની પ્રકૃતિ ઉપર કાંઇ સારૂં થયું નહિ. એ તો નિશ્ચિત છે કે એક ફળ પકવ થયા વિના તેમાં રસ સમાઇ શકતો નથી અને જો કદાચ તેમાં તે ફળની ગ્રહણશક્તિ ઉપરાંત રસનું સિંચન કરવાનો યત્ન કરવામાં આવે છે, તો તેનું પરિણામ એ આવે છે કે તે ફળ ફાટી જાય છે અને તેમાંનો રસ નકામો જાય છે. કહાનદાસ ચાણાક્ષ હતો, કાંઇક ભણેલો હતો, પરન્તુ જે સંપત્તિ તેને એકદમ મળી હતી તેને પાત્ર તેનું હૃદય થયું નહોતું. તે ગરીબીમાંથી એકદમ ઉંચે ચડ્યો હતો અને આટલી ઉંચી અવસ્થાએ પહોંચતાં પહેલાં જે જે ક્રમિક અનુભવોથી તેનું મગજ પરિપકવ થવું જોઇએ તે તે અનુભવો તેને મળ્યા નહોતા અને તેથી તે બહુ ઉતાવળે છલકાઇ જવા લાગ્યો. તેનામાં પોતાની 'પોઝીશન' નો કાંઇક ગર્વ આવવા લાગ્યો, શેઠના જમાઇ તરીકેનું અભિમાન સ્ફુરવા લાગ્યું અને ખુશામતમાં વધારે આનંદ માનીને તે ફુલાવા લાગ્યો. જે સંપત્તિ તેણે સ્વપ્નમાં પણ જોઇ નહોતી, તે એકાએક હાથમાં આવતાં તેના અ-

પરિપકવ મનની આવી સ્થિતિ થાય તે સ્વાભાવિક હતું. નોકર ચાકરોપર તેનો રૂઆબ હવે જરા વધવા લાગ્યો હતો અને પેઢીના ગુમાસ્તાઓને પોતાના પગનાં પગરખાં તુલ્ય ગણવા જેટલો ગર્વ ધીમે ધીમે એક પ્રકારના 'કેફ' ની પેઠે ચડતો જતો હતો! છતાં એ ચાણાક્ષ યુવક પુનમચંદ શેઠ અને માનકોર શેઠાણી તરફ તો એકસરખો આજ્ઞાશીલ રહ્યો હતો અને કુન્દન તરફ અતુલ પ્રીતિભાવ ધરાવતો હતો. તે સમજતો હતો કે પોતાને મળેલી સંપત્તિ એ સર્વની કૃપાનું જ ફળ છે!

* * * *

રાત્રિના દશ વાગી ગયા હતા. કહાનદાસ પોતાના બંગલાની એક બારી પાસે આરામખુરશી મેલાવી દરિયાના જળપરથી ચાલ્યો આવતો શીતળ વાયુ અનુભોગતો પોતાની પ્રિયતમાની રાહ જોતો બેઠો હતો. આજે સુવાનો વખત ક્યારનોએ થઇ ગયો હતો, છતાં કુંદન બંગલામાં નહોતી અને તે ક્યાં ગઇ હશે તે કહાનદાસના જાણવામાં નહોતું. "હમણાં સુવાના ઓરડામાં તે આવશે" એવી જ ધારણામાં તે અત્યારસુધી બેઠો હતો, પણ કુંદન આવી નહિ કે તે આવવાનાં ચિન્હો પણ કાંઇ જણાયાં નહિ. ઉત્સુકતાએ આગળ વધીને કહાનદાસને અધીરો બનાવ્યો અને તે આખા બંગલામાં ફરી વળ્યો પણ કુંદન કયાંય જોવામાં આવી નહિ. છેવટે નોકરને પૂછતાં તેણે જણાવ્યું કે "બ્હેન તો આજે તેમના મામાને ત્યાં મળવા ગયાં છે."

કહાનદાસ પાછો ખુરશીપર આવીને બેઠો અને સુખસ્વપ્નોમાં નિમગ્ન બન્યો. હવે તેને બહુ વાર રાહ જોવાની જરૂર પડી નહિ. ગાડી કમ્પાઉન્ડમાં આવ્યાનો અવાજ સંભળાયો એટલે તેનું અધીરૂં હૃદય કાંઇક ધીરૂં બન્યું. દશેક મિનિટમાં તો કુંદન સુવા માટેનાં કપડાં પહેરીને શય્યાગૃહમાં–સુવાના ઓરડામાં આવી પહોંચી. સ્વલ્પ વિનોદની ખાતર કહા-

નદાસ કુંદનની સામે ગયો અને પોતાની કમરપર બન્ને હાથ મૂકીને કૌતુકજનક વદન કરી જરા લ્હેકાવીને બોલ્યો: "પધારો કુંદનગૌરી! અત્યારસુધી ક્યાં પધાર્યાં હતાં?"

કુંદન આ શબ્દોથી કંઇક શરમાતી, મ્હોં મલકાવતી અને ગુસ્સો વ્યક્ત કરતી બોલી: "બળ્યું, હવે તે નામ લેઇને શું બોલાવતા હશો? હવે તો કાંઇ તમે મારા માસ્તર નથી?!"

"માસ્તર નથી ત્યારે કોણ છું? અંગ્રજી ભણ્યાં પણ 'માસ્તર' શબ્દનો અર્થ તો સમજ્યાં નહિ!" કહાનદાસે વધુ વિનોદ કર્યો.

"ન સમજ્યાં હોઇએ તો હવે સમજાવજો; જરા આઘા ખસો, બહુ મોડું થયું છે અને મારી આંખોમાં તો ઉંઘ ભરાઇ છે."

"એમ કાંઇ ઉંઘાશે નહિ; હું તમારો 'માસ્તર' છું; 'માસ્તર' એટલે શિક્ષક જ નહિ પણ તેનો અર્થ 'માલેક' એવો પણ થાય છે એટલું આજથી શીખજો! કહો આજે ક્યાં ગયાં હતાં અને કેમ મોડું થયું?"

"લગ્ન પછી મારા મામાને બિલકુલ મળી નહોતી તે આજે મળી આવી. મને જોઇને તે બિચારાની આંખમાં તો આંસુ આવી ગયાં. મારે માટે જ તે બિચારા મારા કાકાની સાથે કોર્ટે ચડ્યા હતા ને? બિચારા બહુ સુંવાળા દિલના માણસ છે. મને તો ઉઠવા જ દેતા નહોતા એટલે આટલું મોડું થયું."

"મેં તો સાંભળ્યું કે તું ધર્મચંદને ત્યાં ગઇ છે, ત્યારથી જ મારા પેટમાં તો ફાળ પડી હતી! પહેલાંની પેઠે ફરીથીએ તને એ હરામખોર ઘરમાં પૂરી રાખશે તો શું થશે, એવી મને બીક હતી."

"તે તો બિચારા બહુ ભલા છે. મારા કાકા ઉપર તેમને વિશ્વાસ નહિ, એટલે તે ઝગડામાં પડેલા; પણ મને સુખી જોઇને તે હવે સુખી થયા છે."

"આપણા લગ્ન વિષે તે કાંઇ બોલ્યા ?"

"હું કુંવારી હતી ત્યારે તો તે તમારી વિરૂદ્ધ બહુ બોલતા, પણ હવે તો કાંઇ જ બોલતા નથી. આજે પણ તે વિષે કાંઇ બોલ્યા નહોતા."

"વારૂ, બીજું કાંઇ તને કહ્યું કે ?"

"કહેવામાં તો એ કે મારા બાપની બધી મીલકત તપાસીને હાથ કરી લેવી એમ તેમણે સૂચવ્યું. હજી પણ મારા કાકાપર તેમને પૂરો વિશ્વાસ લાગતો નથી. મેં તો કહ્યું કે હવે મારા કાકાની મારાપર સારી નજર છે." કુંદને સઘળી વાત ટુંકામાં કહી સંભળાવી. એટલામાં અગીયાર વાગ્યા. "ચાલો, ચાલો, અગીઆર વાગ્યા" એમ કહેતી કુંદન બિછાનામાં પડી અને કહાનદાસ પણ તેનો શય્યાવિભાગી થયો.

"કુંદન......મને પણ નામ દેવાની જ ટેવ પડી ગઇ છે તો...... વ્હાલી ! કદાચ મારી ઇચ્છા એવી થાય કે આ મુંબઇ છોડીને હું મારા વતનમાં જઇને રહું, તો તને ગમે કે નહિ ?"

"મુંબઇ વિના બીજે તો મને કેમ ગમે ? પણ તમને મારા કાકા–કાકી મુંબઇ છોડવા જ દેશે નહિ. છતાંએ તમે બીજે ગમે ત્યાં જઇને રહેવા માંગતા હો તો મારૂં કાંઈ બળજોર છે ?" કુંદને યથાર્થ પત્નીભાવપૂર્વક ઉત્તર આપ્યો.

"પણ તું મારી સાથે રહે ખરી કે નહિ ?" કહાનદાસે વધુ કસોટી કરવા માંડી.

"કેમ નહિ ? જ્યાં તમે ત્યાં હું. હવે તમારાથી હું અળગી પડી શકું ખરી ? કાકા–કાકીને કે મામા–મામીને છોડી શકું પણ તમને કેમ છોડી શકું ? તમે એક ગામડામાં જઇને રહો તો હું પણ તમારી સાથે આવીને રહું."

"કુંદન..." કહાનદાસ આનંદ વ્યક્ત કરતો બોલ્યો: "તું શ્રીમં-

તની પુત્રી છે, અને હું ગરીબ છું, છતાં તું એક ખરેખરી પત્નીને લાયક જ છે હોં ! "

કુંદન મૌન રહી અને સ્વામીના બાહુમાં સ્થાન પામી સ્વામીના હૃદયપર પ્રેમવર્ષા વર્ષાવી રહી. પ્રેમ અને આનંદનું એકીકરણ ઉભય પાત્રોને સંસારના સુધારસમાં સ્નાન કરાવી રહ્યું. અહો ! પણ ક્ષણિક સૌખ્યપર નજર રાખીને પોતાને સર્વથા સુખી માનનારા કે સ્વલ્પ દુઃખ જોઇને પોતાને સર્વથા દુઃખી માનનારાઓ કેવાં અજ્ઞ પ્રાણીઓ છે ? ભાવીના ઉદરમાં શું શું ઘટનાઓ ભરી રાખી છે તેનું અજ્ઞ અને પામર મનુષ્યોને ક્યાંથી ભાન હોય ? !

## પ્રકરણ ૫૩ મું.

### પૈસાનો કેફ !

ગાંજો, અફીણ, દારૂ વગેરે માદક પદાર્થો ગણાય છે અને તેનો કેફ માણસને ચડે છે, પરન્તુ પૈસો તો તે માદક પદાર્થો કરતાં પણ વધારે માદક છે ! ગાંજો, અફીણ કે દારૂ એ પદાર્થો તો માણસ તેનો ઉપભોગ કરે છે ત્યારે તેને કેફ ચડાવે છે, પરન્તુ પૈસો તો એવી વસ્તુ છે કે જે માણસના કબજામાં આવતાં જ પોતાનો માદક પ્રભાવ બતાવી આપે છે ! જેવી રીતે ગાંજો, અફીણ કે દારૂ એક માણસ પોતાની શક્તિને અનુસરીને લે છે તો તેને તેનો કેફ બહુ થોડો ચડે છે અથવા તો તે કેફથી ગાંડો ઘેલો બની જતો નથી, તેવી જ રીતે પૈસો માણસની પાત્રતા પ્રમાણે મળે ત્યાંસુધી તેને તેનો કેફ ચડતો નથી, પરન્તુ તેથી વધારે મળે છે તો તેને તેનું અજીર્ણ થાય છે, કેફ ચડે છે અને ગાંડાઘેલાની પેઠે તે કેરી નાચવા-કૂદવા મંડી પડે છે !

કહાનદાસની પણ હવે એવી સ્થિતિ થઇ. દિવસે દિવસે જેમ ખુશામતિયાઓનો દરબાર તેના બંગલાપર ભરાવા લાગ્યો, તેમ તેમ તેને પૈસાનો કેફ ચડવા લાગ્યો. તે દિવસે દિવસે પોતાને મુંબઇનો લખપતિ શેઠીયો માનવા લાગ્યો અને તેઓના સરખા દમામથી જ નોકર ચાકરો અને ખુશામતિયાઓમાં વાતચીત કરવા લાગ્યો. દર મહીને ૫૦૦ રૂપિયા પુનમચંદ શેઠ તરફથી તેને હાથખર્ચીને માટે મળવાનું શરૂ થયું હતું. તેમાં કુંદનની હાથખર્ચીનો પણ સમાવેશ થતો હતો. પરન્તુ કુંદન મૂળથી જ સાદી અને ગરીબ સ્વભાવની હોવાથી હાથખર્ચીના પૈસા શેમાં ખર્ચાય તે પણ તે સમજતી નહિ. ભાગ્યે જ તેને મહીને પાંચ પચીસ રૂપિયા ખર્ચવા પડતા હતા અને તેથી બાકીની રકમ કહાનદાસના જ ઉપયોગમાં આવતી. કહાનદાસ તેનો ઉપયોગ સહેલ સપાટા કરવામાં, નાટકશાળાઓમાં જવામાં, ખુશામતીયાઓને હોટેલોમાં તેડી જવામાં અને એવા બીજા ખર્ચમાં કરતો. બેએક મહિના તો એવી રીતે ચાલ્યું, પરન્તુ પછી તો કહાનદાસને પાંચસો રૂપિયામાં ચાલી શક્યું નહિ. હવે તે શેઠની પેઢીપર જવા લાગ્યો હતો અને એક વાર વાતવાતમાં શેઠને ખુશ કરીને મહીને એક હજાર રૂપિયા પોતાને મળે તેવી ગોઠવણ તેણે કરાવી લીધી. શેઠને તે પૈસા કુંદનની મીલકતમાંથી જ આપવાના હતા એટલે કહાનદાસ ગમે તેટલું ઉડાવે તેની તેમને થોડી જ ચિન્તા હતી. શેઠને પણ પોતાનો હેતુ સાધવાનો હતો એટલે તે હેતુ સધાય ત્યાંસુધી કહાનદાસને ખુશ રાખવાની જરૂર હતી.

પાસે પૈસાની છૂટ રહેવા લાગી એટલે કહાનદાસ પોતાના ખુશામતિયા મિત્રોની સંગતથી જુગારની લતે ચડ્યો. મુંબઇમાં જુગાર અને બદચાલની બદીઓ એવી તો સાધારણ છે કે માણસ રસ્તે ચાલતાં તેમાં ફસાઇ જાય છે. કહાનદાસના ખુશામતિયાઓમાં બે તો શેઠની પેઢી-

ના જ ગુમાસ્તા હતા, એક મુસલમાન હતો અને એક તો કહાનદાસના જ ગામનો વતની અને બાળપણમાં તેની સાથે ભણનાર બ્રાહ્મણ હતો. ગુમાસ્તાઓની શીખવણીથી કહાનદાસે શરૂઆતમાં થોડો થોડો સટ્ટો ખેલવા માંડયો અને સટ્ટાની રમતમાં બરાબર મજાહ પડી નહિ એટલે પછી કહાનદાસને જુગારે ચડતાં જરાએ વાર લાગી નહિ. રોજ સાંજરે કહાનદાસ પોતાના બ્રાહ્મણ મિત્ર સાથે પોતાના મુસલમાન મિત્રના જુગારખાનામાં જતો અને ત્યાં જુદી જુદી જાતના માણસો સાથે જુગાર ખેલતો. પેઢીના ગુમાસ્તા આ જુગારમાં શામેલ થયા નહોતા, કારણકે કહાનદાસ જુગાર રમવા જાય છે તે વિષે પેલા બ્રાહ્મણે તેઓના જાણવામાં જ આવવા દીધું નહોતું. કહાનદાસને દરેક માસની પહેલી તિથિએ શેઠની પેઢીમાંથી ૧૦૦૦ રૂપિયા મળતા, પણ તેટલી રકમ તો પાંચ સાત દિવસના જુગારમાં જ ચાલી જતી; આથી બાકીના દિવસો કહાનદાસને ખાલી ખીસ્સે વીતાડવા પડતા. એકાદ બે વાર કુંદનનાં કપડાંનું બ્હાનું કાઢીને તેણે પાંચસો–હજાર રૂપિયા વધારે પણ ઉપાડેલા પણ દર મહિને કાંઇ તેવા વધુ રૂપિયા મળતા નહિ. જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ કહાનદાસ જુગાર રમવાના ચડસમાં વધુ ને વધુ સંડોવાયો. એક મહિનામાં તે હજાર રૂપિયા ઉડાવી દેતો અને વધારામાં કરજ પણ કરતો. કરજ ભરપાઇ કરવાને તે શેઠ પાસેથી કુંદન માટેનું બ્હાનું કાઢીને વધારે પૈસા મેળવતો. તેવી રીતે પૈસા મળવાનો સંભવ જ્યારે ન રહ્યો અને માથે દેવું બહુ વધી ગયું ત્યારે બે વાર તેણે પોતાની હજાર હજાર રૂપિયાની વીંટીઓ “ ક્યાંક ગુમાવી ” એવું બ્હાનું કાઢીને દેવામાં ભરી! તેથી આગળ વધીને એક વાર તેણે કુંદનનો સોનાનો નેકલસ ગાયબ કર્યો અને તે ચોરી બંગલાના ઘાટી નોકરને માથે પડી! ઘાટીને બહુએ માર પડયો પણ તે બિચારો ક્યાંથી કાઢી આપે? છેવટે કુંદનને દયા આવી

અને તેને. નોકરીમાંથી કાઢી મેલવા ઉપરાંત બીજી કાંઇ શિક્ષા કરી નહિ, નહિતો કહાનદાસ તો કૂદી રહ્યો હતો કે "પોલીસમાં જાહેર કરીને તે સાળાને કેદની શિક્ષા કરાવું !" એટલેસુધી મામલો આવી પહોંચ્યો હતો, પણ હજી તે વાત પુનમચંદ શેઠ કે બીજા કોઇના જાણવામાં આવી નહોતી. પોતાની જુગારની લત જાહેર થઇ જાય તે માટે પોતાના બીજા ખુશામતિયા પેલા ગુમાસ્તાઓને પણ કહાનદાસ ખુશ રાખતો. તે તેમને સટ્ટો ખેલવા માટે પૈસા આપતો અને ગુમાસ્તા તે પૈસા સટ્ટો રમવામાં "ગુમાવ્યા" ની જ ખબર દર વખતે કહાનદાસને આપતા, જોકે સટ્ટો કોઇ વાર ખેલાડીને રળાવી પણ આપે છે!

---

## પ્રકરણ ૫૪ મું.

---

### શેઠ હવે બાજી વિસ્તારે છે!

આજે જુન મહીનાની ૨૮ મી તારીખ છે. સૌભાગ્યમલ શરાફ તરફથી તેનો ગુમાસ્તો ચાલુ મહીનાનું વ્યાજનું ભરણું કરી ગયો છે, પણ તે સાથે સૌભાગ્યમલની એક ચિઠ્ઠી આવી છે તેથી શેઠ વિચારમાં પડયા છે. તે ચિઠ્ઠીમાં લખ્યું છે કે:

"મેહેરબાન શેઠજી સાહેબ!

"આ સાથે આપના રૂપિયાનું ચાલુ માસનું વ્યાજ મોકલી આપ્યું છે. આપને કદાચ રૂપિયાની જરૂર હોય તો જણાવશે, કારણકે હવે તમારા રૂપિયાની મને વધારે વખત જરૂર પડે તેમ નથી.

"લી. સૌભાગ્યમલ ષડ્ગુણનારાયણ શરાફ."

આ ચિઠ્ઠીપરથી શેઠે એવું અનુમાન કર્યું હતું કે સૌભાગ્યમલને હવે પોતાના રૂપિયાની વધારે વખત જરૂર નહિ હોવાથી કદાચ તે પાછા

ભરપાઇ કરી દે અને તેના તરફથી મળતો વ્યાજનો સારો દર શેઠને ગુમાવવાની જરૂર પડે. શેઠ માનતા હતા કે "સૌભાગ્યમલ જેવું સદ્ધર માણસ અને વળી વ્યાજનો મ્હોંમાંગ્યો દર એ તો સોનામાં સુગંધ જેવો મામલો છે અને જો એક વાર તે રૂપિયા પાછા આપશે તો ફરીથી તે પાછો હાથમાં આવશે નહિ." આ સંબંધે વિચાર કરતા શેઠ સહજ બેઠા હતા. સાંજનો વખત હતો. દિવાનખાનામાં બેઠા બેઠા તે રસ્તાપર નજર કરતા હતા, તેવામાં સૌભાગ્યમલની ગાડી પોતાના મકાન તરફ જ આવતી શેઠના જોવામાં આવી. ગાડી નીચે ઊભી રહી અને થોડી વારમાં સૌભાગ્યમલ પોતાની સાથે એક અમદાવાદી વાણીયાને લેઇને દીવાનખાનામાં આવી પહોંચ્યો. શેઠે કુશળ વર્તમાન પૂછ્યા પછી સૌભાગ્યમલને કહ્યું. "તમારી ચિઠ્ઠી મળી હતી. રૂપિયા તો હવે તમે પાછા આપવા માંગો છો!"

"હા, કારણકે મને હાલમાં ઓછી જરૂર છે, પછી નકામું વ્યાજ શામાટે ભરવું? પણ અત્યારે એ મામલો ફેરવાઇ ગયો છે. આ મારી સાથે આવેલા ગૃહસ્થ અમદાવાદના એક સુપ્રસિદ્ધ મીલમાલેક છે. તેમનું નામ ચતુરદાસ છે. તેમની બે મીલો છે. એકનું નામ ચતુરદાસ મીલ છે અને બીજી તેમના પિતાજીના નામની પાનાચંદ મીલ છે તે તો આપ જાણતા હશો."

"ઓહો! શામાટે નહિ? ચતુરદાસ પાનાચંદને હું કેમ ન ઓળખું! અલબત્ત, હું તેમને નજરોનજર તો આજે પહેલવહેલા જોઉં છું, પણ તેમનું નામ તો હું લાંબા વખતથી જાણું છું. પધારો ચતુરદાસ શેઠ, ખુશીમાં છો ને? અમદાવાદથી ક્યારે પધાર્યા?"

"જી હા, ખુશીમાં છું; આજે જ મેલમાં હજી હું આવ્યો છું." ચતુરદાસે ઠાવકાઇથી જવાબ આપ્યો.

સૌભાગ્યમલે આગળ વાત ચલાવીઃ "આ શેઠની મીલો સારી રીતે ચાલે છે. શેરોના ભાવ પણ ઠીક બોલાય છે; પણ શેઠ ઉપર હમણાં જરા તકાદો થયો છે અને તેથી તેમને હાલમાં આઠ લાખ રૂપિયાની જરૂર પડી છે. ત્રણેક લાખ રૂપિયા તો હાલમાં હું ફાજલ પાડી શકું તેમ છે; પણ બીજા પાંચ લાખ રૂપિયા જો તમે આપો તો શેઠનું કામ નીકળે અને આપણને સારૂં વ્યાજ મળે."

"જામીનગીરી શું છે? વ્યાજનો દર શું મળશે?" શેઠ મુદ્દાના સવાલો કર્યા.

"જામીનગીરીમાં પોતાની ચતુરદાસ મીલ લખી આપવા શેઠ તૈયાર છે અને તે ઉપરાંત ત્રણેક લાખની કીંમતના ઝવેરાતના દાગીના શેઠજી અહીં જ લેતા આવ્યા છે. તે અત્યારે મારે બંગલે પડયા છે. વ્યાજ તો ૬ ટકા-"

ચતુરદાસ શેઠ વચમાં બોલી ઉઠયાઃ "ના જી; પાંચ ટકાથી વધારે તો હું નહિ આપું!"

સૌભાગ્યમલે ચતુરદાસ શેઠને સમજાવવા માંડયાઃ "જુઓ શેઠજી! તમને કાંઇ લાંબી મુદતને માટે રૂપિયા જોઇતા નથી. લાંબા વખતને માટે હોય તો ભલે અર્ધો ટકો ઓછો મળે તોપણ ચલાવી લેવાય, પણ તમારે એ ચાર મહીનાની ભીડ કાઢવી હોય, તેમાં તમે ઓછું વ્યાજ આપો તે કેમ પાલવે? માટે છ ટકા વિના મુંબઇનો કોઇ વાણીયો તમને રૂપિયા ધીરશે નહિ. પછી જેવી તમારી મરજી."

"પણ પાંચ ટકા તો ઘણું સખત વ્યાજ કહેવાય અને તમે વળી છ ટકાની વાત કરો છો."

"ઠીક જાઓ, હવે, સાડાપાંચ ટકા આપજો! હવે જો ના કહેશો તો હું વચ્ચે નહિ પડું." સૌભાગ્યમલે પંચાત કરવા માંડી.

"ઠીક ચાલો." ચતુરદાસે સંમતિ આપી.

પુનમચંદ શેઠ બોલ્યાઃ "પાંચ લાખની સામટી જોગવાઇ કરતાં હજી મને આઠેક દિવસ જોઇશે. બે લાખ તો મારી પાસે તૈયાર છે."

ચતુરદાસ શેઠ બોલ્યાઃ "બે લાખ તમારા અને ત્રણ લાખ શરાફ સાહેબના એમ મળીને પાંચ લાખ મને અત્યારે મળશે તો આઠ દિવસ પછી બીજા ત્રણ લાખ આવશે તોપણ ચાલશે. પણ આપણો ઠરાવ આઠ લાખથી ઓછો નહિ."

"કબૂલ, કબૂલ, જાઓ મી. સૌભાગ્યમલ ! તમે કાયદાના જાણકાર છો એટલે જામીનગીરીનું ખત કરી લેજો. રૂપીયાનો ચેક હું કાલે તમને ગુમાસ્તા માર્ફતે પહોંચતો કરીશ."

"વારૂ." કહી સૌભાગ્યમલ અને ચતુરદાસ શેઠ ઉઠયા. શેઠને વ્યાજનો સારો દર મળ્યો અને સૌભાગ્યમલ જેવો સારો માણસ વચ્ચે હતો એટલે કાંઇ ફીકર નહોતી. હવે તેમને બીજી ચિંતા પડી. કુંદનની ચારેક લાખ રૂપિયાની મીલકત હતી તે સંબંધી કાંઇ નિવેડો થયા વિના શેઠ તે મીલકતને પોતાની મીલકત ગણી શકે તેમ નહોતું. કુંદન અને કહાનદાસનું લગ્ન કરવામાં શેઠનો હેતુ કહાનદાસને થોડા રૂપિયા આપીને પૂરી મીલકત મળ્યાની પહોંચ કરાવી લેવાનો હતો. લગ્ન થઈ ગયું હતું અને હવે તે કાર્ય સાધી લેવાનો યોગ્ય સમય આવી પહોંચ્યો હતો. વળી રૂપિયાની પણ તુરતમાં જ જરૂર પડી હતી. કુંદનની મીલકત ત્રણ ને ચાર લાખની વચ્ચે હતી, તેમાંથી લાખ–અર્ધલાખ રૂપીયા કહાનદાસને આપીને તેની પાસેથી ફારકતી લખાવી લેવાનો અને તે સાથે કહાનદાસદ્વારા કુંદનને ભોળવીને તેની પણ સહી લઇ લેવાનો શેઠનો ઇરાદો હતો.

શેઠે વાલકેશ્વરના બંગલે ટેલીફોન કર્યો, પણ ખબર મળી કે કહાનદાસ બહાર ફરવા ગયો છે. ખરી વાત છે, જુગાર રમવા જવાનો જ

તેનો એ વખત હતો! શેઠે બંગલાના નોકરને કહેવરાવ્યું કે કહાનદાસ સ્હવારે પોતાને ઘેર આગળ મળે.

---

## પ્રકરણ ૫૫ મું.

---

### શામ, દામ અને દંડ.

બીજા દિવસનું સ્હવાર થયું. શેઠ ચ્હા પી, મુખવાસ લેઇ, તાજું આવેલું વર્તમાનપત્ર વાંચતા બેઠા હતા, એવામાં કહાનદાસ પોતાની વિક્ટોરિયામાં ઝપેટતો ત્યાં આવી પહોંચ્યો અને શેઠની સમક્ષ આવીને ઊભો રહ્યો. શેઠે તેને સત્કારતાં કહ્યું: "આવો કહાનદાસ, પછી મારો સંદેશો તમને મળ્યો હતો કે?" શેઠે કહાનદાસ જમાઇ થયા પછી તેને માનાર્થે બહુવચનથી બોલાવવા માંડ્યો હતો.

"જી હા. તે સંદેશો મળવાથી જ હું આપની પાસે આવ્યો છું." એમ કહી કહાનદાસ શેઠની સામેની ખુરશીપર બેઠો. શેઠે કહાનદાસની ખાતરજમા કરવાને ચાહનો પ્યાલો મંગાવ્યો. કહાનદાસ અને કુંદનના કુશળ વર્તમાન પૂછ્યા. પેઢી અને વ્યાપાર સંબંધી પણ કાંઇક વાતચીત નીકળી. કહાનદાસે પૂછ્યું: "કહો, આપને મારૂં શું કામ હતું?"

શેઠે કહ્યું: "કહાનદાસ! હું તમને કાંઇક શિખામણ આપવા માંગું છું."

કહાનદાસનો જીવ મૂઠીમાં આવી ગયો! તેણે ધાર્યું કે પોતાના જુગારની વાત શેઠને કાને પહોંચી લાગે છે! તે બોલ્યો: "હાજી! આપ મને શિખામણ આપવાજોગ છો અને હું તે સાંભળવાજોગ છું. આપ મારા મુરબ્બી છો અને હિતસ્વી છો. આપ મને નહિ કહો તો, બીજું કોણ કહેશે? પણ આપે જો મારી વિરૂદ્ધ કાંઇ વાત સાંભળી હોય તો તે ખોટી છે, હું કાંઇ પણ ખોટા લક્ષણમાં—"

"નહિ, નહિ, નહિ; કહાનદાસ! હું કાંઇ એમ કહેતો નથી. તમે સમજુ છો, ડાહ્યા છો; અને તમારા વિરૂદ્ધ મને કોણ કહે? કોઇએ મને કાંઈ કહ્યું નથી અને જો કોઇ કાંઇ કહે તો હું તે માનું પણ નહિ. હું તો તમને સ્વાભાવિક બે બોલ શિખામણના કહું છું. જુઓને, મારી આંખોના રત્નતુલ્ય કુંદનને મેં તમારા હાથમાં સોંપી છે. તે રત્નના પરીક્ષક તમે ખરા ઝવેરી નીકળજો. તેને દુભવશો નહિ. હું હવે વૃદ્ધ થતો જઉં છું. આ શરીરનો કાંઇ ભરોસો છે?" શેઠે વાણિયાવિદ્યાનો પ્રથમાધ્યાય શરૂ કર્યો.

"જી હા! આપે મારા પર કરેલા ઉપકારને માટે હું હંમેશને માટે આપનો ઓશીંગણ છું. આપ ખાત્રીથી માનજો કે હું કદિ કૃતઘ્ન થઉં તેવો નથી." કહાનદાસે પણ યોગ્ય જવાબ વાળ્યો.

"તે તો મને તમારા માટે હંમેશનો સંતોષ છે. જુઓ કહાનદાસ, હવે હું ચિંતા ઓછી કરી નાંખવા ઇચ્છું છું. પેઢી તો કાંઇ એકદમ બંધ કરાય તેમ નથી એટલે તે તો ચાલુ રાખવી પડશે, પણ કુંદનની મીલકતનો મારે માથે જે કાંઈ બોજો છે તે હવે હું સાચવવા માંગતો નથી. આજ ૧૦ વર્ષથી હું તે સાચવતો આવ્યો છું. હવે કુંદનને મેં પરણાવી, તમે લાયક જમાઇ મળ્યા એટલે એ સઘળું હું તમને સોંપી દેવા ઇચ્છું છું કે જેથી તે બાબતનો બોજો મારા ઘરડા મગજપરથી દૂર થાય."

"ભલે, આપની તેવી ઇચ્છા હોય તો હું તે સંભાળી લેવા તૈયાર છું. તે મીલકત આપની પાસે કેટલીક હશે?"

"તે કાંઇ મને યાદ નથી; પણ મેં ગુમાસ્તાને તેનું સરવૈયું તૈયાર કરવા કહ્યું છે. કાલે તે સરવૈયું તૈયાર થઇ જશે તે પ્રમાણે મીલકત તમને સોંપી દઇશ અને તે નીચે તમારી તથા કુંદનની સહી લેઇશ." શેઠ બોલ્યા.

"ભલે; ત્યારે કાલે હું આપને ક્યાં આગળ મળું?" કહાનદાસે પૂછ્યું.

"કાંઇ નહિ, કાંઇ નહિ;" શેઠ બોલી ઉઠયા: "એમ શામાટે? અહીં જ રહી જાઓને! સાંજે સરવૈયું તૈયાર થશે. વકીલને બોલાવીને સાંજે ને સાંજે તેનો ફડચો કરી નાંખીએ. ધરમના કામમાં વળી ઢીલ શી?"

"ભલે, જેવી આપની ઇચ્છા. ત્યારે હું ગાડી પાછી વાલકેશ્વર મોકલાવીને આજે ત્યાં નહિ જવાના ખબર કહાવું છું."

"વારૂ." શેઠે કહ્યું. કહાનદાસે ગાડી પાછી બંગલે મોકલાવી. શેઠે કામ એકીસામટું પાર ઉતારવાને વચ્ચે એક દિવસનો પણ ગાળો નાંખવાનું વાજબી માન્યું નહોતું. જમી કરીને શેઠ તથા કહાનદાસ પેઢીપર ગયા. વકીલ ઇન્દુવદનરાયને ચિઠ્ઠી લખીને શેઠે કહાવ્યું હતું કે બરાબર સાંજે ચાર વાગતાં તેમણે પેઢીપર આવવું. શેઠે ગુમાસ્તાને કુંદનની મીલકતનું અને લગ્ન વગેરેના ખર્ચનું સરવૈયું કાઢવાનો હુકમ આપ્યો. કહાનદાસનું મન પણ આનંદમાં ગરક હતું. પોતાના હાથમાં ત્રણ ચાર લાખ રૂપિયાની મીલકત આવશે અને પછી પોતાને યથેચ્છ મોજશોખ ઉડાવવાની ઠીક મજાહ પડશે એવી ધારણાથી તે અત્યારે આનંદમગ્ન બની ગયો હતો.

છેવટે ચાર વાગ્યા. વકીલ ઇન્દુવદનરાય પણ પેઢીપર આવી પહોંચ્યો. શેઠે વકીલને બધી વાત કરી અને એક ફારગતી ઘડી કાઢવાનું કહ્યું. વકીલે ફારગતીનો મુસદ્દો ઘડી કાઢયો એટલામાં ગુમાસ્તાએ સરવૈયું કાઢીને તેનો કાગળ શેઠના હાથમાં મૂકયો. શેઠ હવે પેઢીપરથી કહાનદાસ અને વકીલને સાથે લેઇને ઘેર આવ્યા. ઘેર આવતાં જ શેઠે ગુપ્ત રીતે નોકરોને હુકમ કરી દીધો કે કોઇએ દિવાનખાનાની નજીકમાં આવવું નહિ કે એટલામાં હરવું ફરવું નહિ.

દિવાનખાનામાં ત્રણે જણ બેઠા એટલે શેઠે ભાષણ ચલાવ્યું: "જુઓ,

કહાનદાસ! મારા ભાઈ જે મીલકત મુકી ગએલા તેમાંથી કુંદનને લગતું અને તેના લગ્ન વગેરેને લગતું સઘળું ખર્ચ કાઢતાં તેની મીલકત રૂ. ૩૭૫૩૪—૮—૧ાા ની વધે છે. આમાંથી ૨૨૩૨૧ રૂપિયાની કીંમતના દાગીના છે અને બાકી ૧૫ હજારને આશરે રોકડ રકમ છે. આ દાગીના હું તમને અત્યારે ને અત્યારે સોંપી દઉં છું અને રોકડ રકમ કાલે બેંકો ઉઘડયા પછી તમારે નામે ચડાવી આપીશ. તમે એક વાર આ ફારગતી ઉપર સહી કરી આપો, એટલે પછી કુંદનની સહી પણ કરાવી લેવાય."

આ સાંભળતાં જ કહાનદાસ તો હીબકી ગયો! કયાં ત્રણ—ચાર લાખની મીલકત અને ક્યાં ૩૭ હજારની મીલકત?! તે તો આ વાત સાંભળતાં જ નિરાશ થયો, ગભરાયો અને ભય પામ્યો. તે બોલ્યો: "આપનું કહેવું સાંભળીને હું બહુ નવાઈ પામું છું. મેં તો એમ સાંભળ્યું હતું કે તે મીલકત ત્રણ—ચાર લાખની છે અને તેનું વીલ કરવામાં આવેલું છે. તે વીલની સાથે આપે કાઢેલું સરવૈયું મેળવી લેવું જોઇએ અને પછી જ ફારગતી થવી જોઇએ."

"કહાનદાસ!" શેઠ નિરાશ થવા જેવો ધાંટો કાઢીને બોલ્યા: "તમને મારા પર આટલો અવિશ્વાસ ઉત્પન્ન થતો જોઇને હું પણ નવાઇ પામું છું. વિચાર કરો કે મેં જ તમારો ઉદય કર્યો છે અને તમને આટલી પાયરીએ ચડાવ્યા છે; પછી શું હું પોતે જ તમારૂં અહિત કરૂં ખરો?"

"આપે મારો ઉદય કર્યો તે માટે હું આપનો જીંદગીભર ઓશીંગણ થયો છું. પણ આમાં તો હું શું કરી શકું?" કહાનદાસ ગરીબડા જેવું મ્હોં કરીને બોલ્યો.

"ઠીક હવે; સાડત્રીસ હજારને બદલે તમને પૂરા અધલાખ આપીશું; મારા પણ તમે જમાઈ છોને! ચાલો ફારગતીપર સહી કરી આપો."

શેઠ 'શામ' નો પ્રયોગ અજમાવ્યા પછી 'દામ' નો પ્રયોગ અજ-માવવા લાગ્યા.

ચાણાક્ષ કહાનદાસને તે સાથે જ વહેમ પડ્યો અને તે દઢ પણ થયો. શેઠની ધાનત મીલકત ઉડાવી જવાની છે એવી તેની ખાત્રી થઇ. તે બોલ્યોઃ " પણ શેઠજી! આપ જ વિચાર કરો કે મારાથી ગેરવાજબી રીતે કેમ સહી થઇ શકે? માટે મને માફ કરો. જ્યાંસુધી વીલની સાથે સર-વૈયું નહિ મેળવાય, ત્યાંસુધી હું લાચાર છું."

શેઠ આંખો ફાડતા જ ખુરશીપરથી ઉછળ્યા અને ફાળ ભરતાં કહા-નદાસનું ગળું પકડયું! ગળું પકડીને આંખોના તેજવડે કહાનદાસને ડરા-વતાં પ્રચંડ ઘાંટો કાઢીને શેઠ બોલ્યાઃ " કમબખ્ત છોકરા! તારા પર મેં કરેલા ઉપકારને શું તું ભૂલી ગયો? એક ભિખારી જેવી સ્થિતિમાંથી હું તને હજારો રૂપિયાની મીલકતનો માલેક બનાવું છું તે શું તું ભૂલી જાય છે? યાદ રાખજે કે હું ઝેરી સાપ છું. તારી કે કુંદનની અથવા તમારી જીંદગીની પણ દરકાર ન કરૂં તેવો હું છું. બોલ, સહી કરે છે કે નહિ?"

કહાનદાસ શેઠના આ વર્તનથી એટલો બધો ગભરાઇ ગયો હતો કે તેનામાં બોલવાની પણ આચ રહી નહોતી. શેઠ હજી તેનું ગળું પકડી જ રહ્યા હતા અને કહાનદાસ નીચી મુંડી ઘાલી રહ્યો હતો. તે ધીરેથી બો-લ્યોઃ " શેઠ સાહેબ! હું કાંઇ કૃતઘ્ન નથી. પણ એટલી થોડીમીલ કતમાં મારૂં ગુજરાન કેવી રીતે ચાલે, તેનો તો આપ વિચાર કરો–દયા કરો! તમારી ઇચ્છા ન હોય તો ભલે હું વીલને નહિ સંભારૂં, પણ મને કાંઇક મારા ખર્ચજોગી મીલકત તો સોંપો!"

શેઠ એકસરખા પ્રંચંડ ઘાંટાથી બોલ્યાઃ "પોણો લાખ રૂપિયા આપીશ; ચાલ સહી કર. હવે જો આનાકાની કરીશ, તો યાદ રાખજે કે તું અહીંથી વાલકેશ્વર પાછો જીવતો જનાર નથી."

કહાનદાસે મુંગા મુંગા ફારગતીપર સહી કરી આપી ત્યારે જ શેઠે તેનું ગળું છોડયું! શેઠ હજી પણ એકસરખા ગુસ્સામાં જ હતા. તે બોલ્યાઃ "જો, સાંભળ! કુંદન પાસે પણ અત્યારે ને અત્યારે જ હું વકીલને મોકલું છું. તું સાથે જા અને ગમે તેમ કરીને તારે કુંદનની પાસે સહી કરાવી આપવી જ પડશે. યાદ રાખજે કે હવે જો તું છટકવા પ્રયત્ન કરીશ તો તું જાનથી જશે."

"વારૂ, શેઠજી! આપનો ઉપકાર હું કેમ ભૂલીશ?" બિલ્લીના પંજામાં ઉંદરની જેવી સ્થિતિ હોય, તેવી સ્થિતિ કહાનદાસની થઇ પડી હતી. વિનાછુટકે તેને શેઠના હુકમને શરણ થવું પડયું હતું, કારણકે એ મુંબઇગરા શેઠની એ જ નીતિ હતી! એ જ ન્યાય હતો!

તુરત જ ત્યાંથી ગાડીમાં કહાનદાસ અને ઇન્દુવદનરાય ફારગતી ઉપર કુંદનની સહી કરાવવા માટે વાલકેશ્વર તરફ ઉપડયા. મીલકત જલ્દી હાથ કરી લેવાને ઉત્સુક થઇ રહેલા શેઠને હવે એક પળ એક યુગ સરખી ભારે થઇ પડી હતી

## પ્રકરણ ૫૬ મું.

### અસ્વીકાર.

કહાનદાસ અને ઇન્દુવદનરાય વાલકેશ્વરના બંગલાપર આવી પહોંચ્યા એટલામાં સૂર્યાસ્ત થઇ ગયો. પુનમચંદ શેઠની વિચિત્ર વર્તણુક અને મીલકત હોઇયાં કરી જવાની નીતિ કહાનદાસને મોટું આશ્ચર્ય અને ભય ઉત્પન્ન કરનારી થઇ પડી હતી. તેને પુનમચંદ શેઠ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો હતો ખરો, પરન્તુ તે સાથે એટલું પણ તે જાણી ગયો હતો કે તે મીલકત હોઇયાં કરવાની શેઠની દાનતને લીધે જ પોતે કુંદ-

નનો સ્વામી થઇ શક્યો હતો અને કાંઇ નહિ તો થોડી ઘણી મીલકત પણ મેળવવાને તે ભાગ્યશાળી થયો હતો. આમ સમજી ગયા પછી હવે તેણે શેઠની ધારણા ફાવવા દેવામાં જ પોતાનું હિત માન્યું. તે ઇન્દુવદનરાયને સાથે લઇને બંગલામાં આવી પહોંચ્યો. પોતાની બેઠકમાં તે વકીલને લેઇ ગયો અને પોતે કુંદનને ત્યાં તેડી લાવ્યો. ત્રણે જણ બેઠાં. કહાનદાસે વાતનો પ્રારંભ કર્યો: "તારા પિતાની સઘળી મીલકત પુનમચંદ શેઠે મને સોંપી દેવાનું કહ્યું છે અને કાલે તે મને સોંપી દેશે એટલે હવે આપણે શેઠને રીતસર ફારગતી લખી આપવી જોઇએ. આ વકીલ સાહેબ તે ફારગતી લખીને લાવ્યા છે. તેમનું નામ ઇન્દુવદનરાય છે. મેં તે ફારગતીપર સહી કરી છે અને તું તે નીચે સહી કરી આપ." એમ કહેતાં ઇન્દુવદનરાયના હાથમાંથી ફારગતીનો કાગળ લેઇને કહાનદાસે કુંદનના હાથમાં તે મેલ્યો.

કુંદન બોલી: "પણ મીલકત સોંપી દેવાની આટલી બધી ઉતાવળ મારા કાકા શામાટે કરે છે?"

વકીલ સાહેબ બોલ્યા: "શેઠની ઇચ્છા એવી છે કે હવે તે મીલકતની વ્યવસ્થા કરવાનો બોજો તેમણે પોતાને માથે શામાટે રાખવો જોઇએ?"

"પણ આ ફારગતીમાં મીલકતની કાંઇ જ વિગત નથી. તેમને મારા કાકાએ શું શું સોંપ્યું છે તે પણ હું તો કાંઇ જાણતી નથી." કુંદને સ્વામીને કહ્યું.

કહાનદાસ બોલ્યો: "પણ એ તો હું જાણું છું ખરો કેની? તું તારે સહી કરી આપને! જે કાંઇ મીલકત છે તેમાંથી લગ્નનું ખર્ચ વગેરે બાદ જતાં જે કાંઇ રહ્યું છે તે આપણને સોંપવામાં આવશે."

"ના, એમ હું કાંઇ જાણ્યા વિના તો સહી નહિ કરૂં. મારા પિતાજી વિલ કરી ગયા છે એમ મેં સાંભળ્યું છે અને તે વિલમાં જણાવ્યા

પ્રમાણે હું સઘળી મીલક્ત તપાસી લેઇશ ત્યારે ફારગતીપર સહી કરી આપીશ." કુંદને ખુલ્લો જવાબ આપ્યો.

કહાનદાસ જરા ચીડાતો બોલ્યોઃ "ધર્મચંદે વિલનું ભૂત તારા મગજમાં ભરાવ્યું છે, પણ વિલ છે જ કયાં? બધું થઇને પોણોએક લાખની રોકડ તથા દાગીના મળીને છે તે સોંપી દેવાની મને શેઠે હા કહી છે, પછી શું?"

કુંદન બોલીઃ "પણ વકીલ સાહેબ! મારા મામા તરફથી તમે જ વકીલ થયા હતાં અને તમે જ બન્ને પક્ષો વચ્ચે સુલેહ કરાવીને મને મારા કાકાના હાથમાં સોંપાવી હતી. મારા કાકાએ તે વખતે કોર્ટમાં જુબાની આપતાં કહેલું કે ત્રણેક લાખ રૂપિયાની મીલકત મારા પિતાજી મૂકી ગયા છે; તે તમને પણ શું નથી સાંભરતું?"

ઇન્દુ હસીને બોલ્યોઃ "બ્હેન! એ તો જે કાંઇ સાંભરતું હશે, તે કહ્યું હશે! તે કાંઇ હિસાબનો ચોપડો જોઇને થોડું જ કહ્યું હતું? અને વળી તેમાંથી તમારા લગ્નમાં કાંઇક ખર્ચ પણ થયું જ હશે ને?"

"તો પછી મીલકતનું વ્યાજ પણ આજદિન સુધીનું વધ્યું જ હશે ને?" કુંદને પણ તેવો જ જવાબ આપ્યો.

કહાનદાસ ચીડાતો અને મનમાં બળતો ગુપચુપ બેસી રહ્યો અને વકીલ સાહેબ કુંદન તરફથી ફારગતીના અસ્વીકારનો જવાબ મેળવીને પાછા ફર્યા. પોતાના કાકાની ધાનત પોતાની મીલકત હોઇયાં કરી જવાની છે એ દુષ્ટ ભાવ કુંદનના જાણવામાં અત્યારે પહેલવહેલાં જ આવ્યો. ઇન્દુ ગયો એટલે કહાનદાસ કુંદન તરફ ક્રોધ વર્ષાવતો બોલ્યોઃ "કુંદન! આજે તેં મારૂં નાક કાપી નાંખ્યું છે! તું મારી સ્ત્રી નથી, પણ મારી વૈરિણી છે! મેં જે ફારગતીપર સહી કરી તે પર તેં સહી ન કરી એટલે હવે હું તારાપર આધાર રાખનારો તારો આશ્રિત જ બન્યો એમ

લોકો જાણશે! આ જ તારી સ્વામીભક્તિ અને આ જ તારૂં ડહાપણ કે?"

"નાથ! એમ તમે ચીડાઓ છો શાને?" એમ કહેતી કુંદન તેની પાસે ગઇ અને ખુરશીપર બેઠેલા સ્વામીના કંઠમાં હસ્ત નાંખીને તેને સમજાવવા લાગી: "જુઓ, તમે તો ભોળા છો અને હું પણ ભોળી તો ખરી, પણ મારા મામાએ કહેલું તે હવે ખરૂં પડતું જાય છે. વિલ ઉડાવી દઇને આપણી સઘળી મીલકત હોઇયાં કરવાનો જ મારા કાકાનો ઈરાદો જણાય છે. મારા પિતાની ચાર લાખની મીલકતના બદલામાં તે આપણુને માત્ર પોણો લાખ આપે છે તે શું તમે સમજતા નથી?"

"પણ મેં એક વાર જે દસ્તાવેજપર સહી કરી તે પર તું સહી કરવાની ના કહે તેમાં મારૂં માન શું રહ્યું? એક વાર મેં ભૂલ કરી હોય તો તે તારે નુકસાન સહન કરીને પણ કબૂલ રાખી સહી કરી આપવી જોઇએ." કહાનદાસે કુંદનની પતિભક્તિનો ખોટો લાભ લેવાની પેરવી કરવા માંડી.

"પણ કેવડું મોટું નુકસાન? તે તો જરા વિચારો. પોણો લાખ રૂપિયામાં આપણું ખર્ચ શું ચાલે? અને તેટલા ખાતર શું તમને માઠું લાગે છે?"

કહાનદાસ ચૂપ રહ્યો. તે તોબરો ચડાવતો કુંદનનો હાથ તરછોડીને ખુરશીપરથી ઉઠી ગયો. હજી તે જમ્યો નહોતો. ભૂખ્યો ને ભૂખ્યો ઉઠીને તે સુવાના ઓરડામાં ગયો અને પલંગપર વિચાર કરતો બેઠો. સ્વામીને ક્રુદ્ધ થયેલા જોઇને સરલ હૃદયની કુંદન તેની પાછળ પાછળ ગઇ અને સ્વામીની પાસે પલંગપર બેઠી. તે આસ્તેથી બોલી: "હશે હવે, એ વાત અત્યારે ભૂલી જાઓ. વખતપર જે થવાનું હશે તે થશે. ચાલો જમી લ્યો. રાત પડી ગઇ છે. રસોઇ ઠંડી થઇ જાય છે. હું પણ તમારી રાહ જોઇને જમી નથી."

કહાનદાસ કાંઇ જ બોલ્યો નહિ. તે તો પોતાનો રોષ દર્શાવતો કુંદન ભણી નજર પણ કર્યા વિના બેસી જ રહ્યો. કુંદન આગળ બોલી: " આમ બેસી કેમ રહ્યા છો હેં ? ઉઠોને, કાંઇ બોલતા પણ નથી ! એટલામાં શું આટલી બધી રીસ ચડી ગઇ ? "

બાર વર્ષે બાવો બોલ્યો: "જતી રહે અહીંથી; તું મને બોલાવીશ નહિ."

બિચારી કુંદન સમજી કે સ્વામીને હદપાર ક્રોધ ચડયો છે. તે સ્વામીના કંઠમાં હાથ નાંખી, ઋજુતાભર્યું વદન કરી, કરગરતે અવાજે બોલી: " એમાં મારાપર ક્રોધ શામાટે ? હું તો મારા અને તમારા બન્નેના હિતને માટે સહી કરવાની ના પાડતી હતી. વધુ મીલકત મળે તો પહેલો લાભ તમને છે અને હું તો તમારી દાસીરૂપ છું. તમારા લાભની વાત કરૂં છું તો ઉલટો તમે મારાપર ગુસ્સો કરો છો ! "

બિચારી કુંદનની આંખમાં આંસુ આવી ગયાં. કહાનદાસ સૂકા લાકડાની પેઠે બેસી જ રહ્યો. તેને કુંદનના આંસુની પણ દયા આવી નહિ અને પોતાના લાભમાં પણ તેની દષ્ટિ પડી નહિ. કુંદન સ્વામીને જમવા ઉઠવા માટે આગ્રહ કરવા લાગી છતાં તેની વિનતિનો સ્વામીએ સ્વીકાર કર્યો નહિ. " હવે હું તમારી માફી માંગું છું. તમારી ઇચ્છા એવી હોય કે હું સહી કરી દઉં, તો ભલે; હું મારા મામાને પૂછીને પછી તેમ કરીશ. પણ તમે ઉઠો, જમી લ્યો. તમે ભૂખ્યા સઇ રહો તેથી મારૂં દિલ દુ:ખાય છે. " છેવટે સ્વામીનાથે માન મૂકયું અને ભોજન કર્યું !!

## પ્રકરણ ૫૭ મું.

### ધર્મચંદનું આશ્વાસન.

કુંદન જેવી આદર્શ હિંદુ રમણીઓ હિંદુ સંસારને મળવી દુર્લભ છે. તે એક શ્રીમંતની પુત્રી હતી અને તેના પિતાતુલ્ય કાકાએ તેને ગરીબ

પતિ સાથે પરણાવી હતી, છતાં તેવા પતિમાં સંતોષ માનીને—એટલું જ નહિ પણ તરંગી અને મિજાજી પતિને ઇશ્વરતુલ્ય માનીને તેની મનોવૃત્તિને અનુકૂળ રહેવામાં જ પોતાના જીવનનું સાર્થક્ય માનનાર એ સરલ હૃદયિની બાળાને પુનમચંદ શેઠની ખોટી દાનતનું જ્ઞાન થયા પછી બહુ પશ્ચાત્તાપ થયો. પોતાના મામાએ જે ભવિષ્યકથન કર્યું હતું તે છેવટે ખરૂં જ નીવડયું, કાકા–કાકીએ થોડો વખત હેત બતાવ્યું હતું તે માત્ર પોતાને પ્રિય થઇને સઘળી મીલકત હાથ કરવા માટે જ બતાવ્યું હતું તે હવે તેને સમજાયું. પોતે કાકા–કાકીના હેતની ભ્રમણામાં ભ્રમી રહી અને મામાના હેતને વિસારે પાડી દીધું તે ભૂલને લીધે હવે તેને પસ્તાવો થવા લાગ્યો. ધર્મચંદે પોતાને ત્યાં કુંદનને રાખી હતી તેમાં જ કુંદનનું હિત સમાએલું હતું એમ કુંદન જાણતી હતી; પરન્તુ પુનમચંદને ત્યાં ગયા પછી કાકા–કાકીનું કૃત્રિમ હેત જોઇને ભુલાવામાં પડતાં તે પોતાની ખરી વસ્તુસ્થિતિ સમજી શકી નહોતી તે તેની એક મોટી ભૂલ હતી એમ અત્યારે તેને જણાયું.

કુંદનને માથે આ એક મોટી આપત્તિ આવી પડી હતી. કાકાની બૂરી દાનત, તેમાં સ્વામીનો ટેકો અને પોતાની વ્હારે ધાનાર કોઈ નહિ, એવી સ્થિતિમાં તે બહુ ગભરાઇ. તે બિચારી સ્વામીનો વ્યર્થ આગ્રહ જોઇને નવાઇ પામી હતી. તે એમ સમજતી હતી કે સ્વામીએ ફારગતીપર સહી કરી આપી અને પોતે ન કરી આપવાથી સ્વામી પોતાનું અપમાન થએલું સમજે છે અને ગ્હીડાય છે; પરન્તુ તેનાપર દબાણુ થયું હતું અને પુનમચંદ શેઠના મીલકત હોઇયાં કરવાના કાવતરામાં એક રીતે કહાનદાસ જ શામીલ થયો હતો તે વાત તે બિચારી સરલ હૃદયની બાળાના સ્વપ્નમાં પણ નહોતી! પોતાની મીલકત આ પ્રમાણે ઉડી જવાથી પોતાને મોટું નુકસાન થાય તેમ હતું, છતાં સ્વામીની આજ્ઞાને અનુવર્ત-

વામાં સ્વધર્મ સમજતી તે બાળા તે નુકસાન સહન કરવાને પણું તૈયાર થઈ હતી. પણ તે પહેલાં તેણે પોતાના મામાની સલાહ લેવાનું ઉચિત માન્યું. આપત્તિના સમયમાં પોતાને ખરી સલાહ આપે તેવું કોઇ પણ પોતાનું અંતરનું સગું ધર્મચંદ સિવાય હવે તેને રહ્યું નહોતું.

બીજે દિવસે બપોરે કુંદન ધર્મચંદને ત્યાં ગઈ. ધર્મચંદે આજે કુંદનને ઘણે દિવસે જોઇ અને તેને જોતાં જ તે આનંદ પામ્યો. હસતે મ્હોંએ તે બોલ્યો; "આવ, બ્હેન, આજે તો તું ઘણે દિવસે આવી. કેમ આનંદમાં છે ને ?"

કુંદને પડી ગએલે ચહેરે ઉત્તર આપ્યોઃ "હા, મામા, આનંદમાં છું. તમારે શરીરે તો હવે સારૂં રહે છે ને ?"

"હા બ્હેન, હવે ઠીક રહે છે, પણ આજે અહીં ક્યાંથી ?" ધર્મચંદે સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"મામા ! મારે માથે એક મોટી આફત આવી પડી છે અને તે માટે હું તમારી સલાહ લેવા આવી છું." એમ કહેતાંમાં કુંદનની આંખોમાં જળ ભરાઇ આવ્યું, હૃદયમાં ગભરાટ ઉછળી આવ્યો અને તેનાથી આગળ બોલાયું નહિ.

"કેમ બ્હેન ! એવી તે શી આફત છે ? એમાં રડી જાય છે શાને? મને વાત તો કહે."

"મામા ! કાકાની કપટજાળ આજસુધી હું સમજી શકી નહિ. મારાપર આજસુધી કાકા–કાકીએ જે હેત બતાવેલું તે બધું દેખાડવાનું જ હતું તે મને આજે સમજાયું. સઘળી મીલકતના બદલામાં તે મને ફક્ત પોણોલાખ રૂપિયા આપવા માંગે છે. એમને જેમ તેમ સમજાવી મારા કાકાએ ફારગતી પર સહી પણ લીધી છે અને ગઇ કાલે પેલા ઇન્દુવદનરાય બારીસ્ટર એમને સાથે રાખીને ફારગતીપર મારી પણ સહી લેવા આવેલા."

"પણ તેં સહી કરી નથી આપીને?" ધર્મચંદે વચમાં પ્રશ્ન કર્યો.

"સહી નથી કરી પણ કર્યા વિના ચાલે તેમ નથી. એમને તેથી બહુ માઠું લાગે છે અને કહે છે કે તું મારી સહી નીચે સહી કરી આપવાની ના કહે છે તેથી મારૂં અપમાન થાય છે—લોકોમાં હું હલકો પડું છું. મામા! આવી રીતે સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિમાં હું આવી પડી છું; મારે હવે શું કરવું?"

"બ્હેન! હવે હું સમજ્યો. હું તને નહોતો કહેતો કે તારી મીલકત ઉડાવી ખાવાનું આ એક ભયંકર કાવતરૂં રચવામાં આવ્યું છે? પણ તને તો કાકા–કાકીના હેત આડે કાંઇ દેખાયું નહિ."

"હવે તે મને બધું સમજાયું. હું ભોળી છું તે અત્યારસુધી ભરમાઇ રહી. પણ હવે શું કરૂં?"

"કુંદન! હવે તો બાજી હાથમાંથી ગયા જેવું જ થયું છે. એક ત્રણ ટકાના કાનજી જેવા ગુમાસ્તા સાથે તારા કાકાએ તારૂં લગ્ન કર્યું ત્યારથી જ હું સમજી ગયો હતો કે કાનજીને પોતાના રમકડા જેવો બનાવીને એ પુનમચંદ તારી સઘળી મીલકત હોઇયાં કરી જશે; અને બન્યું પણ તેમ જ. તારા પતિએ સહી કરી આપી અને તારી સહી કરાવવા પણ તે મહેનત કરે છે! મૂર્ખો એટલુંએ સમજતો નથી કે આમાં કોનું હિત સમાએલું છે? પણ નહિ; કાનજીના હાથમાં તને ફસાવવાનું જ—"

"મામા, હવે બસ કરો. હું અહીં પતિનિંદા સાંભળવા આવી નથી. તે ગમે તેવા હોય અને મારા કાકાએ ગમે તેવું કાવતરૂં કરીને મને ફસાવી હોય પણ તે મારા પતિ છે અને હું તેમના ચરણની રજ છું; હવે એમના દોષ ગાવા અને સાંભળવા તેમાં શું સાર? આ વખતે હું તમને મારા અંતરના સગા માનીને તમારી સાચા દિલની સલાહ લેવા આવી છું માટે મને કાંઇ માર્ગ સૂઝાડો અને બીજી વાત મૂકી દો."

ધર્મચંદને કુંદનના આ શબ્દોથી કાંઇ માઠું લાગ્યું નહિ. ઉલટું તેનું મન કુંદનની અનન્ય પતિભક્તિની પ્રશંસા કરવા લાગ્યું. તેણે કહ્યું: "ભલે બ્હેન! તને ખોટું લાગતું હશે તો એ વાત હું નહિ કરૂં. આમાં હવે શું કરવું તે તો મને પણ સૂજતું નથી. પોતાનું હિત શામાં રહેલું છે તે કહાનદાસ પોતે જ સમજતા નથી પછી આપણા હાથમાં હવે શો ઉપાય રહ્યો? તું કહે તો કોઇ વકીલની સલાહ લેઇએ."

"વકીલની સલાહ લેઇને શું કરવું મામા?" કુંદન પુનઃ આંખમાં આંસુ લાવતી બોલી: "મારે કાકાની સામે ઉઠવું? બળ્યું, એવો ઝગડો કરવાનું મને તો જરાએ ગમતું નથી."

"ત્યારે બીજું શું કરીએ બ્હેન? કોર્ટે ચડ્યા વિના પુનમચંદ મીલકત દબાવી બેઠો છે તે કાઢવાનો નથી. જો કહાનદાસ આપણા પક્ષમાં રહ્યા હોત તો બાજી હાથમાં રહી લેખાત; પણ તે તો—"

કુંદન બોલી: "ત્યારે તમે એમને કાંઇક સમજાવશો?"

"ભલે, તું કહે તો હું તો તેમને સમજાવું, જો માને તો સારી વાત છે. પોતે સહી કરી છે તે પાછી ખેંચી લે, તો પછી આપણા હાથમાં કાંઇક બાજી રહેલી લેખાય."

"તો તમે આજકાલ આવશો? અમે હજી વાલકેશ્વર જ રહીએ છીએ."

"ભલે, કાલે આવીશ. સાંજે કહાનદાસ મળશે ને?"

"સાંજે નહિ મળે. સાંજે ફરવા જાય છે. રાત્રે નવ વાગ્યા પછી મળશે."

"તો ભલે રાત્રે આવીશ, અને તેમને સમજાવીશ. બ્હેન! થવાનું હશે તે થશે; એમાં બહુ ચિંતા કરીશ નહિ." ધર્મચંદે કુંદનને આશ્વાસન આપ્યું. કુંદન ત્યાંથી પોતાની મામીને મળી આવી અને પાછલા પહોરની પોતાને બંગલે પાછી ફરી.

* * * *

બંગલાના કોમ્પાઉન્ડમાં આવતાં જ કુંદને પોતાના કાકાની ગાડી જોઇ. તે સમજી ગઇ કે કાકાને ત્યાંથી કોઇક આવ્યું હોવું જોઇએ. તે ગાડીમાંથી ઉતરીને પોતાના ઓરડામાં ગઇ. વસ્ત્રો બદલાવીને તે કહાનદાસના બેસવાના ઓરડામાં જવા માટે દાદર ચડવા લાગી. થોડાં પગથીયાં ચડતાં જ તેના જાણવામાં આવ્યું કે પોતાના સ્વામી કોઇની સાથે વાત કરી રહ્યા છે! કહાનદાસનો સ્વર તો તે તુરત જ ઓળખી ગઈ અને થોડી વારે બીજા માણસનો સ્વર પણ ઓળખાયો. તે સ્વર કુંદનની કાકી માનકોર શેઠાણીનો હતો. કુંદન ઉપર નહિ જતાં પગથીયાં ઉપર જ ઊભી રહી અને વાતચીત સાંભળવા લાગી:

"પણ શેઠે મારા પર ઉપકાર કર્યો છે તેની હું ક્યાં ના કહું છું?" કહાનદાસનો સ્વર સંભળાયો.

"શેઠનો તારા પર ઉપકાર થયો છે તે તું માને છે, પણ તેનો બદલો તું શેઠને ક્યાં આપે છે? શેઠે તો એવું ધાર્યું હતું કે આ આટલી મીલકત તારા હાથમાં આવવા પામે છે તે કાંઇ પણ ન આવે અને સઘળી મીલકત અમને વગર મહેનતે પચી જાય. પણ મેં તેમ કરવાની ના કહી એટલે છેવટે પછી તારૂં ભાગ્ય ઉઘડયું."

"શેઠે શું ધાર્યું હતું?"

"તેનું તારે શું કામ છે? એ તો તારા ભલા માટે મેં તેમ ન થવા દીધું. મારા મનમાં એમ કે તું મારા પિયેરનો અને વળી મારા હાથ નીચે મોટો થયો એટલે મારે તારૂં ભલું કરવું, તેથી કરીને આ બધું થયું અને હવે તું શેઠની આજ્ઞા ન માને તો કેવું ખોટું દેખાય?"

"પણ મને કહો તો ખરા, શેઠની શી ધારણા હતી?"

"જો સાંભળ; કોઇને મ્હોંએ વાત કરીશ નહિ. કુંદનને તો આ વાત બીલકુલ તારે કહેવી જ નહિ" પગથીઆંપર ઊભેલી કુંદન કાન

સરવા કરી ઉત્કંઠ બનીને સાંભળવા લાગીઃ "જો, શેઠનો વિચાર તો કુંદનનું કાટલું જ કાઢી નાંખવાનો હતો! તેને માટે શેઠ ઝેરની શીશી પણ લાવેલા, અને રાત્રે ઉંઘમાં ઝેર ખવરાવવા જતા હતા, પણ મેં તેમને તેમ કરવા ના કહી અને તેને બદલે તારી વેરે કુંદનને પરણાવી દઇને પછી મનધારી રીતે તારી પાસે મીલકતની પહોંચ કરાવી લેવાની યુક્તિ શેઠને સુજાડી. શેઠે તે યુક્તિ કબૂલ રાખી અને તને કુંદન પાસે આગળ કરવા માંડયો. તમારાં બેનાં મન મળી ગયાં એટલે લગ્ન કરી નાંખ્યું. તેથી તારૂં કલ્યાણ થયું ખરૂં કે નહિ? પછી તારે શેઠની ધારણા પ્રમાણે કામ કરી આપવું જોઇએ. ઉપકારના બદલામાં અપકાર ન હોય. કુંદનને મેં ઝેર આપવા દીધું નહિ, તો તને તે મળી અને એ ઝેર વકીલ ઇન્દુવદનરાયની સ્ત્રીનો જીવ લેનારૂં નીવડયું."

"હેં, હેં? એ કેવી રીતે?" કહાનદાસ આશ્ચર્ય પામતો બોલ્યો. કાકીની ભયંકર વાર્તા સાંભળીને કુંદન પગથિયાંપર થર થર ધ્રુજવા લાગી.

"શેઠ કહેતા હતા કે વકીલ સાહેબ તે જ ઝેરની શીશી ઘેર લઇ ગયા હતા અને બીજે દિવસે વકીલની સ્ત્રીનું મરણ થયું હતું. બન્ને વચ્ચે કાંઇ કલહ હશે, પણ વાત કાંઇ જાણવામાં આવી નથી! પણ હવે સાંભળ—"

"શું?"

"ગમે તેમ કરીને કુંદનને ફોસલાવી, પટાવી કે ડારો બતાવીને તારે ફારગતીપર સહી કરાવી આપ્યા વિના નહિ ચાલે; અમે તારૂં આટલું ભલું કર્યું છે તો તારે અમારૂં થોડું કામ તો કરવું જોઇએ.

"હું ક્યાં ના કહું છું? હું મહેનત કરી રહ્યો છું. અર્ધીપર્ધી હા પડાવી છે, અને આજકાલ જરૂર સહી થઈ જશે. પછી—"

કહાનદાસ આગળ બોલવા જતો હતો, તેવામાં સીઢીનાં પગથિયાં

પરથી કોઇ પડી જતું હોય તેવો ધડાધડ કરતો અવાજ સાંભળવામાં આવ્યો. કહાનદાસ અને શેઠાણી દાદર તરફ ધાયાં તો તેમણે કુંદનને પડી જતી-પગથીયાંપર રડી પડતી જોઈ! બન્ને એકદમ નીચે દોડી આવ્યાં અને પાસેના ખંડમાંથી રસોઇયો પણ ચોખા વીણતો વીણતો આ આકસ્મિક અવાજ સાંભળીને દોડતો આવ્યો.

## પ્રકરણ ૫૮ મું.

### જુગારી કલબ.

ત્યારે હવે આપણે કહાનદાસની જુગારી કલબમાં જરા ડોકીયું કરીશું? મીયાં મહમદહુસેન કે જે કહાનદાસ સાથે મિત્રાચારીનો દાવો રાખતો હતો તેના મકાનમાં આ જુગારી કલબ રોજ રાત્રે મળતી. મકાનને "કોસ્મોપોલીટન કલબ" નું બોર્ડ ચોડી રાખ્યું હતું તથા કલબને શોભે તેવાં થોડાં વાદિત્રો, શેતરંજ વગેરે આનંદનાં સાધનો પણ તેમાં રાખ્યાં હતાં, પરન્તુ ત્યાં સૌને ખરૂં આનંદનું સાધન તો માત્ર ગંજીફાનાં પાનાં જ હતાં! બે ભાટિયાના છોકરાઓ, એક કહાનદાસ, એક કોઇ માધવદાસ નામનો સુધરેલો દેખાતો વાણિયો અને બે પારસી જુવાનીયાઓ તે કલબના મુખ્ય મેમ્બરો હતા. માધવદાસ કલબમાં બહુ જુગાર રમતો નહિ પણ ધીરધાર સારી પેઠે કરતો અને તેમાંથી મકાનના માલેક મહમદહુસેનને પણ કાંઇક કમિશન આપતો. કોઇ કોઇ વાર તેમાં કોઈ નવા જુગારીઓ પણ રમવાને આવતા, પણ કલબના કોઇ મુખ્ય મેમ્બરની ઓળખાણ વિના તો તેવા અજાણ્યાઓને બેસવા દેવામાં આવતા જ નહિ, કારણકે મુંબઈની ચબરાક ડિટેકટીવ પોલીસની બીક સૌના હૃદયમાં એકસરખી વસી ગઇ હતી.

રાત્રિના આઠ વાગ્યા. કહાનદાસ કલબમાં દાખલ થયો. આજે સાંજે કુંદન દાદરપરથી પડી ગઇ હતી અને જોકે તેને બહુ વાગ્યું નહોતું, તોપણ તે અસ્વસ્થ તો હતી; છતાં તેને બંગલામાં જ પડી રહેવા દઇને કહાનદાસને કલબમાં બે દાવ ખેલી આવ્યા વિના ચેન પડયું નહિ. "હું જરા ફરી આવું, પાછો વ્હેલો આવીશ" એવું બ્હાનું કાઢીને અને કુંદનની પાસે સારવારમાં એક ચાકરડીને મૂકીને તે કલબમાં દોડી આવ્યો હતો. તે કલબમાં દાખલ થયો તો આજે તેના જોવામાં કાંઇ નવીન જ પ્રકાર આવ્યો. કોઇ અજાણી પણ સભ્ય દેખાતી રમણી એક ખુરશીમાં બેઠી હતી અને માધવદાસ ચીરૂટ પીતો તેની સાથે કાંઇ ધીમી વાતચીત કરી રહ્યો હતો. કહાનદાસ આવતાં જ માધવદાસ તેની સામે જોઇને બોલ્યો: "ઓહ મીસ્તર કહાનદાસ! આજ તો તમે પણ મારી પેંઠે વહેલા જ આવી પહોંચ્યા જણાઓ છો ને શું?"

"જી હા; આજે ઘેર વ્હેલાં પાછાં જવું છે એટલે આવ્યો છું પણ વ્હેલો." કહાનદાસે કહ્યું.

"વેલ." માધવદાસ બોલ્યો: "આજે તો હું અને વાઇફ ફરવા ગયાં હતાં, ત્યાં એમ જ થઇ આવ્યું કે ચાલ આજે તો સજોડે કલબમાં જઇએ અને વાઇફને પણ બધા મિત્રોની ઓળખાણ કરાવીએ."

"એમ કે? તમારાં પત્નીને આજે મેં પહેલવહેલાં જ જોયાં. સ્ત્રીઓએ પણ હવે પુરૂષોની કલબમાં જોડાતાં શીખવું જોઇએ હો!"

"આજે આપણે શરૂઆત કરી છે; પણ તમારા જેવા શેઠ સાહેબો એ રવૈયો ક્યાં ચાલુ રાખે છે? આપણે સઘળા મિત્રો છીએ તો શામાટે સ્ત્રીઓ પણ માંહોમાંહે બ્હેનપણીઓ ન બને?" માધવદાસે એક દલીલ કરી.

"ખરૂં છે; પણ......મી. માધવદાસ! સ્ત્રીઓ આપણી રમત જુએ તો..." કહાનદાસ અચકાતો અચકાતો બોલ્યો.

માધવદાસ બોલી ઉઠયો: "નહિ, નહિ, એમ તો તે દિવસે આપણી રમત બંધ રાખીએ; એમાં કાંઇ ફીકર નહિ! તમે વાઇફથી ડરતા હશો, પણ અમારે કાંઇ જ ડરવાનું નહિ. એને પણ જાતે દાવ ખેલવાનો કાંઇ ઓછો શોખ નથી."

"શોખ હોય તે તો ખેલે, પણ તેની વિરૂદ્ધ હોય તે તો સ્વામીને ખેલતા જોઇને લઢવાડ કર્યા વિના ન રહે, એટલે મેં એમ કહ્યું; ઠીક છે, કાલે તમારાં વાઈફ આવશે? હું પણ એને તેડતો આવીશ."

"ઓહ યસ, અને પેસ્તનશા પણ એમની શીરીનને તેડતા આવે એમ હું આજે તેમને કહીશ; પણ શેઠજી! તમે હમણાં ભરણું બીલકુલ કરતા નથી. પંદર દિવસથી વાયદા કર્યે જાઓ છો અને બીજી બાજુએ રકમ મોટી થતી જાય છે."

"તે ખરૂં, પણ હું શું કરૂં? હાથમાં મીલકત આવે એટલી જ વાર છે. ફારકતીપર વાઇફની સહી થશે એટલે તુરત જ—"

"પણ એમ તે કાંઈ ચાલે? મારે પણ રૂપિયાની જરૂર હોય કે નહિ? સત્તર હજારસુધી રકમ પહોંચવા આવી છે અને તે ઉપર વ્યાજ પણ ચડયું હશે. કહાનદાસ શેઠ! કોથળો બહુ ભારે થતો જાય છે હોં!"

"તે મારા ધ્યાનમાં છે, પણ બીજો કાંઇ ઉપાય નથી."

"કેમ ઉપાય નથી? ઐરીનાં ઘરેણાં છે કે નહિ? વળી કાંઇ દાવ જીતો એટલે ઘરેણાં છોડાવી જજો; પણ અંગ ઉધારે બહુ મોટી રકમ ન ધીરી શકાય તે તો તમે જાણુતા હશો."

"ઠીક છે; એકાદ બે દિવસ રાહ જુઓ; જો બનશે તો તમારી રકમ ભરી દઇશ; અને નહિતો પછી તમે સૂચવ્યું તેમ કરીશ." આ વાત ચાલતી હતી, તેવામાં પેસ્તનશા આવી પહોંચ્યા. માધવદાસે તેને પોતાની વાઇફ સાથે ઇન્ટ્રોડકશન (ઓળખાણ) કરાવ્યું. કહાનદાસની પેઠે

તેને પણ માધવદાસે કલબમાં પોતાની સ્ત્રીઓને દાખલ કરવાની સૂચના કરી. પેસ્તનશાએ તે સૂચના કબૂલ રાખી. મહમદહુસેન મકાનનું દ્વાર બંધ કરી આવ્યો અને રવેસમાં તપાસ રાખતો બેઠો. એટલે પેસ્તનશા અને કહાનદાસ દાવ ખેલવા લાગ્યા. થોડી વારે માધવદાસની સ્ત્રી પણ તેમાં ભળી. તે એક ઘણી ચાલાક રમણી જણાઇ. જુગાર ખેલવાનો તેને સારો અનુભવ હોય તેમ જણાયું, પરન્તુ એક કલાકમાં તે બે હજાર રૂપિયા ગુમાવી બેઠી અને કહાનદાસ પંદરસો રૂપિયા જીતી ગયો. તેણે તે રૂપિયા માધવદાસને જ તેના લ્હેણા પેટે ભરી આપ્યા અને ઘેર વ્હેલા જવાનું સાંભરી આવવાથી આજે તેને દુઃખ સાથે કલબને મધરાત પહેલાં છોડી જવાની જરૂર પડી!

## પ્રકરણ ૫૯ મું.

### એક છટકું!

બિચારી કુંદન! માનકોર શેઠાણીએ કહાનદાસને જે ભયંકર વાત કહી હતી તે સાંભળ્યા પછી તે તો કેવળ બ્હાવરી જ બની ગઇ હતી અને તેથી જ સીઢીનાં પગથિયાંપર ચક્કર આવી જતાં તે પડી ગઇ હતી! “ઓહ! આ મારાં હિતસ્વી કાકા-કાકી કે જે મારી મીલકત પચાવી પાડવાને મને ઝેર આપવાને તૈયાર થયાં હતાં!! અને મારૂં લગ્ન કરવામાં પણ તેમણે તે જ સ્વાર્થ રાખેલો છે! ઓ પ્રભુ! આ ઘાતકી હૃદયનાં કસાઇઓના હાથમાં તેં મને ક્યાંથી સોંપી? અરેરે! સ્વામી પણ તેમના જ હાથનું રમકડું બનીને બેઠા છે! પણ તેમાં તેમનો શો વાંક? તેમને તો આ સઘળી મિલકત તે કસાઇઓની કૃપાથી જ મળી છે; પણ નાથ! ઓ મારા વ્હાલા નાથ! જરા તો વિચાર કરો કે હવે આપણે એક બન્યાં

છીએ! મારા સ્વાર્થમાં જ તમારો પણ સ્વાર્થ રહેલો છે! શું મારા હિત કરતાં તમને તે કસાઇની વધારે શરમ લાગે છે?" એવા એવા વિચાર કરતી તે દાદરપરથી બેભાન અવસ્થામાં નીચે પડી. સૌ દોડી આવ્યાં. તેને પલંગમાં સુવાડીને શીતળ ઉપચારો કરવામાં આવ્યા, એટલે તે જરા ભાનમાં આવી. એક હાથ જરા મરડાયો હતો, તે વિના તેને બીજી કશી ઇજા થઇ નહોતી. માનકોર શેઠાણીએ પૂછ્યું: "બ્હેન! તું એમ એકાએક શાથી પડી ગઇ?"

તે સુકુમાર હૃદય અંતરમાં તો એમ પોકારી રહ્યું હતું કે "હા, દુષ્ટ કાકી! હાથમાં છરીવાળા કસાઇને પોતાની આંખો સામે ઊભો રહેલો જોઇને એક ગાય શું થરથર કમ્પી ન ઉઠે?" પણ તેનાથી એવો કાંઇ આકરો ઉત્તર આપવાનું બની શક્યું નહિ! તે બોલી: "કાકી! સીઢીપર ચડતાં સાડીમાં પગ ભરાયો એટલે પડી ગઈ." અને તે વાત એટલેથી અટકી.

રાત્રે દાક્તરને બોલાવવામાં આવ્યો અને તે પીવાની તથા હાથે ચોળવાની દવા આપીને ગયો. શેઠાણી તો સાંજે જ ઘર તરફ પાછાં ફર્યાં હતાં. શેઠાણીની વાત સાંભળવામાં આવ્યા પછી કુંદનનું ચિત્ત વિશેષ ઉદ્વિગ્ન થયું હતું. મામાના શબ્દોની સત્યતા એના અંતરમાં વધારે ને વધારે દૃઢ થતી જતી હતી અને તે અત્યારે જ સમજી કે કાકાના ઘરમાં અત્યારસુધી પોતે જે સુખને સ્વર્ગીય સુખ સમજતી હતી તે વસ્તુતઃ નરકનું જ દુઃખ હતું. પોતાના હાથમાં રમકડારૂપ થાય તેવા પતિને પરણાવવાનો જ તેમનો ઇરાદો હતો એમ હવે કુંદન સ્પષ્ટ રીતે સમજી શકી; છતાં પતિ તરફ તે કાંઇ તિરસ્કાર ભાવ ધરાવતી ન થતાં તેના મૂળરૂપ પુનમચંદ શેઠ અને માનકોર શેઠાણી ઉપર જ તેને અતુલ તિરસ્કાર પેદા થયો હતો.

બીજે દિવસે રાત્રે ધર્મચંદ આવનાર હતો અને તે કહાનદાસને કાંઈક શિખામણ આપવાનો હતો એટલે કુંદને સ્વામીને કાંઇ પણ કહેવાનું ઉચિત માન્યું નહિ, તેમ જ પોતાના અંતરમાં થએલું દુઃખ પણ તેણે કળાવા દીધું નહિ. બીજા દિવસની સાંજ પડી એટલે જમી કરીને કુંદન પાસે આવતાં કહાનદાસ બોલ્યોઃ “વ્હાલી! બે દિવસથી તું ફરવા ગઇ નથી, અને જો તો! તારૂં વદન કેવું નિસ્તેજ બની ગયું છે! અંધારાવાળા ઓરડામાં ગુલાબના છોડને ગોંધી રાખવાથી જેમ તે કરમાઇ જાય છે તેવી જ રીતે ફરવા ગયા વિના તારૂં વદન કરમાઇ ગયું હોય તેમ મને ભાસે છે; માટે ચાલ, આજે તો મારી સાથે. બે દિવસથી તું આટલી શોકાતુર કેમ જણાય છે?”

“એ તો અમસ્થી, આજ તો કાંઇ હાથે પણ દુઃખતું નથી. છતાં મારો સ્વભાવ જ કાંઇ ઉદાસીન હોય તેમ મને લાગે છે.”

“નહિ, નહિ, તેવું કાંઇ નથી. ફારકતીના કારણથી તારૂં મન ઉદાસ હોય તેમ મને લાગે છે. એ તો હવે જેમ થવાનું હશે તેમ થશે, એ બાબત ચિંતા ન કરવી. ચાલ, ફરવા આવે છે?!”

“હા આવું છું; પણ વહેલાં પાછાં ફરવું પડશે.”

“હા, તેમ કરીશું.” એમ કહી કહાનદાસે ગાડી જોડવાની નોકરને વરદી આપી. બન્ને તેમાં બિરાજ્યાં અને ફરવા ચાલ્યાં. રાત્રિના આઠ વાગ્યાસુધી ખુલ્લી હવામાં ફર્યા પછી કહાનદાસે કુંદનને પોતાની કલબમાં આવવા આગ્રહ કર્યો. મોડું થવાની બ્હીકથી કુંદને બહુએ ના કહી પણ કહાનદાસ પોતાના મિત્રોમાં અને મિત્રપત્નીઓમાં તેની ઓળખાણ કરાવવાના ઉમળકાથી વધારે આગ્રહ કરીને તેને પોતાની કલબમાં ખેંચી ગયો.

કલબમાં તો મી. માધવદાસ પોતાની પ્રિયતમા સાથે અને મી. પે-

સ્તનશા. પોતાની બીલવેડ શીરીનની સાથે બેઠેલા અને ટોળટપ્પા કરવામાં પડેલા ! એવામાં કહાનદાસ અને કુંદન પણ જઇ પહોંચ્યાં. માધવદાસે કુંદનની સાથે સર્વની ઓળખાણ કરાવી અને પછી સૌ મધુરૂં મધુરૂં હસતાં એક બીજાની સામે મ્હોં કરીને બેઠાં. અજાણ્યા પુરૂષોની સાથે હાથ મેળવતાં, પહેલવહેલાં તો કુંદન જરા અચકાઇ, પરન્તુ એવી રીતે સ્વામીના મિત્રોનું અપમાન થવાથી પોતાની સભ્યતામાં ખામી આવેલી લેખાશે એવા ભયથી તેણે સંકોચપૂર્વક હસ્તમિલાપ કર્યો. પછી સૌ ગપ્પાં સપ્પાં મારતા બેઠાં. કુંદન એક અતડા માણસની પેઠે મુંગી જ બેસી રહી, પરન્તુ કહાનદાસ તો સૌની સાથે છૂટથી વાતચીત કરતો હતો. એટલામાં નવ વાગ્યા.

"એ લો ! મીસ્તર માધવદાસ ! નવ તો વાજી ગયા દેખું અને હમુને તો હજી નાટકમાં જવાનુંચ; સીત્સ રીઝર્વ કરેલીચ." એમ કહી પેસ્તનશા ઉઠયો અને શીરીન પણ તેની સાથે ચાલતી થઇ.

જ્યાં કહાનદાસ ઉઠવાનું કરે છે એવામાં ઓરડામાં બળતો દીવો એકાએક બુઝાઇ ગયો અને અંધકારમાં કોઇ કહાનદાસને ત્યાંથી ખેંચી ગયું ! એટલામાં કુંદન પણ બૂમ પાડવા લાગી કારણકે કોઇ બે જણાઓ તેને પકડીને તેનું મ્હોં બાંધી લેતા હતા ! આ ધમપછાડ અંધકારમાં ને અંધકારમાં જ પાંચેક મિનિટ સુધી ચાલી. પછી સઘળે શાંતિ ફેલાઇ રહી. બૂમો પાડી પાડીને થાકેલા કહાનદાસે પોતાના ગજવામાંથી દીવાસળી કાઢી અને સળગાવી તો જણાયું કે આખા મકાનમાં કોઇ જ નહોતું ! માધવદાસ, તેની સ્ત્રી, કુંદન કે મહમદહુસેન કોઇ જ ત્યાં નહોતું અને માત્ર થોડું ફરનીચર જ જ્યાં ત્યાં અથડાઇ પડેલું જોવામાં આવતું હતું ! બદમાશો બિચારી કુંદનને ઉપાડી ગયા અને આ દુષ્ટ હેતુથી જ હરામખોર માધવદાસે સ્ત્રીને તેડતા આવવાનું સૂચવેલું એમ હવે કહાનદાસના

સમજવામાં આવ્યું ! મુંબઇની પોલિસના છટકામાં નહિ સપડાનાર છેવટે એક સોનેરી ટોળીવાળાના છટકામાં સપડાઈ ગયો અને ગભરાતો, રોતો તથા પસ્તાવો કરતો ગાડીમાં જ બેસીને બંગલે પાછો ફર્યો !

પણ બિચારી કુંદન ક્યાં ?

## પ્રકરણ ૫૭ મું.

### દુ:શીલ ઇન્દુ !

વાચક ! ઇન્દુવદનરાયનો સ્વભાવ હવે તો બહુ જ બ્હેકી ગયો છે ! કારણ ખુલ્લું જ છે. આવક સારી, ખટપટીયા બેરીસ્ટર તરીકે નામ પણ સારૂં અને ગુમાસ્તા ગિરિજાશંકરને આવકમાંથી નીમે હિસ્સો આપવો પડતો હતો તથા ડાક્તર દુબલાજીને પણ ગજવું ભરીને ગીનીઓ આપવી પડી હતી, છતાં કમાણી એટલી મોટી હતી કે બેરીસ્ટર પાસે એ પૈસાનો સારી પેઠે જીવ થયો હતો. લક્ષ્મી મદ કરાવનારી હોય છે એ કાંઇ અસત્ય નથી. ઇન્દુ પાસે પિતાની મીલકત તો હતી જ તેમાં વળી પોતાની કમાઈ સારી જાગી એટલે પછી શી ન્યૂનતા રહી ? રૂક્મિણીનું મરણ થયા પછી બેરીસ્ટર સાહેબનું ચિત્ત ચકડોળે ચડયું હતું. બીજું લગ્ન કરવાનો, વિચાર તેમને બહુ થયાં કરતો હતો, પરન્તુ મૂળ સુધરેલામાં ખપતા હોવાથી લગ્નને માટે વાજબી બ્હાનું મળ્યા વિના કાંઇ કરી શકાતું નહિ. સીતાકુમારીને ઝટપટ પરણાવી દેવાય તો ઘર 'સૂનું' અને 'રેઢું' રહેવાના બ્હાના હેઠળ બીજું લગ્ન તુરતમાં કરી શકાય એમ ઇન્દુ માનતો હતો. વિશ્વમોહનરાયના પુત્ર સન્મુખને તેણે સીતાને યોગ્ય ગણીને પસંદ કરી રાખ્યો હતો; પરન્તુ તે ચોકઠું બેસતું હતું તેવામાં રૂક્મિણીએ અંતરાય નાંખવાથી વાત અટકી હતી.

આજે ઇન્દુવદનરાયે આશ્ચર્ય સાથે જાણ્યું હતું કે વિશ્વમોહનરાયે ખરા પ્રભાકરનો પત્તો મેળવ્યો હતો અને તેના પિતાનો વારસો દોલતરાય પાસેથી મેળવવા માટે તેણે પૂરતા સાક્ષીઓ સાથે કોર્ટમાં દાવો નોંધાવ્યો હતો ! આ ખબર સાંભળતાં જ ઇન્દુ નરમ બની ગયો. જો સીતા આ વાત જાણશે તો તે જરૂર પ્રભાકરને જ પરણવાની હઠ લેશે એમ તેણે ધાર્યું. તેની પોતાની ઇચ્છા હવે પ્રભાકર વેરે સીતાને પરણાવવાની નહોતી જ. તેટલા માટે તો રૂકિમણીનો ઘાત કરવામાં આવ્યો હતો અને હવે તે લગ્ન ઈન્દુ પોતાને હાથે કરે એવો તે સ્વમાન ગુમાવે તેવો નહોતો. આથી તેણે વિશ્વમોહનરાયને એક પત્ર લખ્યો. તેમાં નીચે મુજબ લખ્યું.

" રા. રા. વિશ્વમોહનરાય અનંતરાય.

" સાહેબજી—

" આજે મારા સાંભળવામાં એવો ગપાટો આવ્યો છે કે તમે કોઇ ગાંડા છોકરાને શોધી કાઢ્યો છે અને તેના ઉપર વિશ્વાસ રાખીને તમે તેને 'પ્રભાકર' માનો છો, પરન્તુ વસ્તુતઃ પ્રભાકર મરી જ ગયો છે અને તે છોકરો કોઇ સરખા નામ નિશાનવાળો જ તમને મળી ગયો હોય તેમ લાગે છે. મેં આજસુધીમાં બહુ બહુ તપાસ કરી હતી છતાં તે મળી શક્યો નથી અને જ્યાંથી અને ત્યાંથી તેના મરણના જ સમાચાર મને મળતા રહ્યા છે; માટે તમે તે ગાંડા છોકરાના તથા તેના મળતીઆ બીજાઓના શબ્દો ઉપર આધાર રાખીને ભ્રમિત થશો નહિ.

" તમે જાણો છો કે મારી પુત્રી સીતાકુમારીને તમારા પુત્ર સન્મુખરાય વેરે આપવાનો મારો વિચાર છે. તમે સીતાને જોઇ ગયા છો. મારી સ્ત્રીની એક દલીલને અનુસરીને તમે તે વખતે વેવીશાળનું વચન આપતા અટકી ગયા હતા. અત્યારે એ બિચારી સ્વર્ગમાં બેઠી છે પણ મારી સીતાની ઇચ્છા તો મારી મરજીને ખાસ કરીને અનુસરતી જ છે.

તો તે વેવીશાળ તમે કબૂલ રાખશો એવી હું આશા રાખું છું. તમે જાણો છો કે મને મારી આંખોના રત્નરૂપ એક સીતા જ છે અને તેથી ભવિષ્યમાં મારી સઘળી મીલકત તે પુત્રીની અને તેના ભાવી પતિની જ છે. બીજા લગ્નની મને ઇચ્છા નથી. આ પ્રમાણે આપના પુત્રને માટે આ લગ્ન એક અસાધારણ લાભરૂપ છે. હું ધારૂં છું કે કોઇ અજાણ્યા છોકરાને પ્રભાકર ઠરાવી બેસાડવાના પ્રયત્નમાં હવે તમે પડશો નહિ. તેમાં તમને કેટલો મોટો ગેરલાભ રહેલો છે તે તમે સમજી શકો છો. મૂળે મારા પિતાએ પ્રભાકર વેરે સીતાનું વેવીશાળ કરેલું હતું તે તમે જાણો છો અને સન્મુખ વેરે વેવીશાળ કરવા માટે પ્રભાકરનું જીવન ન હોય તેમાં જ તમારો અને તમારા પુત્રનો લાભ સમાએલો છે. આજે મને વખત નથી. હવે પછી હું તમને રૂબરૂમાં મળી આ બાબત વાતચીત કરવા ઇચ્છું છું.

"લી. આપનું ભલું ઇચ્છનાર
"ઇન્દુવદનરાય."

પોતાના લાભને માટે વિશ્વમોહનરાય પ્રભાકર માટેની લડત છોડી દેશે એવી ધારણાથી ઇન્દુએ તેમના પર આ પત્ર લખ્યો હતો.

આજે રવિવારનો દિવસ હતો, છતાં ઇન્દુને ફુરસદ નહોતી! કાંઇ એમ નહોતું કે કેસના કાગળીયા તપાસવાના હતા; પણ કેટલાક માસથી વકીલ સાહેબ એક નવે માર્ગે ચડયા હતા! ધનના મદે, પુનમચંદ શેઠની સંગતે અને મુંબઇની મોજશોખવાળી જીંદગીએ તેમને એ માર્ગે ચડાવ્યા હતા, એમ કહીએ તો ખોટું લેખાય નહિ. હાલમાં થોડા વખતથી ઇન્દુને દરેક રવિવાર માટુંગા ખાતે ગાળવાની ટેવ પડી હતી. માટુંગામાં એક ગોવાનીઝ સ્ત્રી પચીશેક વર્ષની વયની ને માસિક સો રૂપિયાનો પગાર આપીને તેણે "શ્રમપરિહાર" ને માટે રાખી હતી. માસિક સો રૂપિયાના

પગારનું તો માત્ર નામ જ હતું: ખરી રીતે બસો–ત્રણસો રૂપિયા ઉડી જતા હતા. આ દુરાચરણની સાથે મદ્યપાનને આવતાં જરા પણ વાર લાગી નહોતી અને તે પાછળનું ખર્ચ પણ કાંઇ નાનું સૂનું નહોતું ! દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં !

બપોરે જમીને સીતાને " આજે રાત હું માટુંગામાં ગાળીશ " એમ કહી, ગિરિજાશંકરને જરૂરજોગી સૂચનાઓ કરી, સોમવારે નીકળવાના કેસોના કાગળીઆ તૈયાર કરી રાખવાની વરદી આપી વકીલ સાહેબ માટુંગા તરફ " પરસ્તાનનું સુખ " ભોગવવાને વિદાય થયા.

---

## પ્રકરણ ૬૧ મું.

---

### " મરે અસીલ ને ફૂટે કોર્ટ ! "

બેરીસ્ટર સાહેબની શ્રમપરિહારિણી ગોવાનીઝ બાનુનું સ્વજાતીય નામ તો ગમે તે હોય પણ અત્યારે તો તેણે ' પ્રિયબાલા ' નું મધુર અને મનોહર નામ ધારણ કર્યું હતું. વળી ઇન્દુની રૂચિને અનુસરીને તે વેશ પણ ગુજરાતી સ્ત્રીના સરખો જ પહેરતી, છતાં પગમાં મોજાં, હાથમાં ગ્લવ્ઝ, શરીરે ' સ્ટોકીનેટ ' નું આખું ફ્રાક એ તો સઘળું સાધારણ જ હતું. પ્રિયબાલા ગુજરાતી સારૂં બોલી શકતી અને થોડું અંગ્રેજી પણ જાણતી. તેની મધુરી ગુજરાતી વાણી ઇન્દુને બહુ જ આનંદપ્રદ થઇ પડતી હતી અને થોડા વખતથી તો તે થોડાં ગુજરાતી ગાયનો પણ ગાતાં શીખી હતી જે સાંભળતી વખતે ઇન્દુને એમ ભાન થતું કે પોતે પરસ્તાનની પરીનો મધુર સરોદ સાંભળી રહ્યો છે ! પ્રિયબાલા વયમાં પચીશેક વર્ષની હતી પણ શરીરે નાજુક અને કુટડી હતી. તેને ભાગ્યે જ ૧૮ કરતાં વધારે વયની કોઇ અનુમાની શકે. બહુધા ઇન્દુ અહીં રવિવારને દિવસે જ

આવતો; અને નહિતો કોઇ વાર કાંઇ કામકાજનો બોજો ઓછો હોય તો એકાદ દિવસ ગાળી જતો. બાકીના બધા દિવસો પ્રિયબાલા એકલી જ રહેતી. રસોઇ કરનારી અને ચાકરડી તરીકે પોતાના દેશની જ બે બાઇઓને તેણે રાખી લીધી હતી અને તેમનું ખર્ચ પણ સ્વાભાવિક રીતે ઈન્દુને જ આપવું પડતું.

પ્રિયબાલાના સમાગમથી ઈન્દુ દુઃશીલ બન્યો હતો એટલું જ નહિ પણ દારૂની લતે પણ ચડયો હતો. દારૂનું કાંઇ વ્યસન તેને પડયું નહોતું, પરન્તુ અહીં શ્રમપરિહારાર્થે તે આવતો તે દિવસે તો તેમાં જ તે મસ્ત રહેતો. બપોરે આવતાં જ પ્રિયબાલાના હાથની પ્યાલીની તેનાથી ના પડાઇ નહિ. માત્ર એક જ પ્યાલી તેને માટે બસ હતી. તે વસ્ત્રો ઉતારીને માત્ર એક બદનભેર ‘ સોફા ’ પર પડયો અને પ્રિયબાલા આછા જાંબલી રંગની સાડી પહેરીને હાર્મોનિયમપર બેઠી ! ધીમે ધીમે મધુરતા જામતી ગઇ. ઇન્દુ તાનમાં ડોલવા લાગ્યો અને તેના અંગમાં અણુએ અણુએ આનંદ વ્યાપી રહ્યો ! આ આનંદનિમગ્નતામાં તેને નિદ્રિત થતાં કાંઇ જ વાર લાગી નહિ. બપોરનો સુઇ ગએલો તે સાંજે પાંચ વાગ્યે ઉઠયો. આસપાસ નજર કરતાં પ્રિયબાલા કયાંય જણાઇ નહિ. બાજુના ઓરડાનું દ્વાર બંધ હતું પણ દ્વારના છેવટના ઉપરના ભાગમાં કાચ હતો તેમાં તેણે નજર કરી તો તે ઓરડામાં પણ પ્રિયબાલા દેખાઇ નહિ; પણ હા ! કોઇ સુંદરી તે ઓરડામાં સુતેલી તેની નજરે ચડી આવી. આસપાસમાં ખુરશીઓ, સોફા, પલંગ વગેરે પડેલું હોવા છતાં તે સુંદરી નીચે જાજમપર જ સૂઇ રહી હતી, તે જોઇને ઈન્દુને નવાઇ લાગી ! ખરેખર તે પ્રિયબાલા તો નહોતી જ; પણ ત્યારે તે અજાણી રમણી આ ઘરમાં કોણ હશે અને કયાંથી આવી હશે તે જાણવાને ઇન્દુનું દિલ ઉત્સુક થયા વિના રહ્યું નહિ. તેણે ચાકરડીને હાક મારી અને તે આવી પહોંચે તે

પહેલાં તો પ્રિયબાલા પોતે જ પ્રિયતમની સેવામાં રજુ થઇ.

"સાંજ પડી ગઇ ખરૂં ? જરા લેમન મંગાવ. હમણાં તાપ બહુ સખ્ત પડે છે." ઇન્દુએ આંખો ચોળતાં કહ્યું.

"વારૂ; કહો આજે સાંજે શું જમશો ?" પ્રિયબાલાએ પ્રશ્ન કર્યો.

"જમવાની વાત પછી; પણ એક વાર મારી શંકાનો ખુલાસો કર. આ પાસેના ઓરડામાં કોઈ સ્ત્રી સૂતેલી જણાય છે તે કોણ છે ?"

પ્રિયબાલા તે પ્રશ્ન સાંભળીને હસી પડીને બોલીઃ "ઓહો! તમે તેને જોઇ ગયા કે શું? મેં ઘણીએ છુપાવી પણ તેમાં કાંઇ ન વળ્યું."

"પણ કહે તો, તે કોણ છે ?"

"તે એક બહુ મજેની દેખાવડી છોકરી છે. કોઇ ખાનદાન કુટુંબની છોકરી જણાય છે. તેના ઉપર મેં દશ હજાર રૂપિયા આપ્યા છે. આવતી કાલસુધીમાં તે માણુસ મારી રકમ મને આપીને છોડાવી જાય તો ભલે, નહિતો તેને હરકોઇ કીંમતે વેચી દેવાનો મને હક્ક છે." પ્રિયબાલાએ ખુલાસો કર્યો.

"હેં હેં, આ તું શું કહે છે ? શું તું આવું છોકરીઓ વેચવાનું કામ કરે છે ? કોઈ વાર કાયદાની ચુંગાલમાં ફસાઇ જઇશ."

પ્રિયબાલા હાસ્ય કરતી બોલીઃ "એ તો તમારા જેવા જેઓ કાયદો જાણુતા હોય તેઓ કાયદાથી ડરે; અમે ન ડરીએ; જુઓ તો હું તેના પંદર હજાર રૂપિયા સહેલાઇથી ઉપજાવી લઇશ. મુંબઇમાં એવી છોકરીઓ ખરીદનારાઓનો તોટો નથી. બંગાળામાં તો વળી બહુ જ મોટી કીંમત ઉપજે છે."

"પણ તે છોકરીનું મને જરા દર્શન તો કરાવ." ઇન્દુએ કહ્યું.

"દર્શન કરાવીશ અને વળી તેને તમારી સેવામાંએ રજુ કરીશ; પણ આજનો દિવસ જવા દો. હજી તે છોકરી પોતાનાં સગાં વહાલાં-

ઓને વિસરી શકી નથી અને તેથી બહુ રડે છે. માટે આવતી કાલે અહીં જ રોકાઇ જાઓ. ”

વિષયપિપાસુ ઇન્દુની દાઢ ડળકી! તેણે એક દિવસ વધુ રોકાવાનું કબૂલ કર્યું અને ગિરિજાશંકરને એક પત્ર લખી કાઢ્યો કે "હું સોમવારે આવીશ નહિ, માટે સોમવારના કેસો હોય તે સઘળાને માટે મુદત પડાવજો. મારી તબીયત નાદુરસ્ત હોવાનું કોર્ટને જાહેર કરજો. ”

બીજો દિવસ થયો અને દશેક વાગ્યા, એવામાં તો ગિરિજાશંકર પોતાની સાથે ત્રણ અસીલોને લેઇને મારુંગે ઇન્દુ પાસે આવી પહોંચ્યો! તેમને જોતાં જ ઇન્દુ ચ્હીડાયો. પાસે પ્રિયબાલા બેઠી હતી તેને ઇન્દુએ ઇશારો કર્યો એટલે તે ખસી ગઇ. અસીલોને બહાર બેસાડીને ગિરિજાશંકર ઇન્દુ પાસે દિવાનખાનામાં આવ્યો. ઇન્દુએ ચ્હીડાતાં કહ્યુંઃ "ગિરિજાશંકર! તમે પણ કેવા મૂર્ખા જેવા છો કે અસીલોને લઇને અહીં આવ્યા છો? ”

"પણ સાહેબ! હું શું કરૂં? થુ! આજે બહુ અગત્યના કેસો છે અને આપને હાજરી આપ્યા વિના ચાલે તેમ નથી. આ ગુસ્તાદજી ગોળવાળાનો કેસ આપ આજે ન આવો તો કેવળ માર્યો જાય તેમ છે. થુ! કમળશી કીકાણીપર તો ગઇ મુદતે જ મેજીસ્ટ્રેટ ચીડાયા હતા. આ મુદતે આપ હાજર નહિ રહો તો મેજીસ્ટ્રેટ ખરચ સીખે મુકર્દમો કાઢી નાંખશે. અસીલો મારૂં કાળજું ખાતા હોય પછી હું અહીં ન આવું ત્યારે શું કરૂં? હાક, થુ! ”

"અરે, મરે અસીલ અને ફૂટે કોર્ટ! જાઓ, જાઓ, હું નથી આવતો. ” ઇન્દુએ માથું પકવી નાંખે તેવું ગિરિજાશંકરનું ભાષણ સાંભળીને ઉત્તર આપ્યો.

"પણ સાહેબ! અસીલોને નુકસાન થાય તેનો તો વિચાર કરવો કે નહિ? ”

"બિલકુલ નહિ; તેમની મરજીમાં આવે તો ભલે બીજો વકીલ કરી લે; મને તેમના બાપની પરવા નથી; હવે તમે અહીંથી ઝટપટ જતા રહો. અસીલોને પણ મારી પાસે લાવ્યા વિના અહીંથી પાછા લેઈ જાઓ."

"અત્યારે કોર્ટનો વખત થવા આવ્યો અને તેઓ બિચારા બીજો વકીલ શી રીતે કરી શકશે? થુ!"

"ન કરે તો દરિયો કાંઇ દૂર નથી! તેમાં પડીને મરી જાય! મને કાંઇ સ્નાન સૂતક નહિ આવે." એમ કહેતો ઇન્દુ ત્યાંથી ઉઠીને બીજા ઓરડામાં ચાલ્યો ગયો. ગિરિજાશંકર તથા બિચારા અસીલોને વ્હીલે મ્હોંએ પાછા ફરવું પડયું!

---

## પ્રકરણ ૬૨ મું.

---

### તે બાળા કોણ?

આજે સોમવાર છે. રાત્રિ પડી છે. કોર્ટમાં અસીલોનું અને તેમના મુકદ્દમાઓનું ગમે તે થયું હોય, પણ અહીં માટુંગાના મનોહર મહેલમાં બેરીસ્ટર સાહેબ તો છાંટોપાણી ચડાવીને રંગરાગમાં પડ્યા છે! ફીડલના મધુરા નાદમાં પ્રિયબાલાનો શ્રવણપ્રિય સ્વર વાધે છે અને આનંદની રેલ ચડે છે! ઘરમાં કામકાજ કરતા નોકર ચાકરો પણ બે ઘડી થંભી જાય અને બાજુએથી પસાર થતા લોકો પણ ક્ષણભર ઊભા રહી જવાને ઇચ્છે એટલી મધુરતા આસપાસ જામી રહી છે. પછી ઇન્દુવદનરાયને તેથી આનંદ ઉપજે તેમાં શું આશ્ચર્ય છે!

દશેક વાગ્યા. વાદ્ય–ગાન ઉભય બંધ થયાં. ઇન્દુ પેલી નવી રમણીની ભેટ લેવા આતુર થઈ રહ્યો હતો, તે પ્રિયબાલા કળી ગઇ હતી. તેની આતુરતા સ્વાભાવિક જ હતી. તેટલામાટે તો તે આખો દિવસ રોકાયો

હતો અને વળી બે દિવસસુધી ત્યાં રહ્યા છતાં પ્રિયબાલાએ તે સુંદર બાળાનું દર્શન પણ ઇન્દુને કરવા દીધું નહોતું. "બસ હવે એ ગાન બંધ કર" એવા ઇન્દુના વારંવાર આગ્રહથી તેની આતુરતાને સમજી લેવાનું કાંઇ મુસ્કેલ નહોતું. પ્રિયબાલા ગાન બંધ કરીને દિવાનખાનામાંથી ચાલી ગઇ અને પાસેના ઓરડામાં ગઇ કે જ્યાં તે છોકરીને પૂરી મેલવામાં આવી હતી. સ્હવારે થોડું દૂધ પીવા ઉપરાંત તે છોકરીએ બીજો કાંઇ ખોરાક લીધો નહોતો અને તેથી તે અત્યારે લોથપોથ જેવી બનીને જાજમપર પડેલી હતી!

કહેવાની જરૂર નથી કે તે જ ગરીબડી કુંદન હતી! પ્રિયબાલાએ ઓરડામાં આવતાં જ નીચે સૂતેલી કુંદનને પગનું એક ઠેબું મારી દુઃખની સ્વપ્નનિદ્રામાંથી જાગૃત કરી. કુંદન આંખો ચોળતી બેઠી થઇ અને પોતાને જગાડનાર તરફ નજર કરી. પ્રિયબાલા બોલી: "છોકરી! આખા દિવસનું તેં કાંઇ ખાધું નથી. આજે બે દિવસ થઇ ગયા, પણ તારા કોઇ સગાએ તારી સંભાળ લીધી નહિ અને તેથી કોઇને હવે તારી જરૂર હોય તેમ જણાતું નથી."

"બ્હેન! તમે એમ શા ઉપરથી કહો છો? મારા પતિ, મારા મામા કે મારા કાકા કોઇ હું અહીં છું તે જાણતા હોય તો આવ્યા વિના રહે જ નહિ અને તમારૂં દેવું ચૂકવીને મને પાછી લેઇ ગયા વિના પણ રહે નહિ. માટે મારા ઉપર કૃપા કરીને અને પ્રભુની ખાતર તમે મારા મામાને ખબર કરો, એટલે તે તમારા રૂપિયા આપી જશે અને મને લેઈ જશે."

"એવી કાંઇ પંચાતમાં અમે પડવાનાં નથી. આજ બે દિવસ થઇ ગયા છે અને તું હવે મારી માલેકીમાં આવી ગઈ છે. ચાલ, જરા ખાઇ પીને ટટાર થા; આજે એક પરોણાને રીઝવવાનું કામ તારે કરવાનું છે." પ્રિયબાલા બોલી.

"પરોણા તે કોણ છે? આ બંગલો તો માધવદાસનો છે ને?" કુંદન જરા આશ્ચર્યપૂર્વક બોલી.

પ્રિયબાલા હસી અને બોલી: "તું બહુ ડહાપણદાર બાળા છે ખરી; પણ હવે એવા કાંઇ સવાલ કર્યા વિના હું કહું તેમ કર્યા કર. તું જાણે છે કે હું કોણ છું?"

"તમે માધવદાસનાં પત્ની છો અને માધવદાસ મારા પતિના મિત્ર છે. તમારો આ વિચિત્ર સવાલ સાંભળીને હું અજબ થઉં છું." કુંદન બોલી.

"અરે, અજ્ઞ બાળા! માધવદાસ તો મારો ગુલામ છે; અને હું મુંબઇની એક "સદાસૌભાગ્યવતી" છું. ચાલ, બેઠી થા; હવે તું તારી સ્થિતિ સમજી લે અને મારા પરોણાઓને રીઝવવાનો ધંધો આજથી શરૂ કર." પ્રિયબાલાએ સઘળો ભેદ ખોલી નાંખ્યો.

"શું!" કુંદનની આંખમાં રોષે દર્શન દીધું. તે ઊભી થઇ અને બોલી: "શું, ત્યારે હું એક દુષ્ટ સ્થળે ફસાઇ છું? અરે દુષ્ટા! તો પછી આ બે દિવસસુધી તેં મને કેમ જીવતી રાખી છે? શું તું મારૂં પાતિવ્રત્ય ભગ્ન કરવા ઇચ્છે છે?"

પોતાને 'દુષ્ટા' કહેનાર કુંદનપર પ્રિયબાલાને ક્રોધ ચડે તે સ્વાભાવિક જ હતું. તેણે તુરત જ પોતાના પગમાંથી સપાટ કાઢીને કુંદનના ગાલપર ચોડી દીધી અને કુંદન કાંઇ બોલવા જાય તે અગાઉ તેને એક લાત મારીને પાડી દીધી! સુકુમાર અને ક્ષુધાથી નિર્બળ બનેલી કુંદનને માટે એટલો માર પણ અસહ્ય હતો, છતાં તે તુરત જ બેઠી થઇ અને બોલી: "હા, તે મારા ભાગ્યનો જ દોષ છે કે હું તારા હાથમાં ફસાઇ છું; પણ તારા ભાગ્યનો પણ એ દોષ છે કે તું મારવડે પૈસા પેદા કરવાની ઇચ્છા રાખતી હોય તો તેમાં તું નિષ્ફળ થશે; હું હરકોઇ ઉપાયે આત્મઘાત કરીશ, પણ તારી દુષ્ટ બાજીમાં કદી નહિ ફસાઉં, તે તું નિશ્ચિત સમજજે."

"કાંઇ ફીકર નહિ; તારા જેવી ઘણીએ પતિવ્રતા રહેવાની ઢોંગી સ્ત્રીઓને મેં મારા વર્ગમાં આણી છે અને તને તેવી બનાવવી એમાં કાંઇ મુસ્કેલી નથી; પણ બોલ, અત્યારે તું મારા હુકમને તાબે થાય છે કે માર ખાવાની મરજી છે?" પ્રિયબાલા ક્રોધ દર્શાવતી બોલી.

"હું તને એક વાર ઉત્તર આપી ચૂકી છું, છતાં તારે મને છેવટનો માર મારવાને કાંતો તલવાર લાવવી અને કાંતો ઝેર લાવવું એવી મારી તને એક વિનતિ છે." એટલું બોલતાં કુંદનને પોતાની પૂર્વ સ્થિતિ સાંભરી આવી. "અરેરે! આવું દુઃખી જીવન વેઠવા કરતાં કાકાએ જ મને ઝેર આપી દીધું હોત તો કેવું સારૂં હતું?" એ વિચાર તેના ચિત્તમાં ઉઠી આવ્યો અને આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પ્રિયબાલા ધમધમ કરતી બહાર ચાલી ગઇ અને એક ક્ષણમાં ચાબૂક લેઈ પાછી ફરી.

"બોલ, છોકરી! શું જવાબ આપે છે?" એવો પ્રશ્ન કરતાં પ્રિયબાલાએ ચાબૂક ઉગામ્યો. ઉત્તરમાં કુંદનનાં અશ્રુબિંદુઓ જ બસ હતાં. તે મારના ભયથી રડતી ન હતી, પણ પિશાચિનીને હાથે પોતાની શી સ્થિતિ થશે, પોતાની ઉપર શા શા અત્યાચારો ગુજરશે, પાતિવ્રત્યની સાચવણી કેવી રીતે થશે, એ વિચારોએ તેને દુઃખી કરી હતી અને આંખોમાંથી આંસુ વહેવડાવ્યાં હતાં. નિર્દય પ્રિયબાલાએ પોતાની સમક્ષ ઊભી રહેલી ઊભા સોટા સરખી કુંદન ઉપર ચાબૂકના પ્રહારો ચલાવવા માંડ્યા અને તેના સટાકાથી તે શાંત રાત્રિમાં આખો બંગલો ગાજી ઉઠ્યો! અહો! કેટલી નિર્દોષ બાળાઓનાં જીવન આવી દુષ્ટા પિશાચિનીઓને હસ્તે ધૂળધાણી થઇ જતાં હશે?! ત્રાહિ ભગવાન્!



"હવે બસ રામ! તું બહાર જતી રહે; એ તો હું
એને સમજાવી લેઈશ"
પૃષ્ઠ ૨૯૧.

## પ્રકરણ ૬૩ મું.

---

### એક ચમકારો!

આ અસહ્ય મારથી કુંદન ગમે તેટલું ધૈર્ય રાખવા છતાં ચીસો પાડતી ભોંયે પડી! જેમ તે વધુ ચીસો પાડવા લાગી તેમ નિર્દય પ્રિયબાલાનો હાથ વધારે જોરથી ક્રોધપૂર્વક ઉપડવા લાગ્યો. તે ચીસોથી આશ્ચર્યમાં પડેલો ઇન્દુ એકદમ ત્યાં દોડી આવ્યો. તેણે પ્રિયબાલાના હાથને પકડી રાખ્યો અને કહ્યું: "હવે બસ રાખ! તું બહાર જતી રહે; એ તો હું એને સમજાવી લેઇશ." ક્રોધથી ધ્રૂજતી સિંહણ ઇન્દુના આગ્રહથી બહાર ગઇ.

પ્રિયબાલા બહાર ગઇ એટલે ઇન્દુએ દ્વાર બન્ધ કર્યાં. ઓરડામાં બળતો દીવો ધીમો હતો તેને બત્તી ચડાવીને જરા મોટો કર્યો, એટલે આસપાસ પ્રકાશપટ વિસ્તરી રહ્યો. ઇન્દુ આનંદથી મ્હોં મલકાવતો અને સીટીમાં ગાયનનો સરોદ કાઢતો પગ લાંબા કરીને કોચપર પડયો. તે બાળાને પડેલા સખ્ત મારથી તે હીબકતી અને રોતી નીચે પડી હતી અને તેનો ગભરાટ દૂર થાય ત્યાંસુધી તેને બોલાવવાનું ઇન્દુએ ઉચિત માન્યું નહિ. અર્ધો કલાક વ્યતીત થયો. ઇન્દુ કોચપરથી ઊભો થયો અને કુંદનની પાસે ગયો. હીબકતી કુંદનના મસ્તકપર તેણે હાથ મૂક્યો, તે સાથે તે બાળા, સિંહને જોતાં જ હરિણી સફાળી નાસે તેમ, ચમકીને ઊભી થતી દૂર ખસી ગઇ. શરીરે પડેલા શોળ દર્દ કરી રહ્યા હતા, પરન્તુ આ સમયે તે દર્દની પરવા કરવાનું તેને ભાન નહોતું! તેણે જરા દૂર ઊભા રહીને પોતાને અડકનારની તરફ નજર કરી અને તે જ ક્ષણે તે ચમકી. ઇન્દુને જોતાં જ કુંદન તેને ઓળખી ગઇ. તે બોલી: "ઇન્દુવદનરાય! શું થોડાએક ધનની ખાતર તમે મારી આ દશા કરવા તે-

ચાર થયા છો ? હાય ! માત્ર થોડા ધનને માટે તમે મારા સુશીલ મા-માના હાથમાંથી મને મારા દુષ્ટ કાકાના હાથમાં સોંપાવી; માત્ર થોડા ધનની લાલચથી તમે મારા કાકાની ફારકતી ઉપર મારી સહી લેવા આવ્યા હતા; અને અહીં પણ તમે મને તે ફારકતીપર સહી લેવાને જ સપડાવી નથી ? અરે, થોડા એક ધનની ખાતર તમે મારૂં સર્વનાશ કરવા તૈયાર થયા છો; અને શું તમને ધન જોઇએ છે ? લાવો એક સ્ટામ્પનો કાગળ, હું મારી સઘળી મિલકત તમને આપી દેવાનો દસ્તાવેજ કરી દઉં; પણ હા ! પ્રભુની ખાતર મને મારા અખંડિત શીલવ્રત સમેત જવા દો ! ઇન્દુવદનરાય ! મેં તમારૂં કાંઇ જ અનિષ્ટ કર્યું નથી, તો પછી મને ખુહાર કરવાને જ તમે કેમ મથન કરો છો ? લોકોને ન્યાય અપાવનારા ન્યાયના દલાલ હોવા છતાં તમે જ કેમ ન્યાયના ખૂનને નીતિ માની બેઠા છો ? ” એટલું કહેતાંમાં કુંદનથી ડુસકો મુકાઇ ગયો.

ઇન્દુ કુંદનને તુરત વેળા તો ઓળખી શક્યો નહોતો, પણ તેના આ ભાષણપરથી તે તેને તુરત ઓળખી ગયો. તે ભાષણે તેના હૃદયમાં વિજળીના સરખો એક ચમકારો ઉપજાવ્યો ! પોતાનું દુઃશીલ વર્તન કુંદનની પાસે ખુલ્લું થતાં તે શરમાઇ ગયો અને તે સાથે કુંદનની કાકલુદીભરી વાણીથી તેના પર તેને દયા પણ આવી. માત્ર થોડી લાંચની લાલચથી તે કુંદનના સુખનું સત્યાનાશ વાળનારો નીવડ્યો હતો તેનું ભાન તેને થઇ આવ્યું. અંતરમાં જરા વિચાર ઉભરાયોઃ “ ધન મેળવવું તે શું મોટી વાત છે ? આ બિચારી કુંદન જ અત્યારે પોતાનું સઘળું ધન મને આપી દેવા તૈયાર થઇ છે ! કેવી ગરીબ છોકરી ! ખરેખર, મેં જ તેને ફસાવી છે ! પુનમચંદ જેવા કસાઇના હાથમાં તેને મેં જ સોંપાવી હતી અને તેથી જ તે બિચારી દુઃખમાં પડી હતી ! ખરેખર ન્યાયના ખૂનને જ હું નીતિ માની બેઠો છું ! ” તે બોલ્યોઃ “ કુંદન ! તું

અહીં ક્યાંથી આવી? હું તને ખરૂં કહું છું કે હું તને અહીં ફસાવી લાવ્યો નથી, તેમ જ ફારકતીમાં સહી કરાવવા માટે હું અહીં આવ્યો પણ નથી.”

“ત્યારે શું મારૂં શીલ ભંગ કરવા જ તમે અહીં આવ્યા છો? હા, પ્રભુ! મને વેશ્યા અને વકીલના હાથમાં સપડાવનાર એ નિર્દય પ્રભુ! તું પોતે જ આવાં કાળાં કામ કરીશ તો પછી તને આ દુનિયામાં કોણ માનશે?”

“હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું તારૂં શીલ નહિ ભંગ કરૂં; પણ તું અહીં કેવી રીતે આવી તે મને કહે.” ઈન્દુ કુંદનનાં વીતકની વાર્તા સાંભળવાને ઉત્સુક બન્યો.

“હા! હવે મારા શરીરપરના શોળ મને દર્દ કરતા જણાતા નથી. કહું, ભાઇ! હું મારા વીતક કહું છું.” એમ કહી કુંદન નીચે બેઠી અને બોલીઃ “ઈન્દુવદનરાય! હું મારા પતિ સાથે તેમની કલબમાં આવી હતી. ત્યાં કોઇ માધવદાસ નામનો તેમનો મિત્ર પણ પોતાની પત્ની સાથે આવ્યો હતો. અગાઉથી જ દગો કરવામાં આવ્યો હતો તે મુજબ ત્યાંથી મને અહીં ઉપાડી લાવવામાં આવી. પાછળથી મને ખબર પડી કે માધવદાસ મારા પતિ પાસે પંદરેક હજાર રૂપિયા માંગતો હતો. તે વખતે મારી પાસે હજારેકના દાગીના હતા અને બીજી રકમ મેં મારે બંગલે જઇને આપવાનું કહ્યું પણ માધવદાસે માન્યું નહિ. અહીં હું બે દિવસથી રહું છું. હજી અત્યારે જ મને ખબર પડી કે માધવદાસની સાથે આવેલી સ્ત્રી તેની પત્ની નહોતી પણ આ ઘરની માલેક પ્રિયબાલા જ હતી! તેને જ પોતાની સ્ત્રીના જેવો વેશ પહેરાવીને માધવદાસ સાથે લાવેલો! આ રીતે હું ફસાઇ છું, ભાઇ!”

ઇન્દુ સમજી ગયો કે પ્રિયબાલાએ પણ એક મ્યાનમાં બે તલવાર

સમાની છે! અત્યારસુધી તેનામાં આનંદ માનનાર ઇન્દુને એ જ ક્ષણે પ્રિયબાલા ઉપર તિરસ્કાર પેદા થયો. કુંદનનું ભાષણ આગળ ચાલ્યું: "ઇન્દુવદનરાય! મને આ દુઃખમાંથી તમે જલ્દી છોડાવો; મારા કાકાને તો નહિ પણ મારા મામાને જઇને કહેજો કે તે મારા સ્વામીનું દેવું પતાવીને મને અહીંથી આબરૂભેર છૂટી કરાવે! ઓ પ્રભુ! મેં શાં પાપ કર્યાં હશે કે તેં કાકાના હાથે ઝેર પાઇને મને મરવા ન દીધી અને તે જ ઝેરવડે એક બિચારી ગરીબ અને નિર્દોષ સ્ત્રીનો ઘાત કરાવ્યો?"

ઇન્દુ ચમક્યો. તે બોલ્યો: "કુંદન! તું આ શું બોલે છે? શું તારા કાકા તને ઝેર આપવાના હતા?" ઇન્દુનો ચ્હેરો જરા ગંભીર બન્યો.

"વકીલ સાહેબ! અજાણ્યા શાને થાઓ છો? હું બધું જાણું છું! મને મારવા માટે લવાએલું ઝેર—

"ચુપ! કુંદન! વ્હાલી બ્હેન! હું તારે પગે પડું છું. તું ડરીશ નહિ; હું તને હમણાં જ છૂટી કરાવું છું, પણ તું આ વાત કોઇને મ્હોંએ—હા, કોઇને મ્હોંએ—" ઇન્દુ ગભરાતો—અત્યંત ગભરાતો—ગભરાટથી બ્હાવરો બનતો બોલી ઉઠ્યો અને તે જ ક્ષણે પ્રિયબાલા દ્વાર ઉઘાડતી અંદર આવી.

---

## પ્રકરણ ૬૪ મું.

---

### છૂટકારો!

કુંદનને માર મારીને ક્રોધમાં ચાલી ગએલી પ્રિયબાલાના અંતરમાં આ ક્ષણે ક્રોધ નહિ પણ ગભરાટ જણાતો હતો! કુંદન તરફ નજર પણ કર્યા વિના તે સીધી ઇન્દુવદનરાય પાસે આવીને અને તેના કાનમાં તે ધીમેથી બોલી: "પોલીસ મારી પાછળ પડી છે!"

"હેં !!" ઇન્દુ બ્હેબાકળો બનતો બોલી ઉઠયો: "ઓ પ્રભુ ! મારા શા ભોગ લાગ્યા કે હું અહીં આજનો દિવસ વધારે રોકાયો ?! પણ કહે તો ખરી કે શામાટે પોલિસ તારી પાછળ પડી છે ? તેં શા ઉપરથી એ વાત જાણી ?"

"આ છોકરીના કોઇ સગાએ પોલિસમાં ફરિયાદ કરવાથી છૂપી પોલિસનાં માણસો કાંઇ વેશબાદલો કરીને આ સ્થળે આવવાનાં છે એવી મને ખબર મળી ગઇ છે. આ છોકરી અહીં છે કે નહિ તેનો પત્તો મેળવવો એ જ તેનો હેતુ હોવો જોઇએ." પ્રિયબાલા બોલી.

"પણ આ વાત તને કોણે કહી ? હવે તું શું કરીશ ?" ઇન્દુ એકસરખા ગભરાટથી બોલ્યો.

"મને અગાઉથી ખબર આપનાર શું કોઇ નહિ હોય ? મુંબઇની ગમે તેવી છૂપી પોલિસમાં કાંઇ ખાનગી વાત થાય, પણ તે મારા હિતની હોય તો મારી પાસે આવ્યા વિના રહે જ નહિ." પ્રિયબાલા કાંઇક ગર્વપૂર્વક બોલી.

"હું નવાઈ પામું છું અને તે સાથે ભય પામું છું."

"એમાં ભય શું છે ? જુઓ તો હું કેવી રીતે ભયને છટકાવી દઉં છું. મારે જે કાંઈ કામ કરવાનું છે તે એ છે કે આ છોકરીને હરકોઇ સ્થળે છુપાવી દેવી."

"મૂર્ખી ! તેં કેટલું ભયંકર કામ કર્યું છે તેની તને ખબર છે ? આ છોકરી બીજી કોઇ જ નહિ પણ મારા એક મિત્ર અને ઘણો ગાઢ સંબંધ રાખનાર એક ધનવાન વણિકની ભત્રીજી છે ! તે મને ઓળખી ગઈ છે અને હું તેને ઓળખી ગયો છું ? હવે તું એને કેવી રીતે છુપાવી રાખીશ ?!"

"હેં !!" પ્રિયબાલા આશ્ચર્ય સાથે ભય પામી: "ત્યારે હવે શું થશે ? મારા રૂપિયા શું જશે ? તેને છોડી મેલું તો મારા રૂપિયા જાય

અને મારી નાંખું તોએ મારા રૂપિયા જાય!"

"પણ તું ડરીશ નહિ. પોલિસ અહીં આવી પહોંચે તે પહેલાં તું એને મારી સાથે મુંબઇમાં મોકલી દે. તે છોકરીના કાકા પાસેથી તારા રૂપિયા તને અપાવવાનું હું વચન આપું છું, જા! જો રૂપિયા ન ખોવા હોય તો એકદમ એક ભાડુતી ગાડી મંગાવ અને મને તે છોકરીને તેના કાકાને ત્યાં પહોંચતી કરવા દે." ઇન્દુએ પ્રિયબાલાને સમજાવ્યું.

"તો ભલે, તેમ કરો." લાચારી સાથે પ્રિયબાલાને ઇન્દુની ઇચ્છા સ્વીકારવી પડી.

તુરત જ એક ભાડુતી ગાડી મંગાવવામાં આવી. રાત્રિના બે વાગતાં ત્યાંથી ઇન્દુ અને કુંદન રવાના થયાં અને પરોઢના ચાર વાગતાં કુંદન પોતાના મામાને જઇને મળી!

દુર્ભાગી કહાનદાસ પણ ધર્મચંદને ત્યાં જ હતો! જુગારી કલબ-માંથી કુંદનનું હરણ થયાથી તે એકદમ ગભરાઇ ગયો હતો. માધવદાસે માત્ર પૈસા કઢાવવાને જ આ બાજી રચી હતી તેનું તેને ભાન નહોતું; તેથી ત્યાંથી નીકળીને સીધો તે પોતાને બંગલે જ આવ્યો હતો. તે જ વખતે ધર્મચંદે કુંદનની સાથે કરેલી યોજના પ્રમાણે ધર્મચંદ કહાનદાસને સમજાવવાને–પુનમચંદની દ્વારકતીમાં કુંદનની સહી ન થવા દેવા વિષે સ-મજાવવાને વાલકેશ્વરને બંગલે આવ્યો હતો. અચાનક કહાનદાસ અને ધર્મચંદનો મેલાપ થઇ ગયો અને કહાનદાસે આંસુ સાથે પોતાને માથે આવેલી આફતની વાત ધર્મચંદને કહી.

આ વાત સાંભળતાં જ ધર્મચંદ મોટા ગભરાટમાં પડયો. કહાનદા-સને કુંદનના હરણથી ખરેખરો સંતાપ થતો હતો એમ ધર્મચંદ તુર્ત વેળા સમજી ગયો હતો. તેણે તુરત જ કહાનદાસને લેઇને પોલીસ ચોકીએ જઇ આ બાબત એકદમ ફરિયાદ કરી. પોલીસે જુગારી કલબના મકા-

નની જડતી લીધી, પણ ત્યાંથી ભાંગ્યા તૂટ્યા ફરનિચર વિના બીજું કશું હાથ લાગ્યું નહિ, તેમજ કાંઇ એવી નિશાની પણ મળી આવી નહિ કે જેથી તે ક્લબના મેમ્બરોને ઓળખી કાઢી શકાય. કહાનદાસે તે જ વખતે પુનમચંદ શેઠને ટેલીફોનથી આ બનાવની ખબર આપી, પણ પુનમચંદ–કુંદનનું હરણ થાય બલકે મરણ થાય તેમાં જ લાભ સમાએલો માનીને શામાટે જવાબ જ આપે? તે સ્વાર્થી જળનું માછલું પરોપકાર તો શું પણ કર્તવ્ય પણ સમજી શક્યું નહિ! કુંદનને આપત્તિમાંથી બચાવવાનું કર્તવ્ય પણ તે સમજી શક્યો નહિ અને જાણે કે કાંઈ જ બન્યું નથી તેમ કાંઇ જવાબ આપ્યો નહિ કે ત્યારપછી તેણે વાલકેશ્વરને અંગલે કાંઇ તપાસ જ કરાવી નહિ! दिशाशून्यास्त्वबांधवाः! બાંધવ વિનાના નરને સર્વે દિશાઓ શૂન્ય જ લાગે છે! કહાનદાસને પુનમચંદની આ સ્વાર્થલંપટતા ઉપર બહુ જ તિરસ્કાર આવ્યો હતો અને તેથી દિશાશૂન્ય સ્થિતિમાં તેને ધર્મચંદ ઉપર જ વિશ્વાસ બેઠો અને તેને પગે પડીને કરગરી ઉઠયો કે "હે પિતાતુલ્ય વડીલ! મને મદદ કરો, મને બચાવો!" કહાનદાસની ખાતર ધર્મચંદને જે કાંઇ કરવાનું નહોતું તે પોતાની ભાણેજીને માટે કરવાનું હતું. તેણે ધંધો–ધાપો છોડીને બે દિવસ સુધી પોલીસની સાથે આંટા ફેરા ખાઇને, પૈસા પણ વેરીને તપાસ ચલાવી. છેવટે ઈન્દુવદનરાયે કુંદન પાસે ફારકતીપર બળાત્કારે સહી લેવરાવવા માટે આ બાજી રચી હોવાનો વ્હેમ આવવાથી ઈન્દુની શ્રમપરિહારિણીના મકાને ગુપ્ત તપાસ ચલાવવાનો મુદ્દો પોલીસને સુજી આવ્યો પણ "વૈદ્ય–ગાંધીનું સહિયારૂં" નો હિસાબ બધે પ્રચલિત છે એટલે એ વાતની ખબર ગુપ્ત રીતે પ્રિયબાલાને મળી ગઇ અને આ બનાવ બની ગયો. દુઃખભારથી ગભરાઇ ગએલો કહાનદાસ ધર્મચંદને ત્યાં કુંદનને જોતાં જ રડી પડયો–તેનું હૃદય ભરાઇ આવ્યું.

## પ્રકરણ ૬૫ મું.

### રાંડ્યા પછીનું ડહાપણ.

કુંદનના અહિતમાં પોતાનું હિત માનનાર ઇન્દુવદનરાય હવે કુંદનના હિતમાં પોતાનું હિત માનવા લાગ્યો!! પોતે પોતાની સ્ત્રીનું ખૂન કર્યું હતું તે વાત કોઇ પણ રીતે કુંદનના જાણવામાં આવી ગઇ હોવાથી અને કુંદન તે વાત જાહેર કરે તો પોતાને મોટી મુસ્કેલીમાં આવવું પડે તેમ હોવાથી કુંદનને તે વાત જાહેર નહિ કરવાનું કહેવામાં અને તેમ કહેવાનો અધિકાર મેળવવા માટે તેનું હિત કરવામાં જ હવે ઈન્દુને લાભ જણાયો. પણ હવે કુંદનનું હિત કેવી રીતે કરવું તે વિષે ઇન્દુ વિચારવા લાગ્યો. એક વાર તો ઈન્દુએ તેને મુસ્કેલીમાંથી છૂટી કરીને ઉપકાર કર્યો હતો. આ વિષે વિચાર કરતો ઈન્દુ બેઠો હતો. એવામાં વિશ્વમોહનરાય ઓફીસમાં આવી પહોંચ્યા. ઇન્દુએ તેમનો સત્કાર કર્યો. વિશ્વમોહનરાયે જ વાતચીતનો પ્રારંભ કરતાં કહ્યું: " ગઇ કાલે મને આપનો પત્ર મળ્યો હતો. આપને ફુરસદ નહિ હોવાથી આજે હું આપને મળવા આવ્યો છું."

" બહુ ખુશીની વાત. આપે તસ્દી લીધી માટે મારા પર એક મોટો ઉપકાર થયો છે. વારૂ, પછી આપે આપના સન્મુખના વેવીશાળને માટે શું વિચાર્યું ? "

" તે સંબંધે જ હું વાતચીત કરવા આવ્યો છું. તમે કહો છો કે તે પ્રભાકર નામનો છોકરો માત્ર નામધારી અને કોઇ મળતા જ નામ તથા ચિહ્નોવાળો છે, પણ તેમ નથી. તેનાં ચિહ્નો મળે છે, એટલું જ નહિ પણ તેના વતનથી બોલાવેલા થોડા વૃદ્ધ માણસો બે ત્રણ દિવસ અગાઉ આવી પહોંચ્યા છે તેઓ એ છોકરાને જોઇને એમ જ કહે છે કે તે ખરો પ્રભાકર છે! તે માણસોને સાક્ષી તરીકે રજુ કરીને તેની

સઘળી મિલકત દોલતરાય પાસેથી પાછી કઢાવવા માટે હું ફરિયાદ કરી ચૂકયો છું. આ પ્રમાણે જ્યારે તમને અનાયાસે પ્રભાકરનો પત્તો મળે છે, ત્યારે પછી તમે શામાટે તમારી સીતાને અન્ય સ્થળે આપવાનો યત્ન કરો છો? તમારા મર્હુમ પિતાની અને તમારી સ્વર્ગવાસી પત્નીની ઇચ્છા આ માર્ગે જ સચવાશે અને વળી પ્રભાકર કાંઇ ગરીબ નહિ રહે, પણ તે હજારોની મીલકતનો ધણી થશે."

ઇન્દુ આ વાત સાંભળી જ રહ્યો. શું ઉત્તર આપવો તે તેને સૂઝ્યું નહિ. તેના ચિત્તમાં કાંઇ નવાનવા વિચારો જાગતા જતા હતા.

"વળી આ કેસ ચાલે તેમાં તમારે મને મદદ કરવી જોઇએ. પ્રભાકર ખરી રીતે તમારો જમાઇ છે અને તેની મીલકત મેળવી આપવાને તથા તેનો એ રીતે ઉદ્ધાર કરવાને તમારે બનતું કરવું તે તમારો ધર્મ છે."

"ઠીક છે, તે વિષે હું વિચાર કરીશ." ઇન્દુએ એક ટુંકો જવાબ વાળ્યો.

"અને એક બીજી વાત. પ્રભાકરને લગતા કેસનો ચુકાદો કોર્ટ તરફથી મળતાં બહુ વાર નહિં થાય. તમારી સીતાના લગ્નની ઉતાવળ કરવાની તમે જરૂર માનતા હો, તો મારે કહેવું જોઇએ હું તો મારા સન્મુખનું વેવીશાળ નથી કરવા માંગતો. પ્રભાકર સત્તાવાર રીતે ખુલ્લો થવાને થોડી વાર છે તે તમે જાણો છો. છતાં જો ઉતાવળ કરીને સીતાને તમે બીજે પરણાવશો, તો સુરતની આપણી ન્યાતનો તમે ગુન્હો કર્યો લેખાશે."

"ના, ના, એમ કરવાની કાંઇ જ જરૂર નથી. આ સંબંધે વિચાર કરીને આપને હું કાલે મળીશ." ઇન્દુએ જવાબ વાળ્યો અને વિશ્વમોહનરાય ચાલ્યા ગયા.

આ બાજુએ ઇન્દુનું હૃદય સખ્ત પશ્ચાત્તાપનો ભોગ થઇ પડ્યું. હૃદય પોકારી ઉઠ્યુંઃ "ઓ મૂર્ખ ઇન્દુ! છેવટે તારૂં ધાર્યું નહિ જ થાય!

પ્રભાકર ખુલ્લો થશે અને સીતા પ્રભાકરને જ પરણશે; પણ તેં તો નિર્દોષ રૂકિમણીનું નકામું ખૂન કરી નાંખ્યું છે! તેનું ધાર્યું નહિ કરવાને તેં તેનો ઘાત કર્યો, પણ છેવટે તેનું અને સ્વર્ગવાસી પિતાનું ધાર્યું જ થશે! અરે! આ મૂર્ખ હૃદયે કેટલું ભયંકર પાપ કર્યું છે? અને તે નિ-ષ્ફળ પાપ કર્યું છે! ઓ પવિત્ર રૂકિમણી! આ તારૂં ખૂન કરનારો પતિ અત્યારે તને સંભારીને રડે છે! તારી પવિત્ર ધારણા જ છેવટે ઇશ્વર પૂરી કરશે અને મારી પાપી ધારણા નિષ્ફળ થશે! અરે, પણ શું તેટલા જ માટે તારૂં ખૂન? હા. મેં તે પાપ જ કર્યું છે. જો પાપ ન કર્યું હોય તો તે ખૂન છૂપું રાખવાને ડાક્ટરને હજારો રૂપિયાની લાંચ આપવાની મને શું જરૂર પડે? જો તે પાપ ન હોય તો કુંદન પાસેથી તે વાત જાણીને હું ભય શામાટે પામું? તે વાત છુપી રાખવાને કુંદનને હું શામાટે લલ-ચાવું અને તેનું હિત કરીને તે વાત છૂપી રાખવા માટે હું તેની શામાટે ખુશામત કરૂં? હા, પાપી, ઓ પાપી ઇન્દુ! તારાં દુષ્કૃત્યો હજી આટ-લેથી જ પૂરાં થતાં નથી! ભવિષ્યમાં તે સઘળાં દુષ્કૃત્યો તને રોમે રોમે પીડા ઉપજાવશે!"

"હા, હું સુરતથી આવ્યો ત્યારે મારૂં હૃદય આટલું પાપી નહોતું! મુંબાઇના પાપી વાતાવરણથી અને પાપી હૃદયના માણસોના સહવાસથી જ હું પાપી બન્યો છું! મારામાં પાપી અસર ફેલાવનારાઓ કોણ છે તેઓને હું સારી પેઠે સમજું છું; પણ હવે શું થાય? સ્વર્ગવાસી સુશીલ પત્નીને હું કેવી રીતે પુનઃ મેળવી શકું? પ્રભાકરનો ઉદ્ધાર કરવાની પિ-તાએ મને જે આજ્ઞા કરી હતી તેની પરિપૂર્ણતા હવે હું કેવી રીતે કરી શકું? ઓ કર્તવ્યભ્રષ્ટ ઈન્દુ! વિચાર કર, વિચાર કર, તું કેટલી કુચા-લોના ફન્દામાં પડયો છું?"

---

## પ્રકરણ ૬૬ મું.

### ચિન્તાગ્રસ્ત પુનમચંદ.

અમદાવાદવાળા ચતુરદાસ શેઠને તેમની મીલની જામીનગીરી ઉપર પુનમચંદ શેઠે રૂ. ૫ લાખ ધીર્યા હતા; તેમાંના બે લાખ તો શેઠે તરત જ આપ્યા હતા, પણ બીજા ત્રણ લાખને માટે આઠ દિવસની મુદત માંગી હતી. તેટલા વખતમાં શેઠે કુંદનની મીલકત કહાનદાસ અને કુંદન પાસેથી ફારકતી લખાવી લેઇને પચાવી પાડવાની ધારણા રાખી હતી. કહાનદાસ પાસેથી તો શેઠે જુલ્મ વાપરીને સહી કરાવી લીધી હતી, પરન્તુ કુંદને સહી કરી આપી નહિ અને આઠ દિવસ તો ચાલ્યા ગયા. પુનમચંદ શેઠે ચતુરદાસ શેઠને સૌભાગ્યમલ માર્ફતે પૂરા પાંચ લાખ રૂપિયા પહોંચતા તો કરી દીધા પણ જ્યાંસુધી ફારકતીપર કુંદનની સહી થઇ નહોતી ત્યાંસુધી શેઠનું ચિત્ત ચિન્તાગ્રસ્ત રહેતું હતું. એટલામાં કુંદન કોઇ બદમાશોને હાથે ફસી પડયાની શેઠને ખબર મળી એટલે તેમને સંતોષ થયો. કુંદન બદમાશોના હાથમાં ફસી પડવાથી પાછી ફરશે નહિ અથવાતો તે મરણ પામશે એવી ધારણાથી શેઠના ચિત્તમાં થોડા દિવસ તો આનંદ વ્યાપી રહ્યો; પરન્તુ ફરી ચોથે દિવસે ખબર મળી કે કુંદન સહીસલામત પાછી ફરી છે, એટલે વળી ફરીથી શેઠના ચિત્તમાં ઉદ્વેગ પેઠો. કુંદનની મિલકત પણ શેઠ તો ધીરી બેઠા હતા અને કદાચ એવો યોગ બની આવે કે કુંદનને તેની મીલકત સોંપવી જ પડે તો શું કરવું તેનો શેઠને મોટો વિચાર પડયો.

સ્હવારનો સમય હતો. શેઠ નિત્યનિયમ પ્રમાણે ન્હાઇ ધોઇ શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરતા બેઠા હતા, એવામાં ઇન્દુ ત્યાં આવી પહોંચ્યો. પોતાનાં પાપાચરણોનું ખરૂં ભાન પામેલા ઇન્દુને શેઠની એ દેવ-

પૂજા જોતાં જ સ્વાભાવિક રીતે તિરસ્કાર સ્ફુરી આવ્યો. તે મનમાં વિચારવા લાગ્યોઃ "આ ધોળો બગલો! શું વિચારીને તે દેવપૂજા કરતો હશે? આ દુનિયામાં ક્યા પ્રકારનું પાતક તેણે નહિ કર્યું હોય કે જેથી તે મોક્ષાભિલાષાપૂર્વક દેવસેવા કરતો હશે? અરે દેવો! તમે આ દુષ્ટના ઘરમાં શામાટે નિવાસ કરી રહો છો?" થોડી વારે પુનમચંદ દેવસેવામાંથી ઉઠ્યો અને કપડાં પહેરીને ઇન્દુ સાથે વાતે વળગ્યો. ઇન્દુએ શેઠને એક નવા ખબર આપ્યાઃ "શેઠજી! હું તમને ચેતવવા આવ્યો છું. તમારી કુંદન બદમાશોના હાથમાંથી છૂટી છે અને ધર્મચંદ તથા કહાનદાસ મળી ગયા છે!"

"હેં? એ શું ખરી વાત?" શેઠ એકદમ ચમકતા બોલી ઉઠ્યા.

"હા, પણ મારા સાંભળવામાં એક બીજા મોટા અનર્થની વાત આવી છે. ધર્મચંદે લાંચ આપીને આપણા સોલીસીટરોને ફોડ્યા છે અને પચાસ હજાર રૂપિયા લેઇને ખુદ ગીરીદેવે આપણું અસલ વીલ ધર્મચંદને સોંપી દેવાનું કબૂલ કર્યું છે!"

"હેં, હેં, હે! આ તમે શું બોલો છો? આ વાતની તમને ખબર ક્યાંથી મળી? પણ એ પેઢીવાળાઓ આપણો વિશ્વાસઘાત કરે તેવા નથી." શેઠ બોલ્યા.

"અરે, લક્ષ્મી દેખીને મુનિવર પણ ચળી જાય; મેં જે ખબર મેળવી છે તે ચોક્કસ છે અને જે વખત જાય છે તેમાં ધર્મચંદ ગીરીદેવને માટે રૂપિયા એકઠા કરવાની પેરવીમાં છે; માટે વખતસર ચેતવું હોય તો ચેતજો! હું તો તમારા હિતની વાત કહેવા આવ્યો છું." ઇન્દુએ જણાવ્યું.

"તમે મને સવેળા ચેતાવ્યો તે સારૂં કર્યું. મેસર્સ ગીરીદેવ, શેકજોખ અને ધરભરેની પેઢીનો હેડ ક્લાર્ક સૌભાગ્યમલ મારો મિત્ર છે એટલે તેને કહીને હું ગીરીદેવનો વિચાર બંધ રખાવીશ."

"અરે નહિ, નહિ, નહિ! રખે એમ કરતા. સૌભાગ્યમલને પણ આ લાંચમાંથી કમિશન મળવાનું છે, એટલે તે વાત કોઈની પણ પાસે ખુલ્લી તો કરશે જ નહિ, પરન્તુ જ્યાંસુધી ધર્મચંદને વીલ સોંપાય નહિ, ત્યાંસુધીમાં તમે તેમની પાસેથી વીલ લેઇ લ્યો, તો જ ઠીક થાય."

"તો ભલે, તેમ કરૂં. તમારી સલાહ એવી છે, તો હું આજ બપોરે વીલ લેઈ આવું." શેઠે કહ્યું.

"પણ આપણે તેમના કાવતરાથી માહિતગાર થઇને વીલ આપણા કબજામાં લેવા માંગીએ છીએ એવી કાંઈ શંકા સોલીસીટરોને આવે તેમ ન થવા દેવું."

"એમાં તો મને કાંઇ જ કહેવું પડે તેમ નથી. એવી છટાથી વાત કરીશ કે કોઇ આપણી મુરાદ સમજી શકે જ નહિ." શેઠ બોલ્યા.

બપોરે પુનમચંદ શેઠ પોતાના સોલીસીટરોની પેઢીપર ગયા. મિત્રભાવે જ ઇધર–તીધર વાતો કર્યા પછી 'વીલ' માંગ્યું–જોવા માંગ્યું. શેઠને વીલ આપવામાં આવ્યું. શેઠ તે આખું વાંચી ગયા અને પછી બોલ્યા: "આપણું કામ હવે લગભગ પતી જવા આવ્યું છે, પછી આ વીલની હવે આપની પાસે કાંઈ જરૂર નથી."

ગીરીદેવ જરા સ્મિત કરતાં બોલ્યા: "તો ભલે, વીલ તમે લેઇ જાઓ; પણ જ્યારે તમારૂં કામ પાર પડયું છે, ત્યારે પછી આપણા ઠરાવ મુજબ અમને અમારો હિસ્સો મળી જવો જોઇએ."

"હા, શામાટે નહિ? લ્યો, પચીસ હજારનો ચેક અત્યારે જ લખી આપું છું અને બીજા પચીસ હજારનો ચેક આવતા માસમાં લખી આપીશ." શેઠે કહ્યું અને ત્યાં ને ત્યાં જ ચેક લખી આપ્યો. ગીરીદેવે શેઠને વીલ લેઇ જવા દીધું, અને વીલ હાથમાં આવવાથી શેઠનું દિલ હવે જરા હેઠું બેઠું–ચિન્તાગ્રસ્તતામાં કાંઇક ઘટાડો થયો.

---

# પ્રકરણ ૬૭ મું.

## પાપ કે ધર્મ ?

"સારૂં થયું કે તમે મને વખતસર ચેતાવ્યો. ગીરીદેવને ૨૫ હજાર રૂપિયા આપીને પણ મેં વીલ હાથ કરી લીધું છે એટલે હવે કાંઇ ભય રહ્યો નથી." પુનમચંદે સોલીસીટરોની ઓફીસમાંથી પાછા ફરીને ઇન્દુવદનરાયની ઓફીસમાં આવી બારીસ્ટર સાહેબને સઘળી વાત કહી.

"જોઇએ, ક્યાં છે તે વીલ?" ઇન્દુએ શેઠની પાસેથી વીલ જોવા માંગ્યું. શેઠે તે ઇન્દુના હાથમાં મૂક્યું અને ઇન્દુ મનમાં ને મનમાં તે વાંચી ગયો. થોડી વાર વિચાર કરીને તેણે કહ્યું: "શેઠજી! આ વીલથી શું તમે બહુ ગભરાઓ છો? મને આમાં કાંઈ બહુ ગભરાવા જેવું નથી લાગતું."

"અરે મારા સાહેબ! સઘળી મીલકતની તેમાં વિગત છે, અને તે મિલકતની વ્યવસ્થા અમો ટ્રસ્ટીઓને સોંપી છે. જો વીલ સામા પક્ષના હાથમાં જાય તો પછી એ સઘળી મિલક્ત વ્યાજ સાથે અમારે બતાવી આપવી પડે ખરી કે નહિ?".

"તેવું કાંઈ જ નહિ. મિલકતની વ્યવસ્થા તમારા હાથમાં સ્વતંત્રપણે મૂકવામાં આવી છે. વીલ રજુ કરતાં છતાં સઘળી મીલકત પચાવી પાડવાની ગોઠવણ ન થઇ શકે એમ કાંઇ નથી. સોલીસીટરોએ એ બાબત તમને કેમ કાંઇ સલાહ આપી નહિ?" ઇન્દુએ કહ્યું.

"સોલીસીટરોએ તો મને કહ્યું કે જો વીલનો નાશ કરી નાંખવામાં આવે તો જ તે સઘળી મીલક્ત મને પચે અને નહિતો તે ઓકવી પડે; પણ તમે કહો છો તેવી કાંઇ યુક્તિ તેમણે મને સુજાડેલી નહિ."

"યુક્તિ છે અને વળી તે કાંઇ બહુ આકરી પણ નથી. અમે વ-

કીધો જો ધારીએ તો કુબેરભંડારીને પણ નાદારીની અરજી કરવાની સ્થિતિમાં મેલીએ અથવાતો ગાંગલી ધાંચણના છોકરાને બેરોનેટ બનાવી દઇએ! પછી એક નજીવી યુક્તિ તે શી વિસાતમાં છે?" ઇન્દુએ પોતાના ધંધાનો ગર્વ બતાવતાં કહ્યું.

"ત્યારે એવી કાંઇ યુક્તિ શોધી કાઢો; ભલે, આપણે વીલ ખુલ્લું મૂકીશું અને પછી યુક્તિ મુજબ મીલકત પચાવી પાડીશું. પછી કુંદન ફારકતીપર સહી ન કરે તોપણ પંચાત નહિ અને કહાનદાસની પણ પરવા નહિ!"

"ખરી વાત છે; આ વીલ મારી પાસે બે–ત્રણ દિવસ ભલે પડયું. હું તે બરાબર વાંચીશ, મનન કરીશ અને આપણી યુક્તિનો કાચો મુસદ્દો લખી, તૈયાર કરીને પછી તમને બતાવીશ."

"ભલે, વીલ તમારી પાસે રાખો, પણ જોજો બરાબર સાચવજો; બીજા કોઇના હાથમાં જાય નહિ."

"અરે ભગવાન્ ભગવાન્ કરો! આ એક વકીલની ઓફીસ છે." ઇન્દુએ શેઠના દિલમાં વિશ્વાસ બેસાડયો અને શેઠ ઇન્દુની યુક્તિઓ રચવાની બહાદુરીની પ્રશંસા કરતા ઉઠયા.

ઇન્દુ ઓફીસમાં એકલો પડયો. વિચારમાળા ચાલીઃ "આ દુષ્ટ પુનમચંદ હવે મારા હાથમાં બરાબર સપડાયો છે! એની સાથે રહીને મેં જે પાપો કર્યાં છે, તેણે મને જે પાપોમાં ઉંડો ઉતાર્યો છે તે પાપોનો બદલો આજ હું તેને બરાબર આપીશ. કુંદન! ગરીબડી કુંદન! આ રાક્ષસ જેવા કાકાને હાથે તેં બહુ દુઃખ સહન કર્યું છે અને તે દુઃખ ઉપજાવવામાં હું મદદનીશ રહ્યો હોવાથી હું પણ મોટો પાપી છું; પણ આજે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની ખાતર હું તને તારા સહન કરેલા

દુ:ખોનો સારો બદલો આપીશ. હવે હું આ ધંધામાં રહી વધુ પાપ કરવા નથી ઇચ્છતો, પણ પુનમચંદને મેં ફસાવ્યો તે શું મેં પાપ કર્યું છે? નહિ જ. એ હરામખોરે જે પાપાચરણો આદર્યાં છે તેનો બદલો મારે તેને આપવો જોઇએ. તેણે મારા પર વિશ્વાસ મૂકીને મને વીલ સોંપ્યું છે અને જો હું તેનો વિશ્વાસઘાત કરૂં તો તે પાપ કહેવાય? शठे शाठ्यं समाचरेत्. પછી તે પાપ શાનું? પણ ફીકર નહિ! જો તે એક પાપ હશે તોપણ એ દુષ્ટને તેનાં પાપી કામોનું ફળ ચખાડવાને અને કુંદન જેવી એક ધર્મભગિની તરફની ફરજ બજાવવાને માટે હું તે પાપ પણ કરીશ! પાપીનો વિશ્વાસઘાત કરવો તે પાપ નથી પણ ધર્મ છે અને જો તે પાપ હોય તોપણ હાલ તો મને તે ઇષ્ટ છે." એમ વિચારતો તે એક પત્ર લખવા બેઠો; અને તેમાં નીચે પ્રમાણે લખી કાઢયું.

મુંબઇ; તા. ૫ મી બુધવાર.

"ધર્માનુરાગી શેઠ ધર્મચંદ!

"મ્હોં તો કેવી રીતે બતાવી શકું, પણ આ પત્ર લખતાંએ હું શરમાઉં છું. તમારો દ્રોહ કરીને સામા પક્ષની લાંચ લેવાનું મેં કરેલું પાપ મને પશ્ચાત્તાપથી અત્યારે બાળે છે. તમારા કરેલા દ્રોહના બદલામાં તમારૂં હિત કરવાનું કશું જ સાધન હવે મારા હાથમાં નથી પરન્તુ બ્હેન કુંદનને મેં 'ધર્મભગિની' કહી છે અને તેનું હરકોઇ રીતે હિત કરવાની મેં પ્રતિજ્ઞા લીધી હોવાથી, અનેક પાપોની સાથે વિશ્વાસઘાતનું એક વધુ પાપ કરીને મેળવેલું આ વીલ હું આ સાથે તમારા પર મોકલું છું! પાપીઓ પણ ઇશ્વરી પ્રેરણાથી સત્યનો વિજય કરાવવામાં મદદગાર થાય છે, એમ હવે તમને જણાશે. તે વીલ તમારા બનેવી અથવા કુંદનના પિતાએ કરેલું અસલ વીલ છે અને તેની મદદથી તમે કુંદનની મીલકત

પુનમચંદ પાસેથી ઓકાવી શકશો. હવે પુનઃ મારૂં મ્હોં જોવા—મને સંભારવાની તમે તસ્દી લેશો નહિ !

લી.

" એક સમયનો તમારો દ્રોહી
અને હવે શુભેચ્છક બનેલો
" ઈન્દુ. "

આ પત્ર અને તે સાથેનું વીલ મેળવીને ધર્મચંદને, કહાનદાસને અને કુંદનને કેટલો હર્ષ થયો હશે ? પણ સબુર ! પુનમચંદના હૃદયની જવાળાઓ નીકળવાને હજી કાંઇક વાર છે!

## પ્રકરણ ૬૮ મું.

### અનાથની ખુશામત !

' પ્રભાકર ' ને ખરો ' પ્રભાકર ' ઠરાવવા માટે વિશ્વમોહનરાયે સાક્ષીઓ મેળવવામાં જરા પણ કસર કરી નહોતી. નગરીયાના વૃદ્ધ વહીવટદારને, પ્રભાકરના કુટુંબના ગોરને, ગામના પટેલને અને બીજા સાત–આઠ વૃદ્ધોને પ્રભાકરને ઓળખવા માટે લાવવામાં આવ્યા હતા. વધારામાં ઓર્ફનેજના સુપરિન્ટેન્ડન્ટને દોલતરાયનો ફોટો બતાવવામાં આવ્યો અને તેણે પણ તે પરથી એમ કહ્યું હતું કે " પ્રભાકરને ઓર્ફનેજમાં મૂકવા આવનાર તે જ માણસ હતો અને તે વખતે તે અમદાવાદી પાઘડી પહેરીને આવ્યો હતો. " આ પરથી દોલતરાયે કરેલી આ વધારે મોટી દગાબાજીના ગુન્હામાં તે આબાદ રીતે સપડાઇ જાય તેમ હતું.

ફરિયાદ નોંધાઇ ગઇ હતી અને કોર્ટ તરફથી મુદત પણ જાહેર કર-

વામાં આવી ગઇ હતી. સમન્સ નીકળી ચૂક્યા હતા. નગરીવાના જે વૃદ્ધ નરોને બોલાવવામાં આવનાર હતા તેઓને મુંબઇમાં લાવી રાખવાની, તેમના ખર્ચ માટેની, એવી સધળી ગોઠવણ વિજયચંદ શેઠને ખર્ચે વિશ્વમોહનરાયે કરી હતી. [illegible] રહી પણ દોલતરાયને આ સધળી બાબતની ખબર મળ્યે મળતી. સામા પક્ષ તરફની વધુ ને વધુ તૈયારીઓની ખબર જેમ જેમ તેને મળતી જતી હતી, તેમ તેમ તે વધારે ગભરાતો જતો હતો. કેસ ચાલવાની મુદત નજીક આવતી ગઇ અને પોતાનો બચાવ વધારે મુશ્કેલીભર્યો જણાયો, એટલે તેણે હરકોઇ રીતે આ કેસની માંડવાળ કરવાની અગત્ય વિચારી. પ્રસંગ મળ્યે તેણે પોતાની તે ઇચ્છા પોતાના જુવાન પુત્રને જણાવી દીધી.

દોલતરાયના પુત્ર કીશોરરાયે માંડવાળ કરવાની ધારણાથી વિશ્વમોહનરાયની મુલાકાત લેવાનો વિચાર કર્યો, પણ પાછળથી તેણે પોતાના વકીલને જ વિશ્વમોહનરાય પાસે મોકલવાનું વાજબી ધાર્યું. પ્રભાકરને પાંચ–પચીસ હજાર આપતાં જો માંડવાળ થાય તો ઠીક, એવી કીશોરરાયની ઇચ્છા હતી અને એનો ભાવાર્થ તેના વકીલે વિશ્વમોહનરાયને જણાવ્યો. વિશ્વમોહનરાયના સત્યાગ્રહીપણાએ તે વાત માન્ય રાખી નહિ એટલે કીશોરરાય સીધો વિજયચંદ શેઠની પાસે ગયો અને શેઠના ખોળામાં પાઘડી મૂકી રડી પડ્યોઃ "શેઠજી! મારા બાપની લાજ તમારા હાથમાં છે! ગમે તેમ કરો પણ આ ફરિયાદ પાછી ખેંચી લેવરાવો અને અમારી આબરૂ બચાવો."

"ભાઇ! એમાં હું શું કરૂં? તારા બાપે જેવાં કામ કર્યાં તેવાં ફળ પણ તેણે ભોગવવાં જોઇએ. શું આ નાનોસૂનો પ્રપંચ છે? શું તારા બાપને તેનાં દુષ્ટ કર્મોનો બદલો મળવો ન જોઇએ?" શેઠે જરા આકરાપણાથી જવાબ આપ્યો.

"શેઠજી! થઇ ગએલાં પાપોને પુનઃ સંભારવાથી હવે જે થયું તે ન થયું થનાર નથી! પ્રભાકર મારો ભાઈ છે અને આપ શેઠની આજ્ઞા હોય તો હું તેને પચીસ હજાર રૂપિયા આપવા તૈયાર છું અને તમે ફરિયાદ પાછી ખેંચાવી લો."

"બોલતાં જરાએ શરમાતો નથી? બે લાખ રૂપિયાની મીલકત પચાવી પાડીને પચીસ હજાર રૂપિયા આપવા આવ્યો છે! બધી મીલકત સોંપી દે, આ દશ-બાર વર્ષમાં તેમાંથી તેં જે કાંઇ કમાણી કરી હોય તે સોંપી દે અને તે ઉપરાંત એ અનાથ છોકરાની માફી માંગ, તો તારા ભાગ્યમાં હોય તો પ્રભાકર સમજે. હું ફરિયાદ પાછી ખેંચી લેવાને મુખત્યાર નથી."

"પણ—"

"પણ-બણ હું કાંઇ ન સમજું. મીલકત સોંપવાની કબૂલત મારી પાસે કર અને પછી-આ આવ્યો પ્રભાકર, સમજાવ તેને." એટલામાં પ્રભાકર અને શેઠનો પુત્ર મતિલાલ-બન્ને મિત્રો આવી પહોંચ્યા.

કિશોરરાય પ્રભાકરને જોતાં જ શરમીંદો બની ગયો. તેની આંખમાં આંસુનું પૂર ઉભરાયું. મતિલાલ બોલ્યોઃ "પિતાજી! એઓ કોણ છે?"

શેઠ મન્દ સ્મિત કરીને બોલ્યાઃ "તે પ્રભાકરના ભાઇ છે-દોલતરાયના દીકરા થાય. ફરિયાદ પાછી ખેંચી લેવા માટે કહેવા આવ્યા છે."

પ્રભાકર ચમક્યો, પણ કાંઇ બોલ્યો નહિ. કીશોરરાય જ બોલ્યોઃ "ભાઇ પ્રભાકર! મારા લઘુબંધુ! મારા પિતા તરફથી હું તારી ક્ષમા માંગવા આવ્યો છું. અમારી મિલકતમાંથી તું માંગે તેટલો ભાગ હું આપીશ, પણ મારા પિતાને તું જીવિતદાન આપવા જેટલી કૃપા કર."

અનાથાવસ્થામાં ઉછરેલો પ્રભાકર આ શબ્દો સાંભળી રહ્યો, પણ તે કાંઇ જ બોલી શક્યો નહિ. તેનો મિત્ર મતિલાલ બોલ્યો-કાંઇક કટાક્ષમાં

બોલ્યો: "ભાઇ ! એ તો અનાથ છોકરો છે; તેને કોઇના પર કૃપા કરવાનો અધિકાર નથી."

"તે અનાથ ? હા, તે અનાથ હતો પણ તેનું ભાગ્ય અનાથ નહોતું, અને તેથી જ ઇશ્વરે તેને મદદ કરી છે. પણ ભાઇ પ્રભાકર ! અમારા અપરાધોને તું ભૂલી જા અને અમારી કીર્તિને તું કલંકિત થતી અટકાવ."

"શેઠજી કહે તે પ્રમાણે કરવા હું તૈયાર છું." છેવટે પ્રભાકરના મુખમાંથી શબ્દો નીકળ્યા.

વિજયચંદ શેઠ બોલ્યા: "મેં તો કહ્યું કે તારી સઘળી મીલકત અને તેની સઘળી કમાણી તને સોંપી દેવામાં આવે."

"હા, પ્રભાકર તે સર્વનો હકદાર છે એ હું કબૂલું છું, પણ જો તેમ થશે, તો તેના ભાઇઓ—અમે ભૂખે મરીશું; કારણકે તેની મીલકત અમારા હાથમાં આવી તે પહેલાં અમે કેવળ નિર્ધન હતા અને અત્યારે પુનઃ નિર્ધન થઇ જઇશું." કિશોરરાયે જણાવ્યું.

મતિલાલ સહજ બોલ્યો: "પ્રભાકર તમારી અવસ્થા એવી નહિ રહેવા દે; તમને કાંઇક આપશે."

"તો જેવી પ્રભાકરની ઇચ્છા ! ભલે અમારૂં સર્વસ્વ અમે એને સોંપી દઇશું. ઇશ્વર સત્યનો બેલી છે અને અમારાં અસત્કાર્યોને માટે તે શિક્ષા પણ ઉચિત છે."

પ્રભાકર બોલ્યો: "ભાઇ ! તમે એમ નિરાશ થશો નહિ. તમે મારા ભાઇ છો એ હું આજે જ જાણું છું અને તમો—વડીલ ભાઇના પુણ્યદર્શનથી મને આનંદ થયો છે. તમે આ કલહ શમાવી દેવા માંગો છો તો ભલે, મને તમારૂં સર્વસ્વ નથી જોઇતું. માત્ર મારા પિતાની જે મીલકત તમને મળી હોય તે મને સોંપી દો અને આજસુધીમાં તમે તેમાંથી જે

કમાણી કરી હોય તેનો ઉપભોગ ભલે તમે કરો! પ્રભુસાક્ષીએ, તમે મારા પિતાજીની જે મીલકત લીધી હોય તે મને આપજો."

કિશોરરાયને પ્રભાકરનાં આ ઉદાર વચનો સાંભળીને આનંદ થયો, અને તે બંધુભાવપૂર્વક પ્રભાકરને ત્યાં ને ત્યાં જ ભેટી પડ્યો. વિજયચંદ શેઠ પ્રભાકરનો ઉદાર ભાવ જોઇને નવાઇ સાથે આનંદ પામ્યા.

---

## પ્રકરણ ૬૯ મું.

---

## વકીલની આદર્શ નીતિ

ત્યારપછીના એક અઠવાડિયાની અંદર તો કાંઇ કાંઇ બનાવો બની ગયા! દોલતરાયની પેઢીના ચોપડાપરથી વિજયચંદ શેઠે પ્રભાકરના પિતાની અસલ મીલકતનું સરવૈયું તૈયાર કરાવ્યું તે પ્રમાણે સ્થાવર જંગમ મીલકત પ્રભાકરને સોંપી દેવામાં આવી અને બીજી જે કાંઈ મીલકત હતી તે કિશોરરાયને રાખવા દેવામાં આવી. પ્રભાકર તરફની ફરિયાદ પાછી ખેંચી લેવામાં આવી એટલે દોલતરાયનું હૃદય શાન્ત થયું. પ્રભાકરનું ભાગ્ય એ પ્રમાણે એક જ અઠવાડીયામાં ફરી ગયું! તે અનાથ મટીને હવે ધનવાન્ ગણાવા લાગ્યો! ઈન્દુવદનરાયે પણ મૃત પત્નીના અદૃશ્ય આત્માનું સ્મરણ કરી બે અશ્રુબિંદુ પાડી પ્રભાકરને પોતાને ત્યાં લાવીને રાખ્યો!

"ભાઈ પ્રભાકર! એક તારીખે તમારૂં ભાગ્ય ઉઘાડ્યું, અને તે સાથે મારી સીતાનું ભાગ્ય પણ ઉઘાડ્યું! તમારી શોધને માટે હું નિરાશ બન્યો હતો અને મારી સીતાને અન્ય કોઈ સ્થળે પરણાવવા તૈયાર થયો હતો, એવામાં તમે મને પ્રાપ્ત થયા છો અને હવે બહુ વિલંબ

નહિ કરતાં થોડા જ વખતમાં મારી ઇચ્છા તમારૂં અને મારી સીતાનું લગ્ન કરી નાંખવાની છે."

પ્રભાકર પોતાના તારીજની માહિતીપરથી પોતાના સસરાને ઓળખી ગયો હતો. તેણે વિનયપૂર્વક જવાબ આપ્યો: "આપ જેવા વડીલોની કૃપાથી મારો ઉદ્ધાર થયો એમાં કાંઈ જ સંશય નથી, પરંતુ તમે લગ્નને માટે આટલી ઉતાવળ કરો છો એ મને નથી રૂચતું. હજી હું મારાં કોઇ સગાંઓને ઓળખતો નથી. ખરા વતનનો ભાસ પણ હું ભૂલી ગયો છું. વળી હજી મને વધુ અભ્યાસ કરવાની ઇચ્છા છે તો સંસારજાળમાં હાલમાં પડવાની મને ઇચ્છા નથી."

"લગ્નથી તમારા અભ્યાસમાં વિઘ્ન નહિ આવે અને વતન તથા સગાંઓને તો તમે ગમે તે વખતે ઓળખી-જાણી શકશો. જો તમારા કાકા સાથે હવે તમને સારૂં હોય તો તે જ તમારાં નિકટનાં સગાં છે, અને બીજો નીકટનો સગો હું છું, પણ સીતાને પરણાવી દઇને તુરતમાં જ હું મારી આંખો ટાઢી કરવા ઇચ્છું છું." ઇન્દુવદનરાયે કહ્યું

આ વાત ચાલતી જ હતી, એવામાં વિજયચંદ શેઠ વિશ્વમોહનરાયની સાથે આવી પહોંચ્યા. પ્રભાકરે બંને વડીલરૂપ નરોને નમન કર્યું અને તેમની કુશળતા પૂછી. વિજયચંદ શેઠ બોલ્યા: "મી. ઇન્દુવદનરાય! પ્રભાકર તો હજી બાળક છે, પણ આ વાતનો તમે નિવેડો કરો. તમે જાણો છો કે પ્રભાકરનો ઉદ્ધાર કરવામાં મુખ્ય મહેનત લેનાર વકીલ વિશ્વમોહનરાય છે. આ કામ માટે જે કાંઇ ખર્ચ થાય તે આપવાનું મેં માથે લીધું હતું. સારે ભાગ્યે અધવચથી જ કેસની માંડવાળ થઇ ગઇ છે, એટલે કાંઇ બહુ ખર્ચ થયું નથી. આ ખર્ચ કરવાનું મેં મારે માથે લીધું હતું માટે તેનું જે ખર્ચ વિશ્વમોહનરાયે કર્યું હોય તે મારી પાસેથી તેમણે લેવું જ જોઇએ, ખરૂં કે નહિ?"

ઇન્દુએ કહ્યું: "હા ખર્ચ લેવું જોઇએ અને તેમણે જેટલા વખતનો ભોગ આપ્યો હોય તેની ફી પણ લેવી જોઇએ; પણ શેઠજી! પ્રભાકર ઉપર આપનો મોટો ઉપકાર હોવા છતાં મારે કહેવું જોઇએ કે હવે જ્યારે આપના પ્રયાસથી જ પ્રભાકરનું ભાગ્ય ઉઘડયું છે, ત્યારે તમારે તે ખર્ચ કે ફી આપવાની જરૂર નથી. તે સઘળું ખર્ચ હું આપીશ."

"અને તે મારી મીલકતમાંથી જ આપજો. જ્યારે આપ સૌની કૃપાથી મારો ઉદ્ધાર થયો છે, ત્યારે પછી મારે માટે આપે કોઇએ નાણાંનો ભોગ આપવાની જરૂર નથી." પ્રભાકર વચમાં બોલી ઉઠયો.

વિશ્વમોહનરાય બોલ્યા: "ખર્ચ ઘણું થોડું થયું છે અને ફી તો હું લેવા ઇચ્છતો જ નથી. આવાં શુભ કાર્યો કરવાનો સમય અમને—વકીલોને કોઇક જ વાર મળે છે, કારણકે બહુધા કાવાદાવાવાળા મુકદ્દમાઓમાં ઉદારતાને થોડો જ અવકાશ રહે છે. એટલે હું આ શુભ કાર્ય કેવળ નિઃસ્વાર્થે કરવા ઇચ્છું છું. જે ખર્ચ થયું છે તે પણ હું પોતે જ ઉપાડી લઇશ. હા, હું કાંઇ બહુ પૈસાદાર નથી, એટલે જો વધારે ખર્ચ થયું હોત તો તે મને વિજયચંદ શેઠની પાસેથી લેવાની જરૂર પડત, પણ તેમ થયું નથી એટલે જે કાંઇ થોડું ખર્ચ થયું છે તે ઉપાડી લેવાને હું શક્તિમાન છું. આપે કોઇએ તસ્દી લેવાની જરૂર નથી."

સૌ ચૂપ બની ગયા. વિશ્વમોહનરાયની વિનયશીલતા અને શુદ્ધ બુદ્ધિ જોઇને ઇન્દુ તો દંગ બની ગયો. વકીલાતના ધંધામાં પરોપકાર કે શુભ કાર્ય થઈ જ ન શકે એવું શિક્ષણ પામેલા ઇન્દુને આ સ્વાર્થત્યાગ અતિ વિસ્મયજનક થઇ પડયો. પ્રભાકર મૌન્ય તોડીને બોલ્યો: "વકીલ સાહેબ! આપના સ્વાર્થત્યાગને માટે હું આપનો આભારી છું. તે ખર્ચ લેવાની તમે આગ્રહપૂર્વક ના કહેતા હો તો હું લાચાર છું, પણ દાજીબાના કેસમાં તાવીજ ખોલાયું અને તે સાથે મારું ભાગ્ય પણ ઉઘડયું,

તેથી હાજીભાનો કેસ લઢવામાં જે ખર્ચ થાય અને તેની જે ફી થાય તે મારી પાસેથી લેજો. મને પણ એટલું પુણ્ય ઉપાર્જન કરવા દેજો."

વિશ્વમોહનરાયે મન્દ સ્મિત કરતાં કહ્યું: "ભલે, તમારી એવી ઇચ્છા છે, તો તેના પૈસા મને આપજો. ગરીબ હાજીભાને પણ એથી લાભ થશે."

"અને તે સાથે તમને એક બીજી વિનતિ પણ મારે કરવાની છે." પ્રભાકર બોલ્યો: "દોલતરાયે ગમે તેવાં ખરાબ કામ કર્યાં હોય તોપણ તે મારા વડીલ છે અને તેમની બુદ્ધિમાં-નીતિમાં હવે સુધારો થયો છે, તો હાજીભાના કેસમાંથી પણ તેમનો છુટકારો થએલો જોવા હું ઇચ્છું છું."

"પ્રભાકર! ભાઈ! દુષ્ટતાનો બદલો મળવો જોઇએ. અને ન્યાયની કચેરીમાં દોલતરાયને જે શિક્ષા થાય તે થવી જ જોઇએ. તે જ ન્યાય્ય છે અને જગતમાં સત્યનો વિજય કરવા માટે ન્યાયમાં અંતરાયભૂત થવું તે પાપ છે."

પ્રભાકર બોલ્યો: "શિક્ષા થવી જોઇએ એ વાત ખરી. શિક્ષા બે પ્રકારની હોય છે. સરકાર કેદની કે દંડની શિક્ષા ગુન્હેગારને કરે છે તે શામાટે? ગુન્હેગારની બુદ્ધિ સુધરે, તેની નીતિ સુધરે, તેનું મન સુધરે, તેને પાપનો પસ્તાવો થાય, ભવિષ્યમાં તે ફરી એવો ગુન્હો ન કરે તે-ટલા માટે. સરકાર તરફથી એવી જે શારીરિક શિક્ષા કરવામાં આવે છે તે ગુન્હેગારોની માનસિક સ્થિતિ સુધારવા માટે કરવામાં આવે છે; પરંતુ શારીરિક શિક્ષા થયા પહેલાં ગુન્હેગારનું મન સુધરી ગયું હોય, થોડાં વીતકથી પણ તેને સાન વળી ગઇ હોય, તો પછી તેને શારીરિક શિ-ક્ષાની શી જરૂર છે? મારા કાકાની બુદ્ધિમાં સુધારો થયો છે, એ વાત મારા આ દૃષ્ટાંતપરથી તમને ખરી લાગતી નથી?"

વિશ્વમોહનરાય અને ઇન્દુવદનરાય બન્ને પ્રભાકરનો બુદ્ધિવિભવ જો-ઇને સાનંદાશ્ચર્ય પામ્યા. વિશ્વમોહનરાયે કહ્યું: "તમારૂં એ કહેવું ખરૂં છે.

પણ દોલતરાયનું મન સુધર્યું છે અને એને શારીરિક શિક્ષાની જરૂર નથી એમ આ એક દાખલાપરથી માની લેવું તે એક ભૂલ છે, ભાઇ! અને તેથી દોલતરાયને બિલકુલ છૂટો થવા દેવો તે મારી સદસદ્‌વિવેકબુદ્ધિને નથી રૂચતુ."

"ખરેખર મને તેથી દુઃખ થશે." પ્રભાકર બોલ્યો.

"પણ ન્યાયની દેવીને દુઃખ નહિ થાય. છતાંએ દોલતરાયને વધુ શિક્ષા ન થાય તે માટે હું સાવચેત રહીશ." વિશ્વમોહનરાયે કહ્યું.

પ્રભાકરે એટલાથી પણ સંતોષ માન્યો અને તે શાન્ત રહ્યો. વિજયચંદ શેઠ તથા વિશ્વમોહનરાય ગયા. પ્રભાકર ફરવા ગયો. સીતા ઉદ્યાસમાં માળપર બેસી રહી. પણ ઇન્દુવદનરાય તો વિશ્વમોહનરાયની એક વકીલ તરીકેની આદર્શ નીતિ જોઇને તે સામે પોતાની દુષ્ટ નીતિની સરખામણી કરતો વિચારનિમગ્ન બની બેઠો હતો. તેના ચિત્તમાં કાંઇ કાંઈ નવા સંસ્કારો તેથી જાગૃત થતા હતા.

---

## પ્રકરણ ૭૦ મું.

---

### એક મહિનાનો ગાળો.

ત્યારપછી એક મહિનાનો ગાળો પડયો; પણ તે એક મહિનામાં આપણે આપણી વાર્તાનાં પાત્રોને તદ્દન નવા જ લેબાસમાં જોઇએ છીએ.

દોલતરાયે દાજીભાની ફરિયાદમાં કોર્ટની સમક્ષ પોતાનો ગુન્હો કબુલ કરીને માફી માંગી હતી! દોલતરાય જેવા તરકટી અને કપટી માણસને માટે આ બનાવ બનવો કેવળ અશક્ય હતો, પરન્તુ એ વાત ખરી છે કે માણસને દુઃખ પડયા વિના જ્ઞાન થતું નથી! પોતે કેવી મોટી આપત્તિમાં ફસાઇ પડયો હતો તે તેણે જોયું હતું અને છેવટે ગુન્હો કબૂલ

કરીને માફી માંગ્યા વિના તેનો છૂટકો નહોતો. મેજીસ્ટ્રેટે દોલતરાયપર તહોમતનામું ફરમાવ્યા પછી તેણે પોતા તરફથી વકીલોને બિલકુલ રોક્યા નહિ. સામા પક્ષે કેસ ચલાવ્યો અને તેમાં તેણે પોતાનો ગુન્હો કબૂલ કરીને પોતાની હકીકત કહી, પોતાના ગુન્હાને માટે શિક્ષા કરતાં કોર્ટને દયા રાખવાની આજીજી કરી. આ આજીજીની યોગ્ય અસર મેજીસ્ટ્રેટના હૃદય ઉપર થવા પામે તે પહેલાં હાજીભાના વકીલ વિશ્વમોહનરાય ઉપર તેની અસર થઇ! તેણે જણાવ્યું: "નામદાર કોર્ટને હું મારા અસીલ તરફથી એક વધુ અરજ કરૂં છું. અપરાધી ઉપરનો મુકર્દમો પાછો ખેંચી લેવા જેવી સ્થિતિમાં તો હવે મારો અસીલ રહ્યો નથી, પણ કોર્ટમાં તેણે પોતાનો ગુન્હો કબૂલ કરીને અસલ તારીજ પાછું આપવાનું કબૂલ્યું છે તથા ગુન્હાને માટે માફી માંગી છે તેથી મારા અસીલને અપરાધી પર દયા આવે છે. અપરાધીને આ કેસથી જે ગેરઆબરૂરૂપી શિક્ષા થઇ છે તે કોઇ પણ રીતે થોડી નથી અને તે શિક્ષાથી જ તેને સાન વળી ગઇ હોવાથી તેણે પોતાનો ગુન્હો કબૂલ કરીને કોર્ટની માફી માંગી છે. જ્યારે આમ છે, ત્યારે હું ફરિયાદીના વકીલ તરીકે પણ આશા રાખું છું કે ગુન્હેગારને થોડા દંડની સજા કરી છોડી મેલવામાં આવશે"

અપરાધીની આજીજીની અસરને મેજીસ્ટ્રેટના મનપર દૃઢીભૂત કરનારા વકીલ વિશ્વમોહનરાયના આ શબ્દો થઇ પડ્યા. કોર્ટે ચુકાદો આપતાં દયા રાખી અને ગેરઆબરૂરૂપી શિક્ષાથી ગુન્હેગારોપર સારી અસર થતી હોવાને લીધે તેવા ગુન્હેગારોને શારીરિક શિક્ષાની કાંઇ જરૂર નથી એમ ચુકાદામાં ખુલ્લું જણાવ્યું; છતાં "ના. સરકારે વિશ્વાસઘાતના ભયંકર ગુન્હાને માટે કાયદામાં જે સજા ફરમાવી છે તેનું ઉલ્લંઘન કરવામાં આવે તો કાયદાનું અપમાન કરવામાં આવેલું ગણાય" એમ કહી દોલતરાયને ૫૦૦ રૂપિયાના દંડની અને એક દિવસની આસાન કેદની સજા કરી

તથા ફરિયાદી ગરીબ હોવાથી તેનું ખર્ચ ગુન્હેગારને માથે નાંખ્યું. એ પ્રમાણે એ કેસનો નિકાલ થઇ ગયો અને બીજે દિવસે સાંજે દોલતરાય ઘેર આવ્યો.

* * * *

આ એક માસના ગાળામાં પ્રભાકર અને સીતાકુમારીનું લગ્ન પણ થઇ ગયું હતું! લગ્ન મુંબઇમાં જ થયું હતું અને દોલતરાયે તેમાં વર તરફથી અગ્રેસર તરીકે ભાગ લીધો હતો. વિનાછૂટકે દોલતરાયને પ્રભાકર તરફ હવે સદ્દવૃત્તિ રાખવી પડી હતી અને કાંઇક એમ પણ ખરું કે કષ્ટનો અનુભવ થયા પછી તેના હૃદયમાં હવે કાંઇક સુધારો થયો હતો. ઈન્દુએ પોતાની મૃત પત્નીની ઇચ્છાની પ્રપૂર્તિને પુણ્યરૂપ માનીને સીતાના લગ્નમાં દ્રવ્યનો વ્યય સારી પેઠે કર્યો હતો, છતાં રૂકિમણીનું ખૂન કરીને ડૉકટરને જેટલી લાંચ આપવી પડી હતી તેટલું ખર્ચ આ ક્રિયામાં થયું નહોતું! પ્રભાકરપર ઇન્દુનો પુત્ર સરખો વત્સલ ભાવ જાગૃત થયો હતો અને તે સાથે કાંઇ ગુપ્ત માનસિક વલણને વશ થઇ ઈન્દુએ પ્રભાકરને પોતાના જ ઘરમાં રાખીને પોતાની સઘળી ગૃહસંપત્તિથી વાકેફ કર્યો હતો. આ સમયમાં ઈન્દુનું લક્ષ ધંધામાં બહુ રહેવા પામ્યું નહોતું અને તેથી ગુસ્સો માત્ર એકલા ગિરિજાશંકરને થતો! ઇન્દુ કેસ લેવા તરફ બહુ ધ્યાન આપતો નહિ તેથી ગિરિજાશંકરને સેંકડે પચાસ ટકા જેટલું નુકસાન થતું હતું, તે તેનાથી સહન થતું નહિ અને તેથી તે વારંવાર બરબડતો કે “ આ પ્રભાકર ઘરમાં આવ્યો છે ત્યારથી બેરીસ્ટર ચક્રમ બની ગયા છે!”

પિતાનો ગુસ્સો જોઇને જે સીતાકુમારીનાં નેત્રોમાંથી પહેલાં અશ્રુ વર્ષતાં હતાં, તે જ સીતા હવે પિતાની સ્નેહભરી દૃષ્ટિથી અને સ્વામીની સપ્રેમ સેવા કરવાનું પ્રાપ્ત થવાથી આનંદિત બની હતી. માતાએ તેના હૃદયમાં

વાવેલા સુસંસ્કારો વૃક્ષરૂપે ફૂટી નીકળવાનો યોગ્ય અવસર હવે સીતાને પ્રાપ્ત થયો હતો. સીતાની ઇચ્છાથી ઇન્દુએ એક વાર પ્રભાકરને અને સીતાને નગરીયામાં જવા દીધાં હતાં. પ્રભાકર પોતાના અસલ વતનને જોઇને જેટલો આનંદિત થયો તેટલો જ અત્યારે પોતાનાં જૂનાં મકાનોની દુર્દશા જોઇને શોકાતુર થયો. સીતાને તો એ પડી આખડી ગએલાં ઘર પણ તીર્થરૂપ લાગ્યાં અને હર્ષ થયો. નગરીયાના લોકોએ પ્રભાકરને બહુ માન આપ્યું અને વિનવ્યું કે "ભાઈ! દેસાઇજી તો ગયા, પણ હવે તમે આ ગામમાં આવીને તમારો ગીરાસ સંભાળો અને અમ ગરીબ લોકના અન્નદાતા થાવ." પ્રભાકરને નગરીયાના ભોળા દિલના લોકોની આ સરળ માંગણી તરફ બહુ લાગણી થઇ આવી, પણ તેણે જણાવ્યું કે "ભાઇઓ! મારૂં જીવન મારા પિતાના જીવન જેવું બને તેમ નથી એટલે હું આ ગામડામાં તો રહી શકીશ નહિ, પણ હું એટલું તો કહું છું કે હું ગમે ત્યાં જઇશ, તોપણ આ મારી જન્મભૂમિને વિસરીશ નહિ, હું મારાં પડી ગએલાં મકાનોને સુધરાવીશ અને દર વર્ષે થોડો વખત અહીં આવીને ગામડાની સાદી મોજમજાઓમાં ગાળીશ." લોકોને એટલેથી પણ સંતોષ થયો.

* * * *

આટલા સમય દરમ્યાન એક ત્રીજો અગત્યનો બનાવ એ બન્યો હતો કે ધર્મચંદ અને કહાનદાસે મળી જઇને તથા કોઇ હુશિયાર વકીલની સલાહ લેઇને પુનમચંદ ઉપર નોટીસ મોકલાવી હતી. તે નોટીસમાં વીલ સંબંધે કાંઇ ઇશારો નહિ કરતાં સાધારણ રીતે મીલકત સોંપી દેવાની માંગણી કરવામાં આવી હતી. પુનમચંદે એ નોટીસનો કાંઇ પણ જવાબ આપવાની દરકાર કરી ન હતી. ત્યારપછી કહાનદાસે જાહેર છાપામાં પોતાની સહીથી એક ખબર છપાવી કે "પુનમચંદ શેઠે અમુક વા-

રીખે એક ફારકતીપર મારી સહી લીધી હતી; તે ફારકતી ખોટી છે, કારણકે મને દબાવીને અને ધમકી આપીને તેમણે તેમાં મા હતી." આ ખબર એક બાજુએ છાપામાં બહાર પાડવામાં આવી અને બીજી બાજુએ પુનમચંદને નોટીસ આપવામાં આવી કે "જે અસલ વીલ કુંદનના મહુંમ પિતા તરફથી કરવામાં આવ્યું હતું, તે વીલ તમે અમોને સોંપ્યું છે છતાં તે વીલમાં દર્શાવ્યા પ્રમાણે તમે અમોને મિલકત સોંપતા નથી, તો આજની તારીખથી બે દિવસની અંદર અમોને અમારી મીલકત સોંપીને તમારે અમારી સહી સીક્કા સાથેની ફારકતી લેવી." આ નોટીસ કુંદન અને કહાનદાસની સહી સાથે પુનમચંદ ઉપર મોકલવામાં આવી કે તુરત જ પુનમચંદને ધ્રાસ્કો પડયો! "બાપરે! અસલ વીલ મેં ઇન્દુવદનરાયને સોંપ્યું છે તે આ લોકોના હાથમાં ક્યાંથી અને કેવી રીતે ગયું? ચોરી થઇ હશે, તેઓએ કોઈ બનાવટી વીલ ઊભું કર્યું હશે કે વીલ સોંપ્યાની તેઓ ડંફાસ મારતા હશે?" પુનમચંદ માથે પાઘડી મૂકતો કે ઈન્દુની ઓફીસ તરફ દોડયો!

## પ્રકરણ ૭૧ સું.

### ગભરાટ અને નિરાશા.

પુનમચંદ આંફળોફાંફળો બનેલો એકદમ ઇન્દુવદનરાયની ઓફીસમાં આવી લાગ્યો અને કુંદન તથા કહાનદાસ તરફથી આવેલી નોટીસ તેણે ઈન્દુના ખોળામાં ફેંકી. ઈન્દુએ પરબીડીયામાંથી નોટીસનો કાગળ કાઢતાં પૂછ્યું: "કેમ, શેઠજી! આટલા બધા ગભરાયલા કેમ દેખાઓ છો?"

"અરે સાહેબ! એ વાંચો તો ખરા, આ વળી નવું તરકટ ક્યાંથી ઊભું થયું? મને તો કાંઇ સમજણ પડતી નથી." શેઠે કહ્યું.

ઇન્દુએ નોટીસ વાંચી. તે સમજી ગયો કે પોતે સોંપેલું વીલ હવે ઉઘાડું પડી ગયું છે. એ જ ક્ષણે તેણે પોતાના મનને કઠોર બનાવ્યું. અત્યારસુધી પુનમચંદની સાથે મીઠી જીભ રાખી હતી, પણ હવે તેને ખુલ્લી રીતે સઘળી વાત જણાવી દેવી એવો તેણે મનમાં નિશ્ચય કર્યો અને સ્વલ્પ સમય તે સ્તબ્ધ બનીને બેસી રહ્યો. પુનમચંદ બોલ્યોઃ "સાહેબ! બીજું બધું તો ઠીક પણ પેલું વીલ તો આપની પાસે આબાદ રહ્યું છે ને? તો પછી આ હરામખોરોએ કોઇ નવું તરકટી વીલ ઊભું કર્યું હોવું જોઇએ."

ઇન્દુએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. પુનમચંદનું મન વધારે અધીરું થવા લાગ્યું. તે પુનઃ બોલ્યોઃ "મને ગભરાટ પેદા થાય છે, શું તમારી પાસેથી વીલ ચોરાઈ ગયું છે?"

ઈન્દુ હૃદયને મક્કમ રાખીને બોલ્યોઃ "શેઠજી! વીલ ચોરાઇ ગયું નથી, પણ હું પોતે જ ધર્મચંદને સોંપી આવ્યો છું."

"હેં, હેં, તમે આ શું કહો છો! મારી મશ્કરી તો નથી કરતા?"

"મશ્કરી નહિ પણ તે ખરૂં છે. પુનમચંદ! મને દુષ્ટ અને અધર્મી માર્ગે ચડાવી મારી નીતિનું નિકંદન વાળનાર તમે જ હતા; તમારી પુત્રીતુલ્ય કુંદનને દગો દેનાર તથા તેનો ઘાત કરવા તૈયાર થનાર કસાઇ પણ તમે જ હતા; બિચારા કહાનદાસને ધમકી આપીને દ્વારકતીપર મારા દેખાતાં સહી કરાવનાર અત્યાચારી–જુલ્મી પણ તમે જ હતા; અને તે તમારાં દુષ્કૃત્યોનો બદલો મારે તમને આપવો જોઇએ, એમ ધારીને તમારો વિશ્વાસઘાત કરવાનું પાપ–એક છેલ્લી વારનું પાપ મેં પોતે જ કર્યું છે."

"હેં, હેં! ઇન્દુવદનરાય! શું એક દિલોજાન મિત્ર બનીને તમે જ મને દગો દીધો!"

"તે દગો નથી પણ દગાનો બદલો છે; કુંદનના પિતા તુલ્ય બનીને

તમે શું તેને થોડો દગો દીધો છે ? હા ! મને મુંબઇના અનીતિમય વાતા-વરણમાં લલચાવીને ફસાવનાર તમે જ હતા, મારા જીવનને ખરાબખસ્ત કરી નાંખનાર, મારી સ્ત્રીનું મરણ નીપજાવવામાં મને સાધનદ્વારા મદદ કરનાર અને મને દુઃશીલ બનવાનું શિક્ષણ આપનાર પણ તમે જ હતા. તમારાં આ દુષ્કૃત્યોનો બદલો તમને આપવાની ઇશ્વરે મને પ્રેરણા કરી છે અને તે જ પ્રેરણાને અનુસરીને હું તમને દગો દેવાનું પાપ નહિ પણ પુણ્ય કરવાને તૈયાર થયો છું. ”

“ હાય ! ઓ દુષ્ટ વકીલ ! તેં મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું છે ! ” પુનમચંદે એક ઉંડો નિસાસો નાંખ્યો અને તેની આંખમાં જળજળીયાં ભરાઇ આવ્યાં.

“ તારૂં સત્યનાશ વાળનાર તારાં દુષ્કૃત્યો છે અને તે દુષ્કૃત્યોએ જ મને નિમિત્તભૂત બનાવીને તારા પર વૈર લીધું છે. ”

“ પણ ફીકર નહિ ! ” પુનમચંદ ઝુસ્સામાં આવતો આંખો કાઢતો અને ભય દર્શાવતો બોલ્યોઃ “ તારા દગાનો બદલો હું તને આપીશ. હું તને એવી રીતે ફસાવીશ કે તું પણ મને યાદ કરશે. ઓ ખૂની ! શું કાયદાની ચુંગાલમાં તને ફસાવી દેવો તે કાંઇ મુશ્કેલ છે ? ”

“ હું એ જ ઇચ્છું છું ! મેં કરેલાં પાપોનો બદલો મને પણ મળવો જોઇએ. હા, મેં ખૂનનું પાપ કર્યું છે અને તે ખાતર મને સજા થાય તો તે ઇષ્ટ જ છે અને તે સજા હું ખુશીથી સહન કરીશ; પણ તને તારાં પાપોનો બદલો મળેલો જોઇને કેદખાનામાં રહ્યા રહ્યા કિંવા ફાંસીએ ચડતાં ચડતાં પણ હું ખુશી થઇશ. તું મને ખુહાર કરીશ તો ભલે, પણ બિચારી કુંદનને ન્યાય તો મળશે ! તેને તો તેના પિતાનું ધન મળશે ! ”

ગભરાટને અંતે પુનમચંદના હૃદયમાં નિરાશા પ્રસરી. તે બોલ્યોઃ “ ઇન્દુવદનરાય ! ગુસ્સો ન કરશો ! હું બહુ ગભરાઉં છું ! કોઈ પણ ઉપાયે,

કાંઇ પણ ખર્ચે હવે તે વીલ મારા હાથમાં આવે એવો ઉપાય છે ?"

"ઓ કૂતરા ! હવે ઘાસ કેમ ખાય છે ? શું ઇન્દુ તારા જેવો કૂતરો છે ? શું તું હવે મને લાંચ આપીને ફસાવી શકીશ ખરો ? ઓ નીચ ! ચાલ, અહીંથી જતો રહે ! મારા ગૃહના વાતાવરણને હવે વધુ વાર અપવિત્ર ન કર ! તારી વાણિયાવિદ્યા હવે મારી પાસે નહિ ફાવે ! હા, વ્હાલા ટોમટોમ ! જો તું અત્યારે જીવતો હોત, તો ધર્મચંદને એક વાર ઓરીસમાંથી તારી માર્ફતે નસાડી મેલ્યો હતો, તેવી રીતે આ દુષ્ટને પણ અહીંથી દૂર હાંકી કાઢત ! પુનમચંદ ! હવે તું અહીંથી ચાલ્યો જા, મારી ખુહારી કરવાને તારાથી જે બને તે કરજે, પરન્તુ અનીતિથી કુંદનનું જે ધન તું પચાવી પડ્યો છે તે તો તેને સોંપ્યા વિના નહિ જ ચાલે ! કહાનદાસ પાસેથી જુલ્મ કરીને ફારકતી લખાવી લેનાર ! યાદ રાખજે કે હું તે ફારકતીનો લખનાર પોતે જ કહાનદાસનો સાક્ષી છું."

પુનમચંદ શોકને લીધે મૂર્છિત સરખો થઇ ગયો. ઇન્દુએ તેનું જે અપમાન કર્યું હતું તેથી તેને બહુએ લાગી આવ્યું હતું, પરન્તુ તે કાંઇ પણ કરી શકે તેમ નહોતું. નિરાશ થએલો પુનમચંદ વીલે મ્હોંએ પાછો ફર્યો, પણ તેના ભાગ્યમાં હજી એક વધુ દુર્દશા લખાએલી હતી તે તે જાણતો નહોતો !

---

## પ્રકરણ ૭૨ મું.

## બાજી હાથમાંથી ગઇ !

ઇન્દુવદનરાય તરફથી હૃદયત્રાસક સમાચાર સાંભળીને પુનમચંદનું હૃદય મોટા ગભરાટમાં પડ્યું હતું. કુંદનની મીલકત પચાવી પાડવાને વર્ષોથી જે મહેનત તેણે લીધી હતી તે ઉપર માત્ર એક જ ગફલતને પરિણામે પાણી ફરી વળ્યું હતું. જો તેણે ઇન્દુવદનરાયને અસલ વીલ સોં-

પવા જેવી ગફલત ન કરી હોત તો આજે તેને વિમાસવાનો વખત આવત નહિ, પરંતુ હવે તો બાજી હાથમાંથી જતી રહી હતી, એમ તેને લાગ્યું. છતાં તે હજી કેવળ આશા છોડી દઇ શક્યો નહિ. તે સીધો મેસર્સ ગીરીદેવ, રોકજોખ અને ધરભરે સોલીસીટરોની ઓફીસમાં ગયો અને જતાં વાંત જ મી. ગીરીદેવે તેને કહ્યું: "કેમ શેઠજી! હજી બીજા પચીસ હજાર રૂપિયા તમારા તરફથી મળ્યા નહિ!"

"તે તો હું આપીશ જ. પણ હજી મારૂં કામ પત્યું નથી અને મામલો પાછો ફેરવાઇ ગયો છે." પુનમચંદે પડી ગએલે મ્હોંએ કહ્યું.

મી. ગીરીદેવ બોલ્યા: "તેમાં હવે હું શું કરૂં? હું તો ૨૫ હજાર રૂપિયાની સાથે જ પૂરા ૫૦ હજારનો હકદાર થઇ ચૂક્યો છું. એટલે હવે હું કાંઇ નવી જોખમદારીમાં ઉતરવા ઇચ્છતો નથી."

"પણ સાહેબ! એક વાર મારી વાત તો સાંભળો!" પુનમચંદે કહ્યું.

"ના; વાત સાંભળવાનું પછીથી; પણ એક વાર આપણો જૂનો હિસાબ ચૂકતો કરો; બધુંએ ચાલે, પણ વહેવારમાં બીજું કાંઇ ન ચાલે; માટે મારી પાસે બીજા પચીસ હજાર એક વાર ગીરી દો અને પછી તમારે જે પૂછવું હોય તે પૂછો."

"અરે મેહેરબાન સાહેબ! આપણો વળી આવો રોકડીયો વહેવાર કયે દિવસ હતો? આપ જરા વિચાર તો કરો."

"મેં વિચાર કર્યો છે અને આજસુધી આપણો રોકડીયો વહેવાર નહોતો, પણ અત્યારથી તમારે રોકડીયો વહેવાર જ સમજી લેવો. માટે એક વાર રૂપિયાની વાત કરો."

પુનમચંદને આ શબ્દોથી જરા માઠું તો લાગ્યું, પણ તેને આ વખતે ગીરીદેવની સલાહની બહુ જ ગરજ હતી, તેથી તે સઘળી વાત ગળી ગયો અને બોલ્યો: "કાંઇ નહિ, મારે તો અત્યારે પણ આપવા

છે અને પછીથી પણ આપવા છે. પચીસ હજારનો ચેક લખી આપું છું." એમ કહીને તેણે ચેક લખી આપ્યો.

ગીરીદેવ બોલ્યો: "વારૂ, હવે તમારે જે કહેવું હોય તે કહો. બોલો, શો નવો મામલો ઉપસ્થિત થયો છે?"

"સાહેબ! આપની પાસેથી હું વીલ લેઇ ગયો, તે અમસ્તું જોવા માટે મેં ઇન્દુવદનરાયને આપ્યું હતું. આજસુધી મેં તે વીલની તપાસ લીધી નહિ, પણ તે હરામખોરે તો વીલ સામા પક્ષવાળાને સોંપી દીધું છે અને મારી સાથે તેણે દગો કર્યો છે! કુંદન અને કહાનદાસ તરફથી નોટીસ પણ આવી ગઇ છે કે મારે તેમની મીલકત વીલમાં જણાવ્યા મુજબની સોંપી દેવી. વળી નોટીસમાં એમ પણ લખ્યું છે કે એ વીલ મેં જ તેમને સોંપ્યું છે! આ પ્રમાણે મામલો ઉંધો ઉડયો છે, તો હવે આપણે શું કરવું કે જેથી આપણી ધારેલી મુરાદ પાર પડે?"

એ મિનિટ વિચાર કરીને મી. ગીરીદેવ બોલ્યા: "વારૂ, પુનમચંદ શેઠ! ત્યારે આ બાબતમાં તમે મારી સલાહ લેવા આવ્યા છો?"

"જી હા." પુનમચંદે જવાબ આપ્યો.

"ત્યારે એ સલાહને માટે તમારે મને એક હજાર રૂપિયા ફી આપવી પડશે." ગીરીદેવે હાવકું મ્હોં રાખીને કહ્યું.

"અરે સાહેબ! મેં આપને આટલા આટલા રૂપિયા આપ્યા, છતાં આની સલાહને માટે આપ મારી પાસેથી જૂદી ફી માંગો છો?"

"અલબત્ત! આ કામ કેવળ નવું જ છે અને તમે અત્યારસુધીમાં મને જે ફી આપી છે તેમાં આ સલાહની ફીનો સમાવેશ થતો નથી; માટે તેની ફી તમે મને અત્યારે જ રોકડી આપશો તો તેની સલાહ તમને મળી શકશે."

"સાહેબ! હું કાંઇ આપનો નવો સવો અસીલ નથી, કે આપ આમ બોલો છો. આ મ્હોંની જરા તો શરમ રાખો, સાહેબ!"

મી. ગીરીદેવ જરા મ્હોં મલકાવતા બોલ્યાઃ "હં, જુઓને શેઠજી! શરમને ને ધંધાને કાંઇ બને છે?"

"ઠીક સાહેબ! લ્યો હજાર રૂપિયા વધારે." શેઠે જરા કરડાકીમાં જ ઉત્તર આપ્યો અને ઉતાવળે ઉતાવળે બીજો ચેક ઘસડી આપ્યો. શેઠની આંખમાં રતાશ આવી ગઇ; પણ ગરજના માર્યા કાંઇ બોલાયું નહિ.

મી. ગીરીદેવ ધીમેથી ચેકને ગજવામાં સરકાવી દેતા બોલ્યાઃ "શેઠજી! પહેલાં તો તમે વીલને ગમે તેવા વિશ્વાસુ માણસને સોંપવામાં જ ભૂલ કરી છે અને વળી વીલમાં તમારી સહી છે, એટલે એ અસલ વીલને બનાવટી વીલ ઠરાવી શકાય તેવું રહ્યું નથી. જો તેમ ન હોત તો આપણે બીજું બનાવટી વીલ ઊભું કરીને તેને ખરા વીલ તરીકે ઠોકી બેસાડત અને તમારા લાભની શરતો તે વીલમાં ગોઠવી દેત."

"હજી પણ તેમ કરીએ તો?" શેઠે પૂછ્યું.

"મારી સહી તેમાં છે અને તે સહી ખોટી તથા બનાવટી છે એમ મારી પેઢીની આબરૂની ખાતર મારાથી જુઠું નહિ કહી શકાય. એટલે હવે સઘળી બાજી હાથમાં ચાલી ગઇ છે! જો ડાહ્યા હો તો માંહોમાંહે સમજીને સામા પક્ષને મનાવો અને નહિતો જો સામો પક્ષ કોર્ટમાં જશે તો તમને લાભ થવાનો જરા પણ સંભવ નથી."

"પણ સાહેબ! આપ જો બનાવટી વીલ તૈયાર કરવાની મહેનત લ્યો, તો આપની પેઢીની આબરૂને કાંઇ નુકસાન નહિ પહોંચે, એ આપ નક્કી સમજજો. જો આપ તેમ કરો તો હું આપને બીજા પચીસ હજાર રૂપીયા આપીશ."

"પણ મારી પેઢીની આબરૂ કેવી રીતે જાળવવી તે તમારા કરતાં હું વધારે સારી રીતે સમજી શકું, શેઠજી! વીલ હાથમાંથી જવા દેતાં જ મૂર્ખાઇ કરી છે તો સામા પક્ષને મનાવી લેવામાં કે સઘળો વારસો સોંપી દેવામાં જે કાંઇ ઓકવું પડે તે ઓકીને તે મૂર્ખાઇનો બદલો મેળવી લ્યો."

"તે વિના બીજું કાંઇ બની શકે એમ છે?" શેઠ ઓશિયાળે મ્હોંએ બોલ્યા.

"મારી બુદ્ધિમાં તો કાંઇ આવતું નથી. આપને બીજા કોઇની સલાહ લેવી હોય તો ખુશીથી લ્યો."

"પણ આપની એક હજાર રૂપિયાની કિંમતી સલાહ તો આટલી જ કે?" શેઠ કરડાકીમાં રોષ ધરતા બોલ્યા.

"જી હા, એ જ મારી સલાહ છે." ગીરીદેવે કહ્યું; એટલામાં નોકર ખબર લાવ્યો કે "સૌભાગ્યમલ શરાફને ત્યાંથી માણસ દોડતો આવ્યો છે અને આપને બોલાવે છે."

ગીરીદેવે જરા ઉત્સુકતાથી પૂછ્યું: "સૌભાગ્યમલની તબીયત કેવી છે?"

"આવ્યો છે તે માણસ કહે છે કે શ્વાસ રૂંધાતો જાય છે અને હવે આશા નથી." ચાકરે જવાબ આપ્યો.

"શું?" પુનમચંદ આશ્ચર્ય પામતો બોલ્યો: "શું સૌભાગ્યમલની તબીયત ખરાબ છે?"

"હા, બે દિવસથી તેમનું શ્વાસનું દર્દ પાછું જોરથી ઉભરાયું છે અને હવે કાંઇ આશા રહે તેમ લાગતું નથી." ગીરીદેવે કહ્યું.

"ત્યારે ચાલો, હું પણ આપની સાથે તેમને ત્યાં આવું. મારે પણ થોડું કામ છે. તેમની માંદગીની તો મને અત્યારસુધી ખબર જ નહોતી."

"ચાલો ત્યારે, હું ત્યાં જ જઉં છું."

બન્ને જણા સૌભાગ્યમલને બંગલે જવા માટે એક સાથે નીકળ્યા.

---

## પ્રકરણ ૭૩ મું.

---

### ઉજળો દેવાળિયો!

સૌભાગ્યમલનું માંદગીનું બીછાનું વાલકેશ્વર ખાતે તેના બંગલામાં રાખવામાં આવ્યું હતું. ગીરીદેવ અને પુનમચંદ બંગલે જઇ પહોંચ્યા તે

વખતે સૌભાગ્યમલના બિછાનાની આસપાસ તેનાં સગાં-સ્નેહીઓ ભરાઇ બેઠાં હતાં અને ડાક્ટર પણ બેઠો હતો. થોડી વારે ડાક્ટર કાંઇ સૂચના કરીને ગયો અને તે સાથે તેનાં સગાં વહાલાં પણ થોડે થોડે વેરાયાં. પાએક કલાક પછી સૌભાગ્યમલે ગીરીદેવ સાથે એકાંતમાં વાતચીત કરવાની ઇચ્છા દર્શાવી. પુનમચંદ અને નોકર ચાકરો વગેરે બહાર ગયા અને સૌભાગ્યમલે પાએક કલાક સુધી ગીરીદેવને કાંઇક કહ્યું. ત્યારપછી પુનમચંદને બોલાવવામાં આવ્યો.

સૌભાગ્યમલે પુનમચંદને ધીમે સ્વરે કહ્યું: "પુનમચંદ શેઠ! આ દર્દમાંથી હવે મને બચવાની આશા નથી. છોકરા હજી નાના છે. મેં મારી મીલકતનું વીલ કર્યું છે અને તે વીલ તથા કાગળપત્રોની સીલબંધ તીજોરીઓ મેં અત્યારે મારા સાહેબ ગીરીદેવને સોંપી છે. બંગલાનું ગીરોખત, ચતુરદાસ મીલનું ગીરોખત તથા તે ખાતાંઓ પેટે તમારી જમા થએલી રકમને લગતા ચોપડા એ સઘળું તીજોરીઓની અંદર છે તથા વીલ પણ તીજોરીમાં જ મૂક્યું છે. તેની ચાવીઓ હું ગીરીદેવ સાહેબને સોંપી જઉં છું. મારે હસ્તક તમારાં જે કાંઇ નાણાં ધીરાયલાં છે તે સહીસલામત જ છે અને તે ખાતે તમારે નિશ્ચિંત રહેવાનું છે. મારા છોકરાઓ લાયક ઉમરના થશે ત્યાંસુધી ગીરીદેવ સાહેબ જ મારી મીલકતની વ્યવસ્થા કરે એવું મેં વીલમાં સ્પષ્ટ જણાવ્યું છે અને મારી વિનતિથી તેઓ સાહેબે તે વ્યવસ્થા માથે પણ લીધી છે."

"બહુ સારૂં, સૌભાગ્યમલભાઇ! અત્યારે હવે એ બાબતની ચિન્તા કરવાનો કાંઇ વખત નથી. હવે તો તમારે માત્ર એક ઇશ્વર તરફ જ ધ્યાન રાખવાનું છે." પુનમચંદ શેઠ પ્રસંગને અનુસરતો વિવેક કરતા બોલ્યા.

"હા, ખરૂં છે, એક ઇશ્વર જ ખરો છે." સૌભાગ્યમલે આકાશ ભણી દૃષ્ટિ કરતાં કહ્યું.

ગીરીદેવ અને પુનમચંદ સૌભાગ્યમલને બંગલેથી પાછા ફર્યા. શેઠના ચિત્તમાં અત્યારે કહાનદાસ અને કુંદન તરફની નોટીસનો મુદ્દો ઘોળાતો હતો, એટલે સૌભાગ્યમલની બાબતનો વિચાર કરવાને તેમને અવકાશ નહોતો. ઘેર આવીને શેઠે સઘળી વાત માનકોર શેઠાણીને કહી. શેઠાણીએ કુંદનને છેતરતી રાખીને સ્વાર્થ સાધવા માટે તો સુંદર યુક્તિ બતાવી હતી, પરન્તુ આ વખતે શેઠાણીને કાંઇ યુક્તિ સૂઝી શકી નહિ! શેઠ મોટી ચિન્તામાં પડયા.

*　　*　　*　　*

તે જ દિવસની રાત્રે સૌભાગ્યમલનું મરણ થઇ ગયું અને તે મરણના ખબર પણ શેઠને મળી ચૂક્યા. ત્રીજે દિવસે શેઠે ગીરીદેવની મુલાકાત લીધી અને સૌભાગ્યમલના વીલ બાબત પૂછગાછ કરી. ગીરીદેવે જવાબ આપ્યોઃ

"હા, તીજોરીમાંથી વીલ તો નીકળ્યું છે, પરન્તુ વીલમાં તો સૌભાગ્યમલે પોતાની માત્ર ૪૦ હજારની મીલકત બતાવી છે અને તે મીલકતની શી વ્યવસ્થા કરવી તે સૂચવ્યું છે."

"હા, પણ બીજા કાંઇ વહીવટી ચોપડા હાથ લાગ્યા હશે અને તેમાં મારા કેટલાક લાખ રૂપિયા જમા કરવામાં આવ્યા હશે. જે બંગલામાં સૌભાગ્યમલ રહેતા હતા, તે બંગલાનું ગીરોખત, અમદાવાદની ધી ચતુરદાસ મીલનું ગીરોખત એવા કાંઇ કાગળો પણ હાથ લાગ્યા હશે. મીલવાળા ચતુરદાસ શેઠનું કેટલુંક ઝવેરાત હશે, અને બંગલાનું, મીલનું તથા ઝવેરાતનું ગીરોખત તમે જે વાંચ્યું હોય તો તેમાં મેં રોકેલાં નાણાંની કાંઈ વિગત પણ—"

"અરે શેઠ!" ગીરીદેવ સાહેબ વચમાં જ બોલી ઉઠયાઃ "પણ ગીરોખત શા ને વાત શી? બંગલો તો સૌભાગ્યમલે ભાડે રાખ્યો હતો. માસિક એક્સો ચાળીસને હિસાબે બંગલાનું ભાડું છેલ્લા મહીના સુધીનું

મુકવાઇ ગયું છે. સૌભાગ્યમલના ઘરના એ ચાર હજારના ઝવેરાત વિના બીજું કાંઇ ઝવેરાત હાથ લાગ્યું નથી અને ગીરોખત તો એક પણ નથી!"

"હેં હેં! તમે આ શું કહો છે? બંગલો શું ભાડે હતો? નહિ, તે ગીરે રખાયો હતો અને તે માટે આપેલી રકમમાંનો અર્ધો ભાગ સૌભાગ્યમલને મેં આપ્યો પણ હતો. અને ચતુરદાસ મીલ તો ચતુરદાસ શેઠ જાતે આવીને મારી પાસે ગીરે મૂકી ગયા હતા. સૌભાગ્યમલની રૂબરૂમાં જ સૌભાગ્યમલને તેમણે કેટલુંક ઝવેરાત સોંપ્યું હોવાનું જણાવતા હતા."

"તે ગમે તેમ હો, પણ મને તો તેનું કાંઈ જણાવ્યું નથી, બલકે સૌભાગ્યમલના વહીવટના ચોપડામાં જમા કે ઉધાર પાસામાં તમારૂં નામ સરખુંએ નથી!"

"હેં હેં! ત્યારે શું હું સૌભાગ્યમલને હાથે ઠગાયો છું? અરે, પણ દરમાસની ઓગણત્રીસમી તારીખે સૌભાગ્યમલ મને બંગલા પાછળ રોકેલી રકમ માટેનું વ્યાજ પણ ભર્યે જતા હતા ને?"

"પણ તે વ્યાજની રકમોએ ચોપડામાં તમારે ખાતે ઉધારવામાં આવી નથી. કાલે તમે તેને બંગલે આવશો તો હું તમારી સામે તેનું વીલ અને ચોપડા મૂકીશ અને હું જે કહું છું તેની તમને ખાત્રી કરી આપીશ."

શેઠના હૃદયમાં મોટો ધ્રાસ્કો પડયો. બંગલાનો માલેક એક પારસી હતો તેની મુલાકાત લેઇને શેઠે ગીરોખતની વાત જણાવી. પારસી બોલ્યો: "સેથજી! આપના પુનથી હું અજી આબાદ છેઉં, એતલે મારા બાગબંગલા ગીરવી મૂકવાની મને કદી બી જરૂર પડી નહિ છે જી, અને સૌભાગ્યમલવાલા મારા બંગલા સમંધી આપની વાત ખોતી છે જી. બીજા કોઈ માનસે મને આવું કીધું હોતે તો તેથી હું મારૂં અપમાન થયલું સમજતે, પન આપ જેવા લાયક માનસને સું કેહું?!"

શેઠ તો આ જવાબ સાંભળીને શરમાઈ ગયા અને તે સાથે ગભ-

શયા ! અમદાવાદ ચતુરદાસ મીલના માલેક ઉપર તાર કર્યો તો જવાબ મળ્યો કે "અમે અમારી મીલ ગીરો મૂકીને કોઇની પાસેથી નાણાં લીધાં નથી અને અમે કે અમારો કોઇ માણસ મીલ ગીરો મૂકવા માટે કદી મુંબઇ આવ્યો નથી!" આ જવાબ જાણતાં જ શેઠનાં હાજાં ગગડી ગયા અને શેઠ સમજ્યા કે "સૌભાગ્યમલ પોતાને એક ખરેખરો ઉજળો દેવાળિઓ અને સોનેરી ટોળીવાળો મળ્યો હતો!" હતાશ!!!

## પ્રકરણ ૭૪ મું.

### પુનમચંદની દુર્દશા.

સૌભાગ્યમલના મરણને પંદરેક દિવસ વીતી ગયા. તેની ન્યાતના રીવાજ પ્રમાણે બારમા તથા તેરમાનું જમણ ઉકેલવામાં આવ્યું. હજી-સુધી તો સૌભાગ્યમલનો સઘળો ભરમ સચવાઇ રહ્યો હતો; પરન્તુ ત્યા-પછી લ્હેણદારો તરફથી સખત ઉઘરાણી થવા લાગી. મી. ગીરીદેવની પાસે તેના લ્હેણદારો આંટાફેરા ખાવા લાગ્યા અને ગીરીદેવ સૌને ધી-રજ રાખવાનું કહેવા લાગ્યા પણ એ ધીરજ બહુ વખત ટકી શકી નહિ. મુંબઇના વીસ પચીસ શાહુકારોએ સૌભાગ્યમલને રૂપિયા ધીરેલા હતા અને તેમાંના એક બે જણના દાવા થઇ ગયા. ગીરીદેવે હવે માથું ખુલ્લું મૂકીને સૌભાગ્યમલના સગીર છોકરાઓ તરફથી કોર્ટ પાસે નાદારીની માંગણી કરી. સૌભાગ્યમલનું વીલ કોર્ટમાં રજુ કર્યું અને તેમાં જણાવેલી ૪૦ હજારની મીલકતનો ખરડો પણ રજુ કર્યો. કોર્ટે મીલકત કબજામાં લીધી અને લ્હેણદારો જોગી નોટીસ કાઢી, તો ૧૩॥ લાખ રૂપિયાના લ્હેણદારો નીકળી આવ્યા! તેમાંથી ૬ લાખ અને ૬૫ હજારના એકલા

લ્હેણુદારં તો પુનમચંદ શેઠ જ હતા. સૌભાગ્યમલના લ્હેણાને માટે શેઠે પોતાની ડાયરીમાં નીચે પ્રમાણે ઉપલક નોંધ કરી રાખી હતી.

રૂ. ૭૦૦૦૦) સૌભાગ્યમલવાળો બંગલો ગીરવી રાખતાં અર્ધ ભાગના મોકલાવ્યા હતા તે.

રૂ. ૯૫૦૦૦) કાઠિયાવાડના એક દેશી રાજાને રૂ. બે લાખ ધીરેલા તેમાંથી ૧ લાખનો ભાગ (રૂ. ૫ હજાર ડીસકાઉંટ) લીધો તેના.

રૂ. ૨૦૦૦૦૦) ચતુરદાસ મીલને ગીરો રાખતાં આપ્યા હતા તે.

રૂ. ૩૦૦૦૦૦) ચતુરદાસ મીલને પાછલથી સૌભાગ્યમલ માર્ફતે મોકલાવ્યા હતા તે.

---

રૂ. ૬૬૫૦૦૦) એકંદર.

પુનમચંદને નાણાસંબંધી આ એક સખ્ત ફટકો વાગ્યો હતો અને રોજ ગીરીદેવની પેઢીપર જઇને રોદણાં રડતો હતો; પણ ગીરીદેવ સાહેબ કાંઇ એટલા ભોળા નહોતા કે ખાલીખમ બની ગએલા પુનમચંદ ઉપર હવે પહેલાંના જેવું ધ્યાન આપે! એક વાર પુનમચંદે પૂછ્યું: “સાહેબ! સૌભાગ્યમલનું ૧૩ાા લાખનું દેવું છે તેમાં આપની પેઢીના મી. રોકજોખના પણ રૂ. ૨૫) હજાર હશે ખરા.”

આ સાંભળીને ગીરીદેવે મ્હોં મલકાવ્યું અને કહ્યું: “સૌભાગ્યમલના ચોપડાઓમાં મી. રોકજોખને ખાતે જમા થએલી રૂ. ૨૫) હજારની રકમ જોવામાં આવી છે ખરી, પણ મી. રોકજોખ કહે છે કે મેં સૌભાગ્યમલને તે રૂપિયા ધીર્યા જ નથી!”

“હેં? શું એ ખરી વાત? આ તો એક નવાઇ છે. જેણે લાખો રૂપિયા આપ્યા છે તેના રૂપિયા જમા નથી અને જેણે નથી આપ્યા તેના જમા છે! સૌભાગ્યમલ! સૌભાગ્યમલ! સારા સારા માણસોનાં

ખોટાં ખાતાં બતાવીને મારા જેવા ભોળાઓને ઠગવાનો તારો ધંધો તને પરલોકમાં પણ સુખ નહિ મળવા દે!" શેઠે નિઃશ્વાસ નાંખ્યો.

ગીરીદેવે કહ્યું: "શેઠ! તમે વળી ક્યાં ઠગાઓ તેવા ભોળા છો?"

"સાહેબ! જ્યારે ભાગ્ય ફરે ત્યારે ગમે તેવો પાવરધો પણ રંક બની જાય. સાડા છ લાખ રૂપિયા સૌભાગ્યમલમાં ઘલાયા અને હવે તો મારી પાસે પેઢીમાં રોકાયલી નાની રકમ, ઘરબાર અને આબરૂ વિના બીજું કશું રહ્યું નથી! તેમાં વળી કુંદનનો મામલો હજી માથે ઊભો છે! શી ખબર, શું થશે? સાહેબ! આ વાણિયા ઉપર હવે તો કાંઇક દયા કરો; ખરેખર, હું ભિખારી થઈ જઇશ અને ભૂખે મરીશ."

"પુનમચંદ! હવે હું શું કરૂં? તમારા બચાવનો કાંઇ ઇલાજ મારી પાસે હવે રહ્યો નથી. જે બનવાનું હતું તે બની ગયું. સૌભાગ્યમલ આવો કપટી અને દાવપેચવાળો માણસ હશે, તે હું આજે જ જાણું છું."

"સાહેબ! એક ઉપાય હજી છે; શું આપ બનાવટી વીલ તૈયાર ન કરો?" ડુબતો પુનમચંદ તરણાને પકડવા લાગ્યો!

"શેઠ! હવે એ વાત જવા દો. તમારા પર મને દયા આવે છે, પણ શું કરૂં? તમે એવાં મૂર્ખાઇભર્યાં કામો કર્યાં છે કે હવે કાંઇ ઉપાય રહ્યો નથી; અને ખોટાં કામ એટલાં બધાં કર્યાં છે કે તમારો કોઇ હિતસ્વી મુંબઇમાં મળી આવવો મુશ્કેલ છે!"

"ખરી વાત, સાહેબ! ખરી વાત!" પુનમચંદે નીચું ઘાલ્યું. આંખોમાંથી આંસુ ટપકતાં ગીરીદેવે જોયાં.

ગીરીદેવે કહ્યું: "હવે જો તમારી ઇચ્છા હોય, તો હું ધર્મચંદને મળીને કુંદનના વારસાનો કાંઇ નીવેડો લાવું."

"આપને ખોળે માથું મૂકું છું, મરજીમાં આવે તે કરો!" પુનમચંદને હવે ઉદાર બન્યા વિના ન ચાલ્યું.

છેવટે ગીરીદેવે પુનમચંદ ઉપર દયા લાવીને તેટલું કામ કરવાનું માથે લીધું અને તુરત જ ધર્મચંદ ઉપર પત્ર લખીને તેને જણાવ્યું કે "હું એક બાબતના સંબંધમાં આવતી કાલે સ્હવારે તમને મળવા ઇચ્છું છું."

## પ્રકરણ ૭૫ મું.

### ઇન્દુની ઑફીસમાં.

બીજે દિવસે સ્હવારે મી. ગીરીદેવે ધર્મચંદની મુલાકાત લીધી અને પુનમચંદની સ્થિતિની સઘળી વાત કહી. ધર્મચંદના દયાળુ સ્વભાવને લીધે તેને પુનમચંદ જેવા દુષ્ટ માણસ ઉપર પણ દયા આવ્યા વિના ન રહી. તેણે કહ્યું: "સાહેબ! આપ જેવા મોટા માણસ જ્યારે ચાલી ચલાવીને મારે ત્યાં આવ્યા છે, ત્યારે આપનું માન રાખવાની હું મારી ફરજ સમજું છું. જોકે પુનમચંદે દુષ્ટતા બતાવવામાં કાંઈ ખામી રાખી નથી અને અત્યારે જ્યારે તે ચારે બાજુએથી સપડાયો છે ત્યારે નરમ બન્યો છે, પણ જો ખરૂં કહું તો, હજી પણ પુનમચંદ આ ઝગડો પતવવાનો ઢોંગ લેઇ બેઠો હોય અને કાંઈ બાજી રમતો હોય એવી મને શંકા ઉત્પન્ન થાય છે."

"નહિ, નહિ, ધર્મચંદ શેઠ! હવે એવું કાંઇ જ નથી. ખરેખર, તે મારી પાસે બહુ પસ્તાયો છે અને આંખમાંથી આંસુ પણ ખરી પડયાં છે; માટે આ વખતે તમારે પણ ઉદારતા બતાવીને આ ઝગડાનો નીવેડો લાવવો જોઇએ." ગીરીદેવે કહ્યું.

"સાહેબ! વારસો કાંઇ મને મળવાનો નથી. હું તો મારી ભાણેજ અને તેના પતિનો એક સલાહકાર છું; હું માત્ર સલાહ આપી શકું અને પછી શું કરવું ને શું ન કરવું તે તો તેમની મરજીની વાત છે."

"પણ તમારે નીવેડો લાવવામાં મદદ કરવાની ધારણાથી વર્તન ચલા-

વું એવી મારી ભલામણ છે; કહો, હવે તમે મને ક્યારે મળશો ? કુંદન તથા કહાનદાસ એ બન્નેનો અભિપ્રાય લેઇને અથવાતો તેમને સાથે લેઇને મને તમે મળો એવી મારી ધારણા છે; અને વળી તે કામ બનતી ઉતાવળે થવું જોઇએ."

"જી હા, આજે હમણાં જ હું કુંદન અને કહાનદાસને મળું છું અને પછી બપોરે હું આપને મળીને સર્વ વાત જણાવીશ." ધર્મચંદે જણાવ્યું અને પછી બન્ને જણ છૂટા પડયા.

ધર્મચંદ તુરત વાલકેશ્વર ગયો અને કુંદન તથા કહાનદાસને સર્વ વાત કહી. કોમળ હૃદયની કુંદનનો જીવ તે વાત સાંભળીને શોકાર્ત થયો, પણ કહાનદાસ બોલી ઉઠયો: "ધર્મચંદ શેઠ ! આપણે કાંઇ નીવેડો કરવો નથી. એ હરામખોર ઉપર વળી દયા શી ? મારી પાસેથી ફારકતી લખાવી લેતી વખતે તેણે મારૂં ગળું પકડીને મને મારી નાંખવા માંડયો હતો. એવા હરામખોરને હવે દયા ઘટે ?"

"ભાઇ ! હું પણ એ બધું સમજું છું; પણ માણસની દશા જ્યારે ફેરવાય છે, ત્યારે જ તેને ભાન આવે. ધર્મચંદ દુષ્ટ છે, ઘાતકી છે, પાપી છે, કુંદનને ઝેર પાવા તે જ તૈયાર થયો હતો, પણ શું કરીએ ? આપણ જૈનોમાં જે અનુકંપા રહેલી છે, તે આપણને દયા બતાવવાને ઉશ્કેર્યા વિના રહેતી નથી. વળી કોર્ટે ચડવા કરતાં ઘરમેળે નીવેડો થાય તો ઠીક એવી પણ મારી ઇચ્છા છે."

"તમારી તેવી ઇચ્છા હોય તો ભલે, તમે મારા વડીલ છો, એટલે તમારી ઇચ્છાને માન આપવું તે હું મારી ફરજ સમજું છું. પણ વીલમાં જણાવ્યા પ્રમાણે મીલકત ન મળે તો હું હવે ફારકતી લખી આપનાર નથી, તેમજ નીવેડો લાવવા દેનાર નથી."

"એ તો બે માણસ કહેશે તેમ કરવું પડશે. પૂરી મિલકત મળવાની

હોય, તો પછી તેમા નીવેડો શું કરવાનો છે ? કાંઇક આપણે પણ ઘસાવું પડશે. જુઓ, મારો વિચાર એ છે કે આપણે ગીરીદેવ અને પુનમચંદને લેઇને ઇન્દુવદનરાયની ઓફીસમાં જવું. ઇન્દુવદનરાયે આપણું જે શુભ કર્યું છે તે પરથી એટલું તો સ્પષ્ટ છે કે તે હવે આપણો હિતસ્વી છે. પુનમચંદ તરફથી ગીરીદેવ અને આપણા તરફથી ઇન્દુવદનરાય પંચાતીયા તરીકે રહીને જે નીવેડો લાવે તે આપણે કબૂલ કરવો."

"હા, હા, મામા !" કુંદન બોલી ઉઠીઃ "તેમ જ કરો; ઇન્દુવદનરાયે આપણને વીલ મોકલી આપ્યું, ત્યારપછી આપણે કોઇ વાર તેમનો ઉપકાર માનવા પણ ગયાં નથી."

સર્વાનુમતે ધર્મચંદની સલાહ માન્ય રખાઇ. અસલ વીલની એક નકલ કરીને ધર્મચંદે તે પોતાની પાસે રાખી અને કુંદન તથા કહાનદાસને પરભાર્યાં ઇન્દુવદનરાયને ત્યાં મોકલી પોતે ગીરીદેવની ઓફીસે ગયો. દૈવયોગે પુનમચંદ પણ ત્યાં જ હતો ! બન્ને મળ્યા. એક બીજાના કલુષિત ભાવો દૂર થયલા જણાયા. ધર્મચંદે ગીરીદેવને પોતાની ધારણા કહી સંભળાવી અને બન્ને જણને ઇન્દુવદનરાયની ઓફીસમાં આવવાનું કહ્યું. પુનમચંદને પહેલાં તો તે ન રૂચ્યું, પણ દુઃખભારથી લાચાર બની ગએલા તેના હૃદયને છેવટે સામા પક્ષની ધારણાને જ માન આપવાની જરૂર પડી. ત્રણે જણ ઇન્દુની ઓફીસમાં જઇ પહોંચ્યા.

ઇન્દુનું મન બહુ વખતથી ધંધામાંથી ઉઠી ગયું હતું. વળી છેલ્લા પંદર દિવસથી તેનો ગુમાસ્તો ગિરિજાશંકર ઓફીસમાં પણ આવતો નહોતો અને કોઇ રડયો ખડયો નવો કેસ આવતો, તો ઇન્દુ ના કહી દેતો. આથી હવે તેની પાસે કોઇ અસીલ પણ આવતો નહોતો. પોતે ધંધામાં મન નહિ દેતો હોવાથી ગિરિજાશંકરે કંટાળીને કોઇ બીજા બારીસ્ટરની ગુમાસ્તાગીરી પકડી હશે એમ ઇન્દુ માનતો હતો. કુંદન અને

કહાનદાસ એકાએક તેની ઓફીસમાં આવી ચડયાં, તેથી પહેલાં તો તેને આશ્ચર્ય થયું, પણ જ્યારે કુંદને તેને સઘળી વાત કહી સંભળાવી, ત્યારે તેનું આશ્ચર્ય દૂર થયું, છતાં તેણે પુનમચંદ સાથેના નિવેડામાં વચ્ચે પડવાની પોતાની અનિચ્છા દર્શાવી. છેવટે કુંદનના આગ્રહથી ઇન્દુવદનરાયે પોતાની ધર્મભગિનીનું સંપૂર્ણ હિત કરવાના વ્રતની પૂર્ણાહુતિ કરવા માટે તે માન્ય રાખ્યું.

ધર્મચંદ, પુનમચંદ અને ગીરીદેવ આવી પહોંચ્યા. શરૂઆતમાં તો ગીરીદેવ અને ઇન્દુએ ગુપ્ત મસલત ચલાવી; અને પછી બન્નેએ પોતપોતાના અસીલોનો મત લીધો. થોડી રકઝક ચાલી, પણ બહુધા તે રકઝક કહાનદાસ તરફની હતી. પુનમચંદે તો હવે ખુલ્લું માથું મેલ્યું હતું. "ભાગ્યમાં લખ્યું હશે તેમ થશે" એવો તેનો નિશ્ચય હોવાથી આ નિવેડામાં તેણે ગીરીદેવના મતને માન્ય રાખવામાં પોતાનું હિત માન્યું હતું. કુંદનને સોંપવાની કુલ મીલકતની કીંમત રૂ. ૩ાા લાખ જેટલી થવા જતી હતી તેમાંથી એક લાખ જતા કરીને રૂ. ૨ાા લાખની સ્થાવર, જંગમ કે રોકડ ગમે તેવી મીલકત આપીને પુનમચંદે પોતાનું આ મોટું કરજ પતાવી દેવું એવો નિવેડો થયો. તેના દર દસ્તાવેજ થયા. સહી શાખો થઇ અને એક અઠવાડિયાની મુદતમાં તે ભરપાઇ થઇ ગયે ફારકતી લખી આપવાનો નિર્ણય પણ થઇ ગયો. બન્ને પક્ષોમાં શાન્તિ પથરાઇ.

ઇન્દુ બોલ્યોઃ "દરિયામાં મોટું વાવાઝોડું પસાર થઇ ગયા પછી જેવી રીતે શાન્તિ ફેલાય છે, તેવી રીતે અત્યારે હવે શાન્તિ ફેલાઇ છે અને તે શાન્તિમાં હું પણ એક કારણીભૂત હોઇ મને આનંદ થાય છે. પુનમચંદ શેઠ! તમે બહુ દુઃખી થયા છો, અને તે દુઃખમાં પણ જો હું કાંઇ અંશે કારણીભૂત થયો હોઉં તો તમારી ક્ષમા ચાહું છું."

"સાહેબ! એમાં તમારો કાંઇ વાંક નથી. વાંક મારા ભાગ્યનો અને

મારી બુદ્ધિનો છે. મારી માઠી અવસ્થાનો કાંઇ જ પાર રહ્યો નથી. આ પોણા ત્રણ લાખ રૂપિયા ભરી આપતાં મારી પેઢીનું અને ઘરનું તળીઉં આવી જશે; પણ તેમાં કોઇનો ઉપાય નથી! પુત્રીતુલ્ય કુંદનના પૈસા ન આપવાની મારી ઘાનતનો માઠો બદલો ઇશ્વરે મને સૌભાગ્યમલના રૂ-પમાં આપ્યો છે!"

આ સઘળું ગુપચુપ સાંભળી રહેલી **સીતાકુમારી** એકદમ મેડાપરથી નીચે ઓશીસમાં ઉતરી આવી અને પુનમચંદની પાસે આવીને બોલીઃ "શેઠજી! તમારા દુઃખની વાત સાંભળીને મને બહુ શોક થયો છે. તમે એક વાર મને પહેરાવેલા દાગીના આજે તમારી માઠી હાલતમાં તમને પાછા આપવાનો હું મારો ધર્મ સમજું છું, માટે આ તે જ દાગીના તમે પાછા લેઇને મારા પર ઉપકાર કરો."

"બ્હેન! મારી સ્થિતિ ગમે તેવી થઇ હોય, પણ એક વાર તમને ભેટ આપેલા દાગીના હું પાછા લેવા નથી ઇચ્છતો." શેઠે કહ્યું.

"ના. હવે હું તે નહિ રાખું. તમે દુઃખી થાઓ અને મારે તમારા જ મફતના અને અન્યાયપૂર્વક લીધેલા દાગીના શામાટે રાખવા જોઇએ?" એમ કહી **સીતાકુમારી** સઘળા દાગીના પુનમચંદના ખોળામાં મૂકી પાછી મેડાપર ચડી ગઇ. આ જોઇને સૌને આશ્ચર્ય સાથે આનંદ થયો. પુનમ-ચંદને તે દાગીનાનો સ્વીકાર કરવો પડ્યો. થોડી વાર રહીને પુનમચંદ તથા ગીરીદેવ ત્યાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૭૬ મું.

## પિતાનો માર્ગ સ્વીકાર્યો.

પુનમચંદ તથા ગીરીદેવ ગયા અને ધર્મચંદ, કુંદન તથા કહાન-દાસ ઉઠવાની તૈયારી કરતાં હતાં, એટલામાં ઇન્દુવદનરાયની એક વારની

શ્રમપરિહારિણી પ્રિયબાલા એકાએક ત્યાં આવી પહોંચી. તેને જોતાં જ ઇન્દુની આંખો લાલ બની. પાસે કુંદનને બેઠેલી જોતાં પ્રિયબાલાના હૃદયમાં ગભરાટ જાગ્યો. તે કાંઈ પણ બોલે તે પહેલાં ઇન્દુ જ બૂમ પાડી ઉઠ્યો: "કેમ, રંડા! કોની રજાથી તું અહીં આવી છે?"

"બારીસ્ટર સાહેબ! શું તમે મને ભૂલી ગયા? મારો પગાર હજી મને મળ્યો નથી. પેલા દશ હજાર રૂપિયા—"

પ્રિયબાલા પૂરૂં બોલી રહી નહોતી, એવામાં તો ઇન્દુ પોતાની બેઠકપરથી ઉઠ્યો અને પ્રિયબાલાને ગુસ્સાપૂર્વક લાત મારતાં બોલી ઉઠ્યો: "રંડા! શું તું મને બનાવવા આવી છે? રૂપિયા શેના માંગે છે? ચાલ, અહીંથી દૂર થા, નહિતો પોલિસને સ્વાધીન કરીશ."

પ્રિયબાલા સમજી ગઇ કે ઇન્દુ હવે પોતાનો રહ્યો નથી. સમયને વિચારી જાઇને તે કરગરતી બોલી: "ઈન્દુવદનરાય! જે માધવદાસની સાથે હું ગઈ હતી, તેને મેં દશ હજાર રૂપિયા ખરેખર ધીર્યા છે અને તે જ મારૂં સર્વસ્વ હતું. તમે મને દશ હજાર રૂપિયા એક શેઠ પાસેથી અપાવવાનું વચન આપ્યું હતું તે તમે કેમ ભૂલી જાઓ છો?"

કહેવાની જરૂર નથી કે કુંદન તો પ્રિયબાલાને ઓળખી ગઇ હતી. તેને પ્રિયબાલાની દીન વાણી સાંભળીને દયા આવી અને બોલી: "બેરીસ્ટર સાહેબ! ગમે તેવી નીચ હોવા છતાં આ સ્ત્રીએ મને જીવતી છોડી દીધી હતી, તે ઉપકારની ખાતર મને તેના પર દયા આવે છે અને તેટલા માટે હું તેને તેના દશ હજાર રૂપિયા આપવા—"

ઇન્દુ એકદમ બોલી ઉઠ્યો: "બસ કરો, તમને ચાબુકવડે માર મારનારપર એ દયા ન ધરે, માટે તેની વ્યર્થ દયા બતાવવાની જરૂર નથી. દુષ્ટોની ખુહારી તે તો પ્રભુના ઘરનો કાયદો છે." એમ કહી તેણે નિર્દયતાપૂર્વક પ્રિયબાલાને ધક્કો માર્યો અને તેને ત્યાંથી ચાલ્યા જવું પડયું!

ઇન્દુ બોલ્યોઃ "બસ, હવે મને નિરાંત થઇ! મેં નિર્દયતા વાપરી છે; પણ તે છેવટની નિર્દયતા છે."

થોડી વારે સર્વ છૂટાં પડયાં.

* * * *

ત્યારપછીના બીજા અઠવાડિયામાં ઇન્દુવદનરાય ક્યાંય જતો રહેલો જણાયો. કેટલેક દિવસે કાશીક્ષેત્રમાંથી તેનો પત્ર સીતાકુમારી અને પ્રભાકરપર આવ્યો અને તેમાં માત્ર એટલું જ લખ્યું હતું કે "છેવટે મેં પિતાનો માર્ગ સ્વીકાર્યો છે; કોઇ ચિન્તા ન કરશો." સીતાને તથા પ્રભાકરને આ ખબર વાંચીને આંસુ આવ્યાં. એકાદ દિવસમાં તો આખા મુંબઇમાં ઇન્દુએ સંન્યાસ ગ્રહણ કર્યાના ખબર ફેલાઇ ગયા. વર્તમાનપત્રોમાં પણ તે ખબર છપાયા અને એક વકીલ સંન્યાસી બને એ બનાવે લોકોમાં આશ્ચર્ય સાથે ગાંભીર્ય ફેલાવ્યું. પ્રભાકરની પાસે અખૂટ દ્રવ્ય હતું તેથી તેણે મુંબઇમાં જ પોતાનો નિવાસ રાખીને પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો. સહધર્મિણી સીતાકુમારીની સાથે તેનો સંસાર અતિસુખી નીવડયો.

* * * *

ગિરિજાશંકરે કાંઇ બીજા બેરીસ્ટરની ગુમાસ્તાગીરી પકડી ન્હોતી; પરન્તુ તેના સંબંધમાં એક જૂદો જ બનાવ બન્યો હતો. તેની બે બૈરીઓમાંની જૂની દશેક હજારના દાગીના લેઇને તેનાથી રીસાઇ પોતાને પિયેર ચાલી ગઈ હતી અને નવી બાકીની મીલકતનો ગોટો વાળીને કોઇને લેઈ કલકત્તા તરફ નાસી ગઇ હતી! ગિરિજાશંકર તેની પાછળ તપાસ કરવાને કલકત્તા તરફ ગયો હતો પણ કાશીમાં આવતાં પ્લેગને લીધે તેનું મરણ થયું હતું, જે ખબર જાણીને ઇન્દુના મુખમાંથી એવા ઉદ્દગારો

નીકળી પડ્યા કે " અન્યાયોપાર્જિત દ્રવ્ય અને અનીતિમય જીવનનો અંત આવી રીતે આવે તેમાં શી નવાઇ ? "

*　　　*　　　*　　　*

એક અઠવાડિયાની અંદર પુનમચંદે કુંદન તથા કહાનદાસને રાાા લાખ રૂપિયા ભરી દઇને તેની પહોંચ લેઇ લીધી હતી અને હવે કુંદને પોતાના કાકાને ત્યાં જવાનું બંધ કર્યું હતું, તોપણુ કાકાની માઠી અવસ્થા જોઇને દૂર રહ્યાં રહ્યાં પણુ તેને દયા આવતી હતી ! અહો ! સ્ત્રીજનના કોમળ હૃદયની સ્નેહાર્દ્રતાનો પાર કોણુ પામી શકે ? કહેવાની જરૂર નથી કે કહાનદાસ હવે સુધરી ગયો છે અને સાધારણુ વેપાર કરી ખર્ચ જોગું પેદા કરી સઘળી મીલકત સાચવી રહ્યો છે. પુનમચંદને સૌભાગ્યમલની મીલકતમાંથી માત્ર પંદર હજાર રૂપિયા મળ્યા છે અને એકંદર પચીસ હજારની મીલકત તેની પાસે રહી શકી છે જેમાંથી તે સાધારણુ ધંધો કરી શકે છે. પશ્ચાત્તાપથી તેનું અંતર્ બળ્યાં કરે છે.

*　　　*　　　*　　　*

દાજીભાને તેનું તાવીજ દોલતરાય પાસેથી મળી ગયું છે. ઉપરાંત પ્રભાકર તરફથી તેને પાંચસો રૂપિયાની ભેટ મળી છે. વિશ્વમોહનરાયને દાજીભાના કેસની ફી તરીકે પ્રભાકરે રૂપિયા પાંચસોની ભેટ કરી છે. સૌને શિક્ષણુ મળી ગયું છે કે નીતિમાનને ત્યાં ધન સ્વયમેવ ચાલ્યું આવે છે, અને અનીતિમાનને ત્યાંથી ધન પગ કરીને ચાલ્યું જાય છે !

**अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ॥**
**प्राप्ते एकादशे वर्षे समूलं च विनश्यति ॥**

[ સમાપ્ત ]